# કર્મયોગી દાસકાકા

## પુરુષોત્તમદાસ ર. પટેલ

• લેખક •

ડૉ. મંગુભાઈ રા. પટેલ

## મુંબઈ વિભાજન બિલ અંગે

[મુંબઈ વિભાજનનુ બિલ પ્રવરસમિતિને સોંપવામાં આવેલું. શ્રી ડાંગે વગેરે છ સભ્યોની નોંધમાં, ડાંગ, ઉમરગામ, નવાપુર વગેરેનાં ગામડાં ગુજરાતમાં જાય તેનો વિરોધ કર્યો. આ પ્રદેશ ગુજરાતનો છે તેવી પુ. ર. પટેલે નોંધ મૂકી જે ઐતિહાસિક દસ્તાવેજ બની ગઈ ને ખૂબ પ્રશંસા પામી. તેમના પ્રયાસથી ગુજરાતના ઘણા પ્રદેશો મહારાષ્ટ્રમાં જતા બચી ગયા.]

My work has been made easier by the learned minuite of Dissent, my hon. friend Shri P. R. Patel has appended to the Joint Committee's Report.

**Shri Suresh Desai**

□

Take again the question of division of various villages and so on. I find the first minuite of Dissent makes a grievance of it but I admire the ability with which the third minuite of Dissent has been written by Purushotamdas Patel. It is a brilliant piece of work, not political, but historical, scholarly and very equitable. It goes to show on the authority of such a great linguist as Dr. Grierson and on the authority of Maharashtrian scholers them selves as to what the real linguistic distribution of those areas is....

**Prof. A. R. Wadia**
23-9-1960

# કર્મયોગી દાસકાકા

(પુરુષોત્તમદાસ ર. પટેલ)

ડૉ. મંગુભાઈ રા. પટેલ
(એમ. એ., પીએચ. ડી.)
ઇતિહાસ વિભાગ
સમાજ વિદ્યાભવન
ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ

સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડી (ઉ. ગુ.)

**Karmayogi Dasakaka**

(Biography of a Freedom Fighter, Social Reformer, Journalist and Educationist)

—**by Dr. Mangubhai R. Patel, 1990**



**પ્રથમ આવૃત્તિ** : જૂન ૧૯૯૦

**મૂલ્ય : રૂા. ૧૭–૫૦**

**પ્રકાશક** : માણેકલાલ મા. પટેલ
મંત્રી, સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડી

**મુદ્રક** : દર્શન પ્રિન્ટર્સ, હરેશ જે. પટેલ
૬, ગોકુલ સેન્ટર, જૂના લાટી બજાર
કાગડાપીઠ, અમદાવાદ–૩૮૦ ૦૨૨

જન્મ : ૬-૯-૧૮૯૯ દેહાંત : ૧૯-૫-૮૪

કામકાકા (૮૦મા વર્ષે)

મુખ્ય મંત્રી શ્રી હિતેન્દ્રભાઈ સાથે ટેકનિકલ હાઈસ્કૂલનાં
મકાનોનાં ખાત મુહૂર્ત પ્રસંગે (૨૭-૫-૧૯૬૭)

છગનભાની પ્રતિમા પાસે શિક્ષણ મંત્રી શ્રી ચોખાવાલા સાથે
સાયન્સ કૉલેજના હોસ્ટેલના ખાત મુહૂર્ત પ્રસંગે (૪-૧૨-૬૮)

શ્રી ઘ. મો. છાત્રાલયના ઉદ્ઘાટન નિમિત્તે
શ્રી કમલનયન બજાજ પૂજા કરી રહ્યા છે તે વખતે (૧૪-૧૨-૬૪)

સાયન્સ કૉલેજના ઉદ્ઘાટન વખતે
રેલ્વે પ્રધાન શ્રી એસ. કે. પાટીલ સાથે (૨૪-૫-૬૫)

કડી મહાલ વહીવટી કચેરી પર કડી તાલુકાના
ખેડૂતોની દમામદાર કૂચ (૮-૨-૧૯૪૦)

દુષ્કાળ વખતે પત્રકારો સાથે દાસકાકા
સુઈગામની સરહદે (૧૦ જૂન, ૧૯૫૨)

શ્રી દાસકાકાના સ્વપ્નને સાકાર આપતી સર્વ વિદ્યાલયની
ગાંધીનગર શાખાની શુભ શરૂઆત (તા. ૩-૧-૭૭)

અમૃત મહોત્સવ સમારંભ વખતે દાસકાકાની
કડી સંસ્થાની આખરી મુલાકાત (૨૬-૨-૧૯૮૪)

સરદાર વલ્લભભાઈ પટેલ સાથે પ્રજામંડળ પરિષદના સભ્યો
નીચે બેઠેલાઓમાં ડાબી બાજુથી ત્રીજા નંબરે દાસકાકા (૧૯૩૯)

ડાબી બાજુ શ્રી દાસકાકા, પ્રો. રંગા, શ્રી શર્મા, શ્રી ધનાભાઈ
શ્રી મગનભાઈ અને ખેડૂત કાર્યકરો (૧૭- -૫૩)

પાછલી હરોળમાં જમણી બાજુએ પ્રથમ દાસકાકા.
બેઠેલાઓમાં જમણી બાજુ બીજા નંબરે ડા. માણેકલાલ પટેલ
દાસકાકા કડીના યુવાન મિત્રો સાથે

દાસકાકાના માતુશ્રી
સ્વ. કાશીબા

દાસકાકાના ધર્મપત્ની
સ્વ. ગંગાબેન

મુંબઈ ધારાસભામાં લડાયક
મિજાજમાં દાસકાકા

શ્રી દાસકાકા સ્વીસ ઍન્ડ એગ્રોડવાળા
શ્રી હંટર સાથે ગૌશાળા ઉપર

સુવર્ણ જયંતી અને પરિવાર સંમેલનમાં
પ્રવચન કરતા દાસકાકા (૨૩ મે, ૧૯૭૦)

# પુરોવચન

સર્વ વિદ્યાલયના ભૂતપૂર્વ વિદ્યાર્થી અને લેખક ડૉ. મંગુભાઈએ "દાસકાકા"નું જીવનચરિત્ર લખવાની જવાબદારી પૂરી કરી તેની ટાઈપ-કૉપી મને વાંચવા આપી. હું તે ખૂબ જ રસપૂર્વક વાંચી ગયો.

સને ૧૯૪૭થી કડીમાં હું વકીલાત કરવા ગયો ત્યારથી "દાસકાકા" સાથે તેમની પ્રવૃત્તિઓમાં સતત જોડાયેલો રહેલો. એટલે જેમ જેમ તેમના જીવનચરિત્રની ફાઈલને વાંચતો ગયો તેમ તેમ દાસકાકા શબ્દ-દેહે સાકાર થતા ગયા. સામાન્ય ખેડૂત કુટુંબમાં જન્મેલા નવ વરસની ઉંમરે પિતાનું છત્ર ગુમાવેલા તે આપબળે સિદ્ધાં અને કપરાં ચઢાણ ચઢે છે, વિદ્યાર્થી અવસ્થાથી તે નીડરપણે અન્યાયનો સામનો કરે છે, કેળવણીની સંસ્થાઓના આદ્યસ્થાપક છગનભા સાથે શરૂથી જ તે જોડાઈ જ્વલંતપણે કેળવણીની સંસ્થાઓ વિકસાવે જાય છે અને નવી શિક્ષણ શાખાઓ સ્થાપતા જાય છે; ગરીબી અને દેવાના દુઃખના અનુભવે તે ચુસાતા અને કચડાયેલા ખેડૂત સમાજને જાગ્રત કરવા તેમનાં સંગઠન કરતા સતત ઘૂમે છે, ગાંધીજીની હાકલે કૉલેજનો અભ્યાસ છોડી દઈ આઝાદી જંગમાં ઝંપલાવે છે, અને "છોટે સરદાર"ના બિરુદથી જનતા તેમને નવાજે છે. પોતાની કારકિર્દીના ભોગે મહાગુજરાત રાજ્યની રચનાના જંગમાં તે સક્રિય સેનાની બને છે અને મહાગુજરાત સાકાર થાય છે. આવી પ્રવૃત્તિઓ સાથે સામાજિક કુરિવાજોનો સામનો કરતા રહી કુરૂઢીઓના દૂષણમાંથી સમાજને છોડાવવા ઝઝૂમતા રહે છે. આ બધામાં કોઈ પણ પ્રકારનો પોતાનો સ્વાર્થ સાધવાની વૃત્તિ સિવાય ફરજ સમજી કરતા દેખાય છે. નીડરતા, પ્રામાણિકતા, ચારિત્ર્યશુદ્ધિ અને નિઃસ્વાર્થપણાનું જાણે કે બખ્તર પહેરી 'મરદ માથું આપે નાક નહિ' એ સિદ્ધાન્તે અનેક પ્રબળ પડકારો સામે જીવનના અંત સુધી સંઘર્ષ કરતા. પુરુષોત્તમભાઈને ઉત્તર ગુજરાતે "દાસકાકા"ના લાડીલા નામથી વધાવેલા. સર્વ વિદ્યાલય કેળવણી મંડળની પ્રવૃત્તિઓના કર્ણધાર કર્મયોગી પુ. ર. પટેલ આપણી નજર સામે તાદૃશ થાય છે.

"હાસકાકા"એ તેમની પ્રવૃત્તિઓની ફાઈલો, ફોટા, પત્રો કે અન્ય સાહિત્યનો કંઈ જ સંગ્રહ કરેલો ન હતો. આ સંજોગોમાં ડો. મંગુભાઈએ ખૂબ જ મહેનત કરી અનેકવિધ પાસાવાળું સંઘર્ષમય જીવન જીવી જનાર પુરુષોત્તમદાસ ર. પટેલ યાને "હાસકાકા"નું શબ્દદેહે સાકાર કરતું જીવનચરિત્ર લખી તૈયાર કરવા માટે જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા પડે તેમ છે.

સર્વ વિદ્યાલય કેળવણી મંડળે 'છગનભા' અને 'હાસકાકા'નું જીવન-ચરિત્ર લખાવી પ્રસિદ્ધ કરવાનાં થયેલાં સૂચનો સ્વીકારી ખૂબ જ સ્તુત્ય નિર્ણય કરી છગનભા અને હાસકાકા જેવા બંને જ્યોતિર્ધરોને યોગ્ય અંજલિ આપી છે.

આ જીવનચરિત્ર કેળવણી ક્ષેત્રના અને સામાજિક સુધારણા ક્ષેત્રના કાર્યકરોને, ગરીબી અને ઓછાં સાધનોવાળા આપબળે આગળ વધવા માગતા યુવકો અને વિદ્યાર્થીઓને, ખેડૂત સંગઠનો કરનારા ખેડૂત કાર્યકરોને, સર્વ વિદ્યાલય કેળવણી મંડળના સમગ્ર પરિવારને અને સમાજને પ્રેરણા આપશે તેવી શ્રદ્ધા સાથે જયહિંદ.

તા. ૧૮-૬-૯૦

**વકીલ ધનાભાઈ હ. પટેલ**
મંત્રી. સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડી

□

# નિવેદન

ગાંધીજી અને સરદાર પટેલે દેશની મુક્તિ માટે જે હાકલો કરી અને દેશ સમક્ષ લડતના રચનાત્મક કામોના જે કાર્યક્રમો મૂક્યા તેનાથી આકર્ષાઈને ગુજરાતમાં અનેક સેવકો જાહેરજીવનમાં પડ્યા; અને તેમણે પૂરી નિષ્ઠા અને લગનીથી ગુજરાતના અને દેશના જાહેરજીવનને વિકસાવવામાં ભાગ ભજવ્યો તેમાંના દાસકાકા એક હતા. આ પુસ્તક દાસકાકાનાં પાંસઠ વર્ષની જાહેર સેવાનું સરવૈયું છે.

બહુમુખી વ્યક્તિત્વ ધરાવતા શ્રી દાસકાકાનું જીવનચરિત્ર લખવું એ કોઈ પણ લેખક માટે પડકારરૂપ અને મુશ્કેલ હતું. મુશ્કેલ એટલા માટે હતું કે તેમણે પોતાનાં કાર્યોની કોઈ નોંધપોથી રાખી નથી અથવા દસ્તાવેજોનો સંગ્રહ કર્યો નથી. પરિણામે તેમનાં જે લખાણો મળ્યાં તેના આધારે તેમના વ્યક્તિત્વને ઉપસાવવા પ્રયત્ન કર્યો છે.

કર્મયોગી દાસકાકાના જીવન અને કાર્યની જાણકારી મેળવવા માટે 'મૌખિક ઇતિહાસ' પદ્ધતિનો ઉપયોગ કરી તેમની સાથે પ્રત્યક્ષ સ્વરૂપે સંકળાયેલા મહાનુભાવોને મળી તેઓની પાસેથી કેટલીક મહત્ત્વની માહિતી પ્રાપ્ત કરી. તેમનું રાજકીય યોગદાન જાણવા માટે વડોદરા રેકોર્ડ ઑફિસ, ગુજરાત રાજ્ય દફતર ભંડાર, મહારાષ્ટ્ર સ્ટેટ આર્કાઈવ્ઝ અને ગૂજરાત વિદ્યાપીઠમાં સચવાયેલા પ્રજામંડળ પરિષદના અહેવાલો, મુંબઈ ધારાસભાની કાર્યનોંધો તેમજ અન્ય સામગ્રી ઉપયોગી નીવડી છે; જેના પરિણામે 'કર્મયોગી દાસકાકા' પુસ્તક ઐતિહાસિક દસ્તાવેજી જીવનચરિત્ર બન્યું છે. શ્રી ધનાભાઈ વકીલ દાસકાકાના નિષ્ઠાવાન અનુયાયી હતા તેમની પાસેની સંગૃહીત માહિતી, દાસકાકાના પુત્ર તનસુખભાઈ અને પુત્રવધૂ શ્રીમતી કુન્તાબેને મોકલાવેલ "ખેડૂત" અને "રાષ્ટ્રધર્મ" ના અંકો અને અન્ય માહિતી, શ્રી ભાઈલાલભાઈ જી. પટેલે આપેલી વિગતો આ પુસ્તકને આધારભૂત બનાવવામાં મદદરૂપ બન્યાં. દાસકાકા સન્માન સમિતિએ પ્રગટ કરેલ "દાસકાકા સન્માન ગ્રંથ" ના લેખો પણ કર્મયોગી દાસકાકાની વિરલ પ્રતિભાને જાણવા માટે માર્ગસૂચક નીવડ્યા. તે સૌનો આભાર

આ ચરિત્ર–લેખનમાં દાસકાકાનાં લખાણો જે સામયિકોમાં છપાયાં હતાં તેનો ઉપયોગ સવિશેષ કર્યો છે તે માટે તેના વિદ્યમાન અને સદ્‌ગત તંત્રીઓ પ્રત્યે આભારથી લાગણી પ્રગટ કરું છું. આ પુસ્તક વધુ સારું બને તે હેતુથી શ્રી ધનાભાઈ વકીલ અને ભૂતપૂર્વ આચાર્ય શ્રી મોહનલાલ પટેલે કરેલાં સૂચનો માટે આદર અને આભારથી લાગણી વ્યકત કરું છું.

સ્વાતંત્ર્ય સેનાની, સમાજસુધારક, પત્રકાર, ખેડૂતોના હમદર્દી, આમજનતાના નેતા અને મહાગુજરાતની લડતના પ્રણેતા દાસકાકાનું ચરિત્ર લેખન લખવાની તક આપવા માટે કડવા પાટીદાર કેળવણી મંડળ તેમજ સર્વ વિદ્યાલય કેળવણી મંડળ, કડીના અમો આભારી છીએ.

**– ડૉ. મંગુભાઈ રા. પટેલ**
કન્વીનર,
**દાસકાકા ચરિત્રલેખન સમિતિ**

□

# અનુક્રમણિકા

# અર્પણ

સમાજના સ્તરીકરણના પિરામિડની નીચે દબાયેલા-કચડાયેલા ભૂમિપુત્રોને..........ભારતની આઝાદીના સંગ્રામમાં માથાં મૂકી લડનાર ખમીરવંતા ખેડુતોને સાદર...........

## છગનભા અને પુરુષોત્તમદાસ ર. પટેલ (દાસકાકા)
## જીવનચરિત્ર સમિતિ

૧ ડૉ. મંગુભાઈ રા. પટેલ (કન્વીનર : દાસકાકા ચરિત્ર)

૨ શ્રી પ્રભાતકુમાર એમ. દેસાઈ

૩ શ્રી મનુભાઈ જે. પટેલ

૪ શ્રી તનસુખભાઈ પી. પટેલ

૫ શ્રી મોહનલાલ બા. પટેલ (કન્વીનર : છગનભા ચરિત્ર)

૬ શ્રી ઈશ્વરભાઈ હ. પટેલ

૭ શ્રી ભાઈલાલભાઈ જી. પટેલ

૮ શ્રી જયંતીભાઈ જે. પટેલ

# ૧

## જન્મ–બાળપણ–ઘડતર–વ્યક્તિત્વ

આનર્તના સપૂત શાર્દૂલ કર્મવીર !
કૃતાર્થ નામ–ગુણ, રે સમરે શું ધીર.
ધન્યાધરા, જનની જન્મભૂમિ સુ-જન્મે,
લાખો ઉરો, નયન, શિર શું ભક્તિ નામે.

**– અનામી**

આનર્ત પ્રદેશ એટલે ઉત્તર ગુજરાત, ઉત્તર ગુજરાતનો એક ભાગ કડી પ્રાંત જે ગાયકવાડી રાજ્યનો પ્રાંત હતો. "વડોદરા રાજ્યનો ઇતિહાસ" નામના પુસ્તકમાં જણાવ્યા મુજબ "આ સંસ્થાનનાં પરગણાં આખા ગુજરાતમાં સેળભેળ છે. જેના રાજકીય ભાગ ચાર પડે છે. કડી પ્રાંત, વડોદરા પ્રાંત, નવસારી પ્રાંત, અમરેલી પ્રાંત. કડી પ્રાંત એની ઉત્તરે રાધનપુર તથા પાલનપુર છે. પૂર્વે ઇડર સંસ્થાન, પ્રાંતીજ પરગણું તથા મહીકાંઠા છે. એમાં મુખ્ય ગામ પાટણ, સિદ્ધપુર, વડનગર, વિસનગર, વિજાપુર, કડી, દહેગામ અને આતરસૂબા છે."

આ પ્રાંતમાં પાટીદારોની વસ્તીનો મુખ્ય જથ્થો હતો. દામાજીરાવ ગાયકવાડના ભાઈ ખંડેરાવ હતા, તેમને કડીની જાગીર તથા હિંમતે બહાદુરનો ઇલકાબ પોતાના ભાઈ તરફથી મળ્યો હતો. તે ખંડેરાવને મલ્હારાવ નામે દીકરો હતો. મલ્હારાવ પોતાના બાપને મળેલી જાગીરનો ભોગવટો સ્વતંત્રપણે કરવા લાગ્યો. તે વાત ફતેહસિંહરાવ ગાયકવાડને પસંદ પડી નહીં. એટલે પટાયત તરીકે મલ્હારાવ પાસેથી કેટલીક શરતો લખાવી લઈ તેને તે જાગીર ભોગવવા આપી; તોપણ મલ્હારાવ

થોડીક મુદત બાદ પોતાની સ્વેચ્છા મુજબ કડીનો કારભાર ચલાવવા લાગ્યો. વળી ચઢેલી ખંડણી આપવામાં પણ વાંધો ઉઠાવ્યો. શરૂઆતમાં લડાઈ થઈ તેમાં મલ્હારાવની જીત થઈ. પરંતુ મુંબઈના ગવર્નર મિ. ડંકનની મદદ મળતાં ચારસો યુરોપિયનો સહિત બે હજારની ફોજે મેજર વોકરની આગેવાની નીચે કડીમાં પડાવ નાખ્યો .ઈ. સ. ૧૮૦૨માં તો મેજર વોકર કડી જઈ પહોંચ્યો. મેજર વોકર અને મલ્હારાવની વાતચીતનું કંઈ પરિણામ આવ્યું નહિ. આખરે યુદ્ધ થયું અને કેપ્ટન વિલિયમની ફોજ આવી પહોંચી. ગાયકવાડી લશ્કર બાદ કરતાં અંગ્રેજી લશ્કરમાં પાંચ હજાર માણસો થયા. તેમાં બે હજાર તો યુરોપિયનો હતા. આખરે કર્નલ વુડિંગટને કડી શહેરનો કબજો લીધો. મલ્હારાવ શરણે થયો અને કડીના કિલ્લા પર ગાયકવાડ અને અંગ્રેજી લશ્કરોના વાવટાઓ ઊડવા લાગ્યા.

આવા રાજકીય વાતાવરણમાં કડી–ગોઝારિયાના અમીનો રાજકારણમાં પોતાની આગવી વગ ઊભી કરી શક્યા હતા. આજે લોકગીતોમાં પણ પાટીદાર કન્યાઓ કડીને યાદ કરે છે :

ઓતર જાજો, દખણ જાજો, જાજો કડી શહેર,
કડીના કડલાં લાવજો – લાવજો સારો ઘાટ;
જેણા મારુંજી હો રાજ.

*

પિત્તળ લોટા જળે ભર્યા રે,
દાતળ ડોળતા રે જાઓ મલ્હારાવ;
શહેરનો સૂબો ક્યારે આવશે,
ફરતી ફિરંગીઓની ફોજ રે મલ્હારાવ....

વિદેશી મુસાફરોનાં લખાણોમાં ગુજરાતની પ્રજા અને તેની કલા તેમજ સંસ્કારિતાનાં ભારોભાર વખાણ જોવા મળે છે. વિલિયમ મોલિયર, મિ. શેફર્ડ, બારડોલે, મેજર વેલ્સ, મિ. ફાર્બસ, મુસાફર બ્રીગ્સ અને બર્જેસ જેવા તો પાટીદારોની ખાનદાની અને પરોણાગતનાં વખાણો કરતાં

થાકતા નથી. ખુદ સયાજીરાવ ગાયકવાડ ત્રીજા પાટીદારો માટે ઊંચો અભિપ્રાય ધરાવતા હતા. "ખેડૂતો મારા રાજ્યના સ્તંભ છે અને ખેડૂતો મારા મહાન ગુરુ છે." ગુજરાતનો ખેડૂત તો ભારતભરના ખેડૂતોમાં આવડતની દૃષ્ટિએ પ્રથમ સ્થાન ધરાવતો હતો. તેની હોશિયારીને લીધે મધ્યપ્રદેશના હોલ્કર ગાયકવાડી રાજ્યના ખેડૂતોને પોતાના પ્રદેશમાં કાયમી વસવાટ માટે મોકલવા ગાયકવાડ રાજ્યને આમંત્રણ મોકલ્યું હતું. સયાજીરાવ ગાયકવાડને લાગ્યું હતું કે રાજ્યમાંના પાટીદારો એ એક બહુ ખમીરવંતી કોમ છે. જૂનો ઇતિહાસ પણ એમણે જાણ્યો કે ગાયકવાડી રાજ્યને લાવનારા અને બચાવનારા આ પાટીદારો હતા.

**જન્મ :**

કડી શહેરના એક પાટીદાર ખોરડામાં ઊંડી ફળીમાં આવેલા સામાન્ય ખેડૂત ઘરમાં સંવત ૧૯૫૫ના ભાદરવા સુદ ૧ના રોજ (૬–૯–૧૮૯૯) પુરુષોત્તમદાસ પટેલનો જન્મ થયો હતો. માતા કાશીબા અને પિતા રણછોડદાસ સામાન્ય વર્ગનાં ખેડૂત હતાં. બાળપણમાં જ પુરુષોત્તમદાસે પિતાના અવસાનને કારણે પિતાની છત્રછાયા ગુમાવી. માતા કાશીબાએ દુઃખ વેઠી તેમનામાં સંસ્કાર-સિંચન કર્યું. પુરુષોત્તમભાઈએ રણછોડભાઈનું ત્રીજું સંતાન. સૌથી મોટા વિઠ્ઠલભાઈ અને વચેટ સમુબેન. કુટુંબ સામાન્ય ખેડૂત વર્ગનું, છતાં કૂપમંડૂક નહિ, લાચારપણું નહિ. ૧૬–૪–૭૮ના સન્માન-સમારંભમાં દાસકાકાએ પોતાના કુટુંબનું વર્ણન કરતાં કહેલું : "બચપણના દિવસો યાદ કરું છું. દયણાં–ખાંડણિયા અને ભેંસ ઉપર અમારું જીવન ચાલતું હતું. એ જમાનામાં કેળવણી પ્રત્યે ભાગ્યે જ કોઈને રુચિ હતી. બોર્ડિંગના કામ માટે કોઈ આવે તો ખાટલો પાથરી આપવો નહિ, એવો કડી ગામના કેટલાક લોકોનો નિર્ણય હતો. પણ મારાં બા બોર્ડિંગના કામે મારે ઘેર આવનારને આવકારતાં, બાએ દુઃખ વેઠીને મને ભણાવ્યો."

આ કુંટુંબે કંઈક બહારની દુનિયા અને ખેતી સિવાયનો વ્યવસાય પણ જોયેલો. ભણતર ઓછું પણ ગણતર પૂરેપૂરું. ભણતરની ઉપયોગિતા અને પ્રતિષ્ઠાનો ખ્યાલ પણ ખરો. સામાજિક દૃષ્ટિએ પણ

બીજાથી અલગ પડી સારા સંબંધો બાંધવાની હામ પણ ખરી. તેમનાં બહેન પાટડી દેસાઈ કુટુંબમાં પરણાવેલાં. સમુબેન નાની ઉંમરે અવસાન પામેલાં. રઘુવીર દેસાઈ અને પદ્મકાન્ત દેસાઈ તેમના ભાણેજ થતા હતા. કડીની આપ-લે પાટડી સાથે હતી. તેમના બનેવી વાડીગામમાં રહેતા હતા. તેમજ વાડીગામમાં દાસના ભત્રીજા ચતુરભાઈ પણ રહેતા હતા. વિઠ્ઠલભાઈએ વેપારમાં ઝંપલાવેલું. પણ નસીબ બે ડગલાં આગળ. આ વેપારી સાહસમાં ભારે ખોટ ગઈ. અને સાધુ થવા ચાલી નીકળ્યા. વિઠ્ઠલભાઈનાં સંતાનો ચંચળબેન, બકુભાઈ, કેશવલાલ, બળદેવભાઈ અને ચતુરભાઈની જવાબદારી પણ દાસકાકાને શિરે. ગમે તેવા કપરા સંજોગોમાં દાસકાકાએ ભાઈનું ઋણ અદા કર્યું. દાસકાકાનાં માતુશ્રી કાશીબા ધર્મપરાયણ, ભલાં અને ઉદાર હતાં. તેમનામાં અંધશ્રદ્ધા લગીરે ન હતી. તેમના સંસ્કારો દાસને વારસામાં મળેલા. દાસકાકાનાં લગ્ન પણ પાટીદાર રૂઢી પરંપરાગત રીતે ઘોડિયામાં જ થયેલાં. તેમનાં લગ્ન કાસવા ગામમાં થયેલાં. તેમનાં ધર્મપત્ની ગંગાબા તદ્દન ભોળાં અને સાદાં હતાં. ગંગાબાના પિયર પક્ષે કોઈ નહિ હોવાથી ઘણી જ નાની ઉંમરે તેઓ સાસરે આવી ગયેલાં. દામ્પત્ય જીવનના શરૂઆતના દિવસોમાં દાસનું ગંગાબા સાથે વૈચારિક સામ્ય ઓછું. પરંતુ પાછળથી ગંગાબાએ પણ દાસકાકાના માર્ગને સ્વીકાર્યો. એટલું જ નહિ પણ તેમના કામમાં પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે મદદરૂપ થવા લાગ્યાં. 'પાટીદાર રોટલે રૂડો' એ કહેવત મુજબ ગંગાબાની પરોણાગતનો લ્હાવો અનેક લોકોને મળતો હતો. કદાચ ચૂંટણી દરમ્યાન કોઈનાં મન ખાટાં થયાં હોય કે મનદુઃખ થયાં હોય તો ગંગાબાનો આવકાર તે તિરાડને સાંધી દેતો. આજે પણ મહેમાનગતિ તેવી જ. દાસકાકાને ઘેર જાઓ એટલે ચાના ટાઈમે ચા અને જમવાના ટાઈમે જમવાનું તમને મળી જ જાય. ૧૯૩૦ અને ૧૯૪૨ ની ચળવળ વખતે કેટલાક ક્રાંતિકારીઓ શ્રીધરાણી, ખાવડે, મગનભાઈ અને ત્રિકમભાઈ કડીની ગૌશાળામાં છુપાયેલા, તેમને રોટલાં ઘડીને પણ ગંગાબા મોકલતાં. આનાથી બીજી દેશભક્તિ શી હોઈ શકે?

ગંગાબેન નિરક્ષર હતાં પણ તેમનું ગૃહજીવન એકધારું, સરળ અને શાંતિમય વ્યતિત થયું છે. તેમની ત્રણ પુત્રીઓ સવિતાબેન, લીલાબેન અને ઇન્દુબેન અને એક પુત્ર તનસુખભાઈ ઉપરાંત ભાણેજો-ભત્રીજાઓનો બહોળો પરિવાર – તેના કેન્દ્રબિંદુએ ગંગાબા પણ વડલાની જેમ શીતળ છાંય લાંબો સમય આપતાં રહ્યાં. પરિવાર ઉપરાંત સગાં-સ્નેહીઓ, સંબંધીઓ અને દાસકાકાના મિત્રમંડળ તરફનો તેમનો આત્મીયતાસભર ઉમળકો એક અનોખી ચીજ હતી. દાસકાકાના વિશાળ મિત્રવર્તુળ અને સાથીઓને એક સૂત્રે કરી રાખવામાં ગંગાબેનના કુદરતી ઉમળકાએ અને કોઠાસૂઝે દોરાનું કામ કર્યું હતું. રાજકારણ અને ચૂંટણીના કારણે મનદુઃખ થયાં હોય છતાં તેઓ ઘર આગળથી નીકળે તો ગંગાબેનને મળવાનું ટાળી શકે નહિ. ઓછામાં ઓછું બે-ચાર શબ્દોમાં ખબરઅંતર પૂછ્યા સિવાય રહી શકે નહિ. તેમનામાં શહેરી જીવનની આભા નહિ પણ હૃદયમાંથી ગ્રામીણ ભાવ અસ્ખલિત વહ્યાં કરતી. વાતચીતમાં તેઓ પોતાને જે કંઈ કહેવાનું હોય તે ભાષાની થોડી મૂડીમાં પણ તેમાં તન્મય થઈ સચોટ રીતે રજૂ કરી શકતાં. સરખેસરખાંની નવરાશે બેઠક જામી હોય તો તેઓ એવી તો જમાવટ કરી દેતાં કે તેમાં બેસનારને મુક્ત મને બોલતા કરી દે. તેઓનું દાસકાકાની સાથે એકલાં જવા-આવવાનું ઘણું મર્યાદિત. પણ જ્યાં જાય ત્યાં આત્મીયતા અને ઉત્સાહનું વાતાવરણ સર્જી દે, એવો એમના હૃદયનો ઉભાર હતો. દાસકાકાની મહાનતા ઘડવામાં ગંગાબાનો ફાળો અમૂલ્ય હતો. દાસકાકા જેવા પ્રવૃત્તિમય આગેવાનના ઘરની જવાબદારી સંભાળવામાં પ્રેમાળ હૃદયની ઉદારતા, આત્મભોગ, આવકાર આપવાની તત્પરતા જે જોઈએ તે તેમણે બતાવ્યાં હતાં અને દાસકાકાને કપરા અને ખડકાળપંથે જીવન વહેવામાં અને સીધાં ચઢાણ ચઢવામાં તેમણે સહાયતા કરી આપી, હૂંફ આપી હતી. તેમાં પોતાના તરફથી કોઈ અડચણ કે વિઘ્ન કદી ઊભું થવા દીધું નહિ. 'પતિની મહાનતામાં પોતાની મોટાઈ' તે સૂત્ર તેમણે પાળ્યું હતું.

અભ્યાસ :

દાસકાકાએ પોતાનું પ્રાથમિક શિક્ષણ પોતાના માદરેવતન કડીમાં લીધું હતું. ત્યાર બાદ તેઓ વધુ અભ્યાસ માટે આર. સી. હાઈસ્કૂલ અને ત્યાર બાદ ગુજરાત કૉલેજમાં દાખલ થયા. ઈ.સ. ૧૯૧૬–૧૭માં આર. સી. હાઈસ્કૂલમાં મેટ્રિકમાં અભ્યાસ કરતા હતા ત્યારે પરીક્ષામાં એક નિબંધમાં પોતાના જે વિચારો રજૂ કરેલાં તે વાંચીને તે સમયના યુરોપિયન પ્રિન્સિપાલે તેમને રૂબરૂ બોલાવી કહેલું કે, તમારો નિબંધ ઘણો સરસ છે. વિચારો પણ ઘણા સારા રજૂ કર્યા છે. પણ અંગ્રેજી રાજ્યમાં આ વિચારોને સ્થાન નથી. ડૉ. માણેકલાલ છગનલાલ પટેલ તેમના ઘનિષ્ઠ મિત્ર હતા. તેઓ અમદાવાદની કડવા પાટીદાર સૂરજમલ બોર્ડિંગમાં ૧૯૧૮–૧૯માં સાથે હતા. માણેકલાલ દસમામાં હતા અને પુરુષોત્તમભાઈ કૉલેજના બીજા વર્ષમાં હતા. બન્ને કડીના રહેવાસીઓ હોવા છતાં એકબીજાને ઓળખતા ન હતા. પાછળથી બોર્ડિંગમાં તેમની મૈત્રી થઈ. તેઓ દાસ માટે કહે છે : “દાસ પહેલેથી સ્વમાની, સત્યનિષ્ઠ, સમાજસુધારક અને અન્યાયને કદી સાંખે નહિ તેવું વ્યક્તિત્વ ધરાવતા હતા.” દરબાર બોર્ડિંગની બાજુમાં ગાંધી બાપુએ કોચરબ આશ્રમ સ્થાપેલો. તે આશ્રમની રાષ્ટ્રીય હવાએ આ બોર્ડિંગના વિદ્યાર્થીઓને પણ આકર્ષ્યા. કેટલાક વિદ્યાર્થીઓ પૂણીઓ બનાવવાનું અને કાંતવાનું શીખવા મામા ફડકે પાસે જતા હતા. ૧૯૨૦માં કૉંગ્રેસનું અધિવેશન આજની વાડીલાલ હૉસ્પિટલના કમ્પાઉન્ડમાં ભરાયેલું ત્યારે આ બોર્ડિંગના ઘણા વિદ્યાર્થીઓએ સ્વયંસેવક તરીકે સેવાઓ આપેલી. દાસકાકા આ વાતાવરણથી રંગાયેલા. ગાંધીજીની હાકલે તેમણે વિદ્યાભ્યાસ છોડ્યો. વિદ્યાભ્યાસના સમય દરમ્યાન તેમનામાં નેતૃત્વના ગુણો દેખાતા હતા. પોપટભાઈ, દાસકાકા, મગનભાઈ, બાપુભાઈ ગામી, બાબાભાઈ, નાનુભાઈ અમીન, રતિલાલ અમીન અને નાથાભાઈ દેસાઈ દરબાઈ દરબાર બોર્ડિંગના વિદ્યાર્થીઓ હતા. પ્રસંગ એવો હતો કે મહામંડળની બોર્ડિંગમાં રસોઈ બરોબર બનતી નહોતી, એટલે વિદ્યાર્થી પુરુષોત્તમે જેહાદ ઉઠાવી.

રસોઇમાં સુધારો કરી આપવા વિનવ્યા. રોટલીઓ કાચી અને દાળ પાણી જેવી થાય છે. ગૃહપતિ હીરાદાદાએ પુરુષોત્તમદાસ એકલાને બોલાવી સમજાવવા પ્રયત્ન કર્યો. પણ સમૂહનું નુકસાન થતું ન જોઈ શકનાર જીવ દાદાના પંજામાં આવ્યો નહિ. ત્યારે દાદાએ ધમકાવવા માંડયા કે, "તારાં બા કેવી ગરમ રોટલી ખવડાવે છે, એ હું જાણું છું." આથી તો દાસને બળતાંને ઘી હોમવા જેવું લાગ્યું અને તેમની આગેવાની નીચે વિદ્યાર્થીઓ ધૂંવાંપૂંવાં થઈ ઊઠયા. આ તોફાની ટુકડીઓને ઘેર કાગળો પહોંચી ગયા કે, ઊઘડતી બોર્ડિંગે એમને દાખલ કરવામાં આવશે નહિ. તેમાં પુરુષોત્તમ પટેલ અને ગોઝારિયાના નાનુભાઈ અમીન અને બીજા પણ કેટલાક હતા.

આ ટુકડીએ અમદાવાદમાં શેઠિયા વગેરેને મળી ને પોતાની મુશ્કેલીઓ જણાવી. શ્રી નગીનભાઈ જેઓ પાછળથી નિત્યાનંદ સ્વામી થયેલ, તેમણે શાહપુરમાં ભાડાના મકાનમાં નવી બોર્ડિંગ શરૂ કરેલી. તેમાં દાસ જોડાયાં અને અભ્યાસ ચાલુ રાખ્યો. શ્રી પોપટભાઈ ગુ. પટેલ પોતાનાં સંસ્મરણમાં લખે છે: "અમોએ કોલેજમાં કેટલાંક વર્ષો સાથે ગાળેલાં. ઇન્ટર આર્ટ્સની પરીક્ષાના શરૂઆતના દિવસે જ તેમને ઠીક ઠીક ટેમ્પરેચર હતું. ઉકાળો, ક્વીનાઇન વગેરે હાથવગા ઉપચારો કરી ઘોડાગાડીમાં બેસાડી તેમને પરીક્ષા આપવા રવાના કરેલા. ઈશ્વર. ઇચ્છાએ એ પરીક્ષામાં સફળ થયેલા."

બોર્ડિંગમાં બનેલી ઘટના પછી પણ શ્રી પુ. ર. પટેલનો સંબંધ બોર્ડિંગ સાથે પ્રેમભર્યો રહ્યો હતો. તા. ૨૭–૨૮ ડિસેમ્બર ૧૯૨૪ ને રોજ શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોર્ડિંગના જૂના અને નવા છાત્રોનું પહેલું સ્નેહ–સંમેલન અમદાવાદમાં યોજાયું હતું. તેમાં દાસકાકા આવ્યા. તેમણે પોતાના વકતવ્યમાં જણાવ્યું : "આપણો હેતુ સ્નેહ વધે એવો હોવો જોઈએ. આવી સંસ્થાઓને લોજ કે વીશી ન ગણતાં માતા સમાન ગણી માતાને ન ભૂલીએ એમ એકબીજાને ભૂલીએ નહિ. સંમેલનોમાં આત્મા ન હોય ત્યાં સુધી નકામાં છે. સાચો સ્નેહ કાર્યથી બતાવી શકાય. જૂના અને નવા વિદ્યાર્થીઓને સ્થિતિના પ્રમાણમાં મદદ કરીએ ત્યારે જ

આપણે કંઈ કર્યું કહેવાય. આપણુને એમ લાગે કે આવા મોટા ફંડવાળી સંસ્થાના વિદ્યાર્થીઓને મદદની જરૂર ન હોય; કોઈ પણ કાર્યને લીધે સંસ્થા મદદ ન કરી શકતી હોય તેમાં વિદ્યાર્થીઓને મદદ થાય તો ઠીક પડે. જો કંઈ જીવંત કાર્ય કરી શકીએ તો વિદ્યાર્થીઓને હાજર રહેવાને આકર્ષી શકીએ."

## વકીલાતનો આરંભ – છગનભાનો પરિચય – કડી સંસ્થા :

તેમની કપરી આર્થિક પરિસ્થિતિમાં વકીલાતનો અભ્યાસ શરૂ કર્યો. તેમજ થોડો સમય સફળ શિક્ષક તરીકે પણ કામ કર્યું. થોડોક સમય પોસ્ટ ઓફિસમાં પણ નોકરી કરી. શિક્ષક હતા ત્યારે અંગ્રેજી અને ઇતિહાસ ભણાવવાનો તેમને ભારે શોખ હતો. ઇતિહાસનું તેમનું વાચન બહોળું હતું. ઈ.સ. ૧૯૨૩માં વકીલાતની પરીક્ષા પાસ કરી. ઈ.સ. ૧૯૨૮માં હાઈકોર્ટમાં વકીલાત કરવા માટેની એચ. પી. હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષા પાસ કરી. દાસકાકાએ વકીલાતનો વ્યવસાય રાષ્ટ્રીય પોશાક પહેરીને કડીમાં શરૂ કર્યો. આ નાનકડી આવકમાંથી પોતાના સમગ્ર કુટુંબનું ભરણપોષણ કર્યું. સાથોસાથ સમાજસેવા અને શિક્ષણકાર્ય તો ચાલું જ. પરંતુ શરૂઆતમાં તેમને ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો. તેઓ પોતે જ પોતાનું ચિત્ર રજૂ કરે છે, "કડી સ્ટેશન સામે કૂવાની નજીકમાં ઘાસ છાંયેલું એક છાપરું હતું. ત્રણ બાજુ માત્ર માથોડા સુધી પતરાં ઊભાં કરેલાં અને આગળથી ખુલ્લું. શિયાળાની કડકડતી ઠંડી, પવન સૂસવાટા મારતો છાપરીમાં પેસી જાય. નહિ ટેબલ, નહિ ખુરશી, નહિ કબાટ કે રાચરચીલું. રાતની કડકડતી ટાઢમાં પડી રહેવું એ સાધારણ માણસને માટે મુશ્કેલ હતું; ત્યાં ઉંમરના આરે આવેલ વૃદ્ધની તો વાત શું કરવી?

તે વખતમાં મેં કડીમાં વકીલાત શરૂ કરેલી.હું નવેનવો. કાયદાની આંટીઘૂંટીની ખબર ન પડે. કચેરીમાં જાઉં અને માથું ચઢે. ઉંમર નાની અને નવો વકીલ, એટલે રડ્યોખડ્યો કોક અસીલ મળે. કચેરીમાં સાંજના સાડા પાંચ સુધી નવરા બેસી રહેવામાં વખત પણ ન જાય.

કંટાળો અને દિલની મૂંઝવણ ઓછી કરવા રોજ સાંજનો ફરવા જાઉં. કડીમાં ફરવા પણ ક્યાં જાઉં ? નહિ બગીચો નહિ બાગ. એટલે સાંજનો એ છાપરીએ જઈ બેસતો. આ છાપરીમાં રહેતા વૃદ્ધ છગનભા સાથે વાતો કરતો. એ વખતે આજના કડીના પાટીદાર આશ્રમના પાયા પુરાતા હતા. ઈંટો આવતી અને ઢગલા થતા. "પૈસાનું ઠેકાણું ન હતું. પૈસા નથી અને પાયા ખોદાવે જાવ છો, તો મુશ્કેલી ઊભી નહિ થાય ?" એક દિવસે મે છગનભાને પૂછ્યું :

"તું ના સમજે. ભગવાનને પડી હશે કે નહિ ? આ તો હું એનું કામ કરું છું. ભગવાને દુનિયા પેદા કરી, માણસો પેદા કર્યા, એના ભણતરની ચિંતા એને નહિ હોય ?" મને તે દિવસે થયું કે, "છગભાને ભગવાનમાં કેટલી ઊંડી શ્રદ્ધા છે !"

ગામમાં તો આગેવાનો કહે છે કે, "ડોસો ફૂસકાં ખાંડે છે. અહીં છોકરાં ભણવા આવવાનાં નથી. ડોસો ઓરડીઓ કરવા માગે છે તે કપાસિયાં ભરવાના કામમાં આવશે." મેં ગામમાં થતી વાત કહી, "ખેડૂત વર્ગ જે અભણ છે, તે અભણ જ રહેવાનો છે અને એમનાં છોકરાં ભણવાનાં નથી એવી માન્યતા ખોટી છે. ખેડૂત અભણ રહે, અજ્ઞાન રહે, વહેમ અને અંધકારમાં ડૂબ્યો રહે તો દેશ કદી આગળ ન આવે. અંગ્રેજોનું રાજ્ય સૂરજ–ચાંદાની સાથે અમર તપે. દેશમાં પ્રગતિ કરવી હોય તો જ્ઞાનનો ફેલાવો કરવો. અંધકારને કાઢવા માટે નાનકડો દીવો પૂરતો છે. દેશની ગુલામી કાઢવી હોય, દેશમાં વ્યાપી રહેલ અંધકાર અને વહેમનાં પડળ ખોલવાં હોય તો જ્ઞાન–દીપક પ્રગટાવ્યા વિના છૂટકો નથી. મને તો લોકોમાં કેળવણીની ભૂખ દેખાય છે. સગવડ નથી એટલે છોકરાં ભણતાં નથી." છગનભાએ ગંભીર બનીને મને કહ્યું.

છગનભા કેટલા કેળવણી ઘેલા હતા, તેનો ખ્યાલ મને તે દિવસે આવ્યો. કેળવણી માટે તેમના દિલમાં આગ બળી રહી હતી. આ સંવાદ-નો પ્રસંગ જાણે કે બુદ્ધ અને આનંદના સંવાદને યાદ આપતો હતો.

આમ તો દાસકાકાના મિત્રોમાં ડૉ. માણેકલાલ, ભીખાભાઈ પરીખ અને સીતારામ શર્મા ગણાવી શકાય. શ્રી ધનાભાઈ વકીલ અને સંસ્થાના નિષ્ઠાવાન સેવક ભાઈલાલભાઈ પટેલ જેવા મહાનુભાવોનું કહેવું છે કે, "દાસને ધર્મની કોઈ બાબતનું વળગણ ન હતું. અને જીવનમાં તેમનો કોઈ ગુરુ ન હતો." શ્રી ભાઈલાલભાઈ જી. પટેલ જેમણે પોતાનું આયુષ્ય પ્રામાણિક સેવક તરીકે આશ્રમને સમર્પિત કર્યું છે; તે સંસ્થાનું ગમે તે કામ કરવાનું હોય તેની ક્યારેય તેમણે ના પાડી નથી. બાપુભાઈ ગામીએ પાંડિચેરીથી પોપટભાઈ પટેલ પર એક પત્ર લખેલો – એમાં ભાઈલાલભાઈની કાર્યક્ષમતા અને તેમના ઉપર વધારે કામના બોજાની વિગતો આપેલી. દાસનાં વ્યક્તિત્વ વિશે ભાઈલાલભાઈ લખે છે : "તેઓએ કોઈને ગુરુ બનાવ્યા નથી. તેઓને ગુરુ લાધ્યો હોય તો તે પોતાનામાંથી જ લાધ્યો છે. તેમનાં સ્ફુટ અને અસ્ફુટ વલણો અને વિચારો ઉપરથી આ જ તારણ ઉપર આવવું પડે. અહીં કવિવર ટાગોરના ચિત્રાંગદા નાટકની ઉક્તિ યાદ આવે છે. અર્જુન ચિત્રાંગદાને પુરુષોચિત રીતે દેવી કહીને સંબોધે છે. ચિત્રાંગદા તેનો ભાવ પામી જઈ જવાબ આપે છે : "હું દેવી પણ નથી અને દાસી પણ નથી, હું ચિત્રાંગદા છું." તે રીતે, "હું નેતા નથી અને દાસ પણ નથી, હું પુરુષોત્તમ છું." એમ કહેતા દાસકાકા આપણને યાદ આવે છે. પૂ. દાસકાકા પોતે પોતાનાં ધાર્મિક વલણો અંગે લખે છે : "સેવાકાર્યમાં ખૂબ જ પ્રવૃત્ત છું. સેવાકાર્યમાં રત રહેવાથી અનેરો આત્માનંદ મળે છે, જો કે આજના ધાર્મિક વેવલાપણામાં મને શ્રદ્ધા નથી. પરંતુ મનુષ્યસેવા એ પ્રભુ-સેવા છે, તેમાં હું માનું છું. મનુષ્ય માત્રમાં પ્રભુનો અંશ રહેલો છે. ઘણી સંસ્થાઓમાં હું માનદ સેવા આપું છું, જે મારો ધર્મ સમજી તનમનથી સેવા કરું છું; જે મને અનેરો આનંદ આપે છે." શ્રી ધનાભાઈ સાથે વાતચીત કરતાં જાણવા મળ્યું કે દાસકાકાનો ધર્મ વ્યવહારુ ધર્મ હતો, પણ ગીતાનો કર્મયોગ તેમનો આદર્શ હતો.

દાસકાકાએ ભલે કોઈ ગુરુની કંઠી બાંધી ન હોય, પણ છગનભાનો

તેમને આત્મસાત્ થયો હોય તેવું મને લાગે છે. કારણ ભાનાં સ્વપ્ન પૂરાં કરવાનો યશ દાસકાકાને ફાળે જાય છે. દાસ દંભી નહોતા, જે કંઈ કાર્ય કરતા તે દંભરહિત કરતા. તેમનો હોકો ભરી આપવાના બે-ત્રણ પ્રસંગો તેમની ચૂંટણી દરમ્યાનમાં મને પ્રાપ્ત થયેલા. મારા પિતાશ્રી રામભાઈ માસ્તર જ્ઞાતિ આગેવાન હોવાને નાતે દાસના દોસ્તાર. ચૂંટણી આવે એટલે તે કંબોઈ ગામે અમારે ઘેર આવી બૂમ પાડે, "માસ્તર હોકો તૈયાર છે ?" એમ બોલી માટીની લીંપણવાળી ઓટલી પર કે કાથીથી ભરેલા ખાટલાને પોતે ઢાળી દાસકાકા આસન જમાવે. ચૂંટણીનું વાતાવરણ જાણી ચાલતા થાય. આ તેમની આમજનતાને મળવાની લાક્ષણિકતા જે આત્મીયતામાં પરિણમતી. યુવાન દાસે પોતાની યુવાનીમાં રામચંદ્ર જમનાદાસ અમીનને પોતાના ગુરુ માનેલા. દાસનાં સાહસોથી અટવાઈને અમીન ગુસ્સામાં પણ આવી જાય અને કહી પણ દે કે, "દાસને તો ભેંત પલાણવા જોઈએ."

તેમનું જીવન ઘણું સાદું હતું. ખાદીનાં કપડાં, ખાદીની ટોપી અને ખાદીની બંડી. બધાં જ ઈસ્ત્રી વગરનાં, ઘરમાં ધોયેલાં વાપરતા. ગાંધીજીની માફક ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા. ગમે તેટલી ગિરદી હોય છતાં ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરતા. ગાંધીનગર સર્વ વિદ્યાલયની શાખા થયા બાદ મહેસાણાથી ગાંધીનગર ચાલુ એસ.ટી. બસમાં જ જતા. તેમના દીકરા તનસુખભાઈએ ખાનગી વાહનનો પ્રબંધ કરેલો છતાં દાસકાકા તો ચાલુ એસ.ટી. બસમાં જ મુસાફરી કરતા. એક પ્રસંગ મને યાદ આવે છે કે પ્રભાતકુમાર દેસાઈની ષષ્ટિપૂર્તિ વખતે દાસકાકાએ પ્રેરક પ્રવચન આપેલું. પ્રસંગ પત્યા પછી કેટલાક મિત્રોએ દાસને જલ્દી કરવા કહ્યું. દાસે કહ્યું : "તમારી ગાડીમાં બેસવા નહિ મળે તો હું રાત્રે એસ. ટી.માં આવીશ, મારે ઘણાં કામ કરવાનાં છે. તમારે ઉતાવળ હોય તો જાવ." ઉંમર તેમજ અશક્તિ વધવા છતાં દાસ પોતાના સાદાઈના સિદ્ધાંતમાંથી ડગ્યા નહોતા. પંચ્યાશી વર્ષ સુધી નીરોગી રહ્યા. તે તેમની દિનચર્યા ને ખોરાકને આભારી હતું. ડો. માણેકલાલ લખે છે : "આટલો બધો અંગત

સંબંધ હોવા છતાં કોઈ દિવસ દાસકાકાની દવા કરી હોય કે બીમાર પડ્યા હોય તેવું સાંભળ્યું નથી. તેઓ મિતાહારી હતા. ગાંધીજીના ચુસ્ત અનુયાયી હતા. ગાંધીજીએ કરેલા આહાર-શુદ્ધિના પ્રયોગોના ઊંડા અભ્યાસી હતા. એક પ્રસંગનું વર્ણન કરતાં તેમની આહાર-નિયમિતતાનો ખ્યાલ આવશે; જે પ્રસંગ આજના આશ્રમવાસીઓ, વિદ્યાર્થીઓ માટે દૃષ્ટાંતરૂપ બનશે. કારણ કે આશ્રમમાં ઓવરઇટિંગ પણ એક ફેશન ગણાય છે. ગુજરાતના જાણીતા સાહિત્યકાર રણજિત અનામીના દીકરાનાં લગ્ન પ્રસંગે મહેસાણાનું વકીલ મંડળ પણ તેમાં જોડાયેલું. દાસ પણ બન્ને પક્ષે સંબંધ ધરાવતા હોવાથી નવદંપતીને આશીર્વાદ આપવા ગયેલા. ત્યારે કોર્ટકચેરીની કાનૂની તેમજ રાજદ્વારી વાતો ચાલતી હતી. તેવામાં એક સીનિયર જજે દાસકાકા પાસે સ્પષ્ટતા માગી કે અનેક વકીલો માંદા પડે છે, તેમની ખબર કાઢવા હું જાઉં છું. પણ દાસકાકા માંદા પડ્યા હોય તેવું મને યાદ નથી. અને હું ખબર કાઢવા ગયો નથી. એટલે હું દાસને સીધું પૂછું છું: "દાસ તમે કઈ ઘંટીનો આટો ખાવ છો, જે તમોને સદા નીરોગી રાખે છે?" આગ્રહ થતાં દાસે પ્રત્યુત્તર આપ્યો: "ભોજનમાં હું મિતાહારી છું. ઓછું ખાવાથી ખાધેલો ખોરાક આસાનીથી પચે છે અને પચે છે તે જ શક્તિ આપે છે. રોજના ખોરાકમાં માત્ર એક જ રોટલી, દાળ–ભાત, શાક અને ફ્રૂટ-ડીશ એ મારું સવારનું ખાણું છે. સાંજના માત્ર ફ્રૂટ અને દૂધ લઉં છું. ફ્રૂટમાં ખાસ કરીને પપૈયું, ટેટી, તડબૂચ, ચીકુ, કેળાં લઉં છું. તદઉપરાંત સેવાકાર્યમાં ગળાબૂડ સતત રચ્યાપચ્યા રહેવાનો મારો વ્યવસાય છે, જેથી હું નીરોગી છું. ચિંતા રહિત મુક્ત મનથી વિચરું છું. અંગત ધંધો–રોજગાર કે વેપાર હોય તો ધંધાની ચિંતામાં મન વ્યગ્ર રહે, ફિકર-ચિંતાનાં વાદળો ઘેરી વળે. દા.ત. વરસાદ થયો, માવઠું થયું, રૂની ગાંસડીઓ ખુલ્લામાં પડી છે, માલ કાળો થઈ જશે, ખળામાં ઘઉંના ઢગલા પડ્યા છે, ઘઉં ઊગી જશે, બટાઈ જશે, તેમજ ભાવ આવશે નહિ. નવા બજેટમાં આપણા માલના ૧૦૦ ના સાઇઠ થઈ

જવાના, એટલે આપણું તો દેવાળું નીકળી જવાનું. વેગન મળતાં નથી, માલનો ભરાવો થયો, ભાવ બેસી ગયા – એવી મને કોઈ ચિંતાઓ નથી."

દાસકાકાએ છગનભાની પ્રેરણા લઈ કડી સંસ્થાના કાર્યમાં ઝુકાવ્યું. આખું કુટુંબ તે કાર્યમાં લાગી ગયું. શ્રી રતિલાલ અમીન જે આ સંસ્થાના આદર્શ ગૃહપતિ હતા, એટલું જ નહિ પણ તેમણે રાષ્ટ્રીય કેળવણી આપવા માટે વસઈ–ડાભલામાં શાળાનું પણ સર્જન કર્યું હતું. તેઓ કડી સંસ્થાનું વર્ણન કરતાં લખે છે કે, "સને ૧૯૧૯માં કડી બોર્ડિંગની શરૂઆત દાસભાઈના ઘરમાં થઈ, એમ કહું તો ખોટું નથી. તેઓ આ વખતની ધૂન મનમાં લઈ ફરતા કે આ સમાજનો ઉદ્ધાર કેળવણી વિના નથી. તેમાં છગનભા, રામચંદ્ર અમીન, કુબેરભાઈ, પોપટભાઇ અને દાસભાઈ મુખ્ય હતા. આ બધાંની ઑફિસ દાસકાકાનું ઘર હતું. ત્યાં ચર્ચાઓ થતી, રોટલા ઘરડાં માજી કાશીબાના હાથના ખવાતા. કહોને આપણી આ સંસ્થાનાં બીજ દાસભાઈના ઘેરથી રોપાણાં."

ગામડે ફરતાં આ જીવોને જણાવ્યું કે કણકણ કરી મણ પકવનાર અમારા ભાઈઓ ગામડે ગામડે દુ:ખી છે. એને ખાવા રોટલો નથી. સૂવાં સારી પથારી નથી. તો બાળકોને ભણાવવાના પૈસા તો હોય જ કયાંથી ? દાસભાઈને પણ પોતાના બાંધવોની ઘોર અજ્ઞાનતા ખૂંચવા લાગી. જ્ઞાતિના રીતરિવાજો ને રહેણીકરણીથી એમ લાગતું હતું કે આ જ્ઞાતિ આમ ને આમ વરસો સુધી પણ ઊંચી આવશે નહિ. એટલે કમાઈ લેવા જેટલો સમય વકીલાતમાં આપીને બાકીના સમયે રોજના રોજ આનો જ વિચાર કરતા. અને આ માટે ફરતા મેં દાસભાઈને જોયા છે.

ખાવા ખોખાં હોય, વાણિયાનો દેવાદાર હોય, પણ મા-બાપનું બારમું કરી હાંજા તોડી નાખતા સમાજને બચાવી લેવા દાસભાઈ વિદ્યાર્થીઓની ટુકડીઓ ઊભી કરતા, સાથે લઈ પીકેટિંગ કરવા જતા; ગાળો ખાતા કોઈ ઠેકાણે કલાકો સુધી ઘરોમાં પુરાઈ જવું પડતું. બારમું પતી જાય પછી જ બહાર કાઢે. કેટલાક ચૌદસિયા આગેવાનો તો આ

સમાજિયાઓને ચૂલામાં કે ગરમ ગરમ શીશાની ચારમાં ઊચકીને નાખી દેવાની વાતો કરતા. પણ દાસ હિંમત હારતા નહિ. દાસની આ હિંમતનાં વખાણ કરતાં ઉંઝાના બાજીભાઈ શોભણદાસના દીકરા હરગોવિંદદાસે મને જણાવેલું : "બારમાનો વિરોધ કરવા દાસકાકા પોતાની ટોળકી સાથે ઉમિયા માતામાં આવતા અને ઓટલા પર બેસી ધરણાં કરતા. તેઓ ખૂબ જ બહાદુર અને પ્રામાણિક યુવાન હતા."

વકીલ તરીકે તેઓ ખૂબ જ બાહોશ અને હોશિયાર પુરવાર થયા. જ્ઞાતિપંચ નાબૂદ કરવાં, બાળલગ્નો અટકાવવાં, સ્ત્રીઓને અધિકારો આપવા, વેદપ્રથા નાબૂદ કરવા, સારદા એક્ટમાં સુધારો સૂચવવા, સામાજિક કુરિવાજો અટકાવવા, કાનૂની રાહે રાજકીય મદદ દ્વારા કાનૂનો ઘડવા સત્તા મંડળોને ભલામણો કરી હતી. ગુજરાત વિધાનસભામાં પ્રેતભોજન અટકાવવા તેમજ જ્ઞાતિપંચની જોહુકમી તોડવા માટે મુસદ્દો તૈયાર કરવામાં તેમણે આગેવાની લીધી હતી. કાયદા દ્વારા સમાજમાં કઈ રીતે પરિવર્તન લાવી શકાય, તે માટે તેઓ સતત પ્રયત્ન કરતા. હતા. પોતે જ મુસદ્દો તૈયાર કરતા અને સરકારને આપતા. રાજદરબારે તેમની ખ્યાતિ વધતી ગઈ. શક્તિનો પ્રભાવ જણાવા લાગ્યો, ત્યારે એક પર બીજી ન કરવાનો કાયદો કરવા તેમણે લોકમત કેળવવા માંડ્યો. ને વર્ષો પછી એ પસાર થયેલા કાયદાએ સ્ત્રી-આલમના ઉત્થાનમાં કેટલી બધી મદદ કરી છે, તે આજ આપણે જોઈ શક્યા છીએ.

આપણા આ સમાજના સુધારકો, ખાસ કરીને આપણા એ વખતના મોટાભાગના આગેવાનો વકીલો હતા. કડી સંસ્થાના વહીવટમાં પણ મોટે ભાગે વકીલો હતા. દાસકાકા, રામચંદ્ર અમીન, છ. રા. પટેલ, ધનાભાઈ પટેલ, છગનભાઈ પટેલ અને શિવાભાઈ પટેલ – આ બધાએ આપણી પરિષદો દ્વારા નવો સુધારાનો પવન ઊભો કરવા ઠીક ઠીક પ્રયત્નો, ઠેર ઠેર પરિષદો ભરીને વ્યાખ્યાનો અને લખાણો દ્વારા કર્યો હતો. તે વખતના સુધારકોમાં પણ કેટલાક દંભીઓ પણ હતા. માત્ર પરિષદના પ્રમુખપદ શોભાવતા પણ વ્યવહારમાં સુધારો

સ્વીકારતા નહિ. ત્યારે દાસભાઈને લાગેલું કે માત્ર ભાષણોથી સુધારો વેગ પકડશે નહિ કે અમલી બનશે નહિ. તેથી પોતાને ત્યાં દીકરી પરણાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે ગોળના આગેવાનોનો ખોફ અને સંબંધીઓ તેમજ કુટુંબની નારાજગી વહોરીને પણ, મુરતિયો શક્તિશાળી, ગમે તે ભાગનો, ગમે તે ગામનો હોય તેને પસંદ કરવામાં તેઓએ ભારે હિંમત અને સૂઝ બતાવી હતી.

દાસભાઈ જન્મજાત પત્રકાર હતા. દાસભાઈના હૃદયની વાણી એમની કલમ દ્વારા બહાર આવતી હતી. જેમણે એમને સાંભળ્યા છે, એમનાં સરળ વાક્યોનાં લખાણો જેમણે વાંચ્યાં હશે તેમને અનુભવ હશે કે એમનું બળતું હૃદય બોલતું હતું. ખેડૂતોને ઊંચા લાવવાની તમન્ના, પાટીદારોને ગૌરવ અપાવવાની ખ્વાહિશ, કચડાયેલા વર્ગના હિતોનું રક્ષણ, અને એમની રાષ્ટ્રીય ભક્તિ તેમજ સેવાપરાયણતા નોંધનીય બાબતો હતી. દાસકાકા હોકો અને ખાખી બીડીના પાકા બંધાણી. દાસકાકા ધનાભાઈને પત્રો લખે તેમાં શિક્ષણના પ્રશ્નોની ગહનતા હોય, તાત્કાલિક રાજકીય આબોહવાનો ચિતાર પણ હોય સાથે ઉત્તમ પ્રકારની ગડાકુની વ્યવસ્થા કરવાની વિનંતી પણ હોય. દાસકાકાને ભાની જેમ હોકાની આદત. ગાંધીજી જ્યારે આશ્રમની મુલાકાત આવવાના હતા ત્યારે ભાને હોકો ક્યાં સંતાડવો તેની મૂંઝવણ હતી. એટલે તેમણે હોકો ફોડી નાખ્યો. તે દિવસથી ભાનો હોકો ગયો, પણ દાસકાકાને હોકો ચાલુ રહ્યો. સરદાર સાહેબને પણ હોકાનું વ્યસન. ગુજરાત વિદ્યાપીઠમાં પણ તે હોકો પીએ. બાપુના અણગમા વચ્ચે પણ સરદારે હોકો ચાલુ જ રાખ્યો, આ તેમની નિખાલસતા હતી. દાસકાકા હોકાની ફૂંકો કેટલીક વખત ઝડપથી મારતા, કારણ રડીખડી ચિંતા પણ ઊડી જાય. દાસભાઈને હોંકો ગગડાવતા જોવા એ પણ એક લ્હાવો હતો.

વકીલ તરીકે કાયદા-કાનૂનનું જ્ઞાન તો જરૂરી હતું જ. સાથે સાથે ગણતરી પણ જરૂરી ખરી. દાસકાકા સારા એવા ગણતરીબાજ હતા. ભલભલાની જબાન આંકડા આપી બંધ કરી દેતા. ઝીણામાં ઝીણી

વિગત પણ દાસની ગરુડ નજરમાંથી ચુકાઈ જતી ન હતી. એક જાહેર કાર્યકર્તા તરીકે કે સંસ્થાના વહીવટદાર તરીકે આ ગુણ ઘણો જરૂરી ગણાય. દાસભાઈ "ગરુડ"ના તખલ્લુસ નામથી લેખો લખતા. "ચેતન". માં તેમના આવા લેખો છપાતા. "કડવા વિજય"માં હીરાલાલ વસંતલાલે ખેતી ઉત્તમ છે, એવો લેખ લખેલો. તેના વિરોધમાં "કડવા વિજય". માં દાસકાકાએ આંકડા આપી ખેતી ઉત્તમ નથી તે ખોટનો ધંધો છે, તેમ પુરવાર કરી આપ્યું હતું.

## સમાજસુધારણા અને રાજકારણમાં પ્રવેશ :

રોલેટ ઍક્ટની સામે ભાષણો આપી દાસે રાજકરણમાં પ્રવેશ કર્યો. ઈ. સ. ૧૯૧૯–૨૦માં કડીમાં વિદ્યાર્થી આશ્રમની શરૂઆત કરવાની તૈયારીઓ ચાલતી હતી, ત્યારે છગનભા અને તેમના સાથીઓને સંસ્થાના કામકાજ માટે કડીમાં અવારનવાર આવવાનું બને. તેઓ સમાજ-સુધારાની હીલચાલ કરતા અને જડ ઘાલી બેઠેલાં બારમાં અને બાળલગ્નો બંધ કરવાનું કહેતા. સમાજસુધારાના પાયાના કામ તરીકે કેળવણીનું કામ ઉપાડેલું. સમાજસુધારાની પ્રવૃત્તિ સામે તીવ્ર પ્રત્યાઘાતો પડેલા અને તેનો ભારે વિરોધ પણ થયેલો, તેથી કડીમાં છગનભા અને તેમના સાથીઓનાં સગાંવહાલાં ખરાં, પણ તેમને સમાજની બીકે આવકાર ન આપી શકે પછી ઉતારા–જમવાની વાત જ ક્યાં રહી? તેવા વાતા-વરણમાં પણ છગનભાએ કડી સંસ્થાને પગભર કરી. અને દાસ જેવા જુવાનિયા ઉપર તેમના વિકાસની જવાબદારી નાખી અને તે ૮૫ વર્ષની ઉંમર સુધી દાસકાકાએ ફરજના એક ભાગ તરીકે વહન કરી.

વિજ્ઞાનવેત્તા આઈન્સ્ટાઈને ગાંધી માટે કહેલું કે આવનાર પેઢી ભાગ્યે જ માનવા તૈયાર થશે કે ગાંધીજી નામનું હાડમાંસવાળું પૂતળું આ ભૂમિમાં પેદા થયું હશે! આપણે છગનભા માટે કહેવું હોય તો એમ કહી શકીએ કે પગમાં દેશી જોડા, સંન્યાસી જેવા બોડા માથે સફેદ ખાદીની ઊંચી દીવાલની વગર ઇસ્ત્રી કરેલી ટોપી, ખાદીનું જાડું

પહેરણ, ટૂંકું ખાદીનું ધોતિયું, કંઠે રુદ્રાક્ષની માળા, કપાળે સુખડનું ત્રિપુંડવાળી વ્યક્તિ પાટીદાર કોમમાં ભાગ્યે જ પેદા થઈ હશે. જે. કૃષ્ણમૂર્તિ પોતાની શૈક્ષણિક સંસ્થાઓમાં આવે ત્યારે ત્યાંનાં બાળકોને મમત્વની અનુભૂતિ કરાવે. તે જ રીતે ભા આશ્રમનાં બાળકોથી વીંટળાયેલા જ રહેતા. નાનામાં નાની ફરિયાદ બાળકો "ભા"ને જ કરતાં. કોઈને માથે હાથ મૂકતા, કોઈના ગાલે હળવેકથી વહાલભરી ટપલી લગાવતા. તો કોઈને બાથમાં લઈ ચુંબનોનો વરસાદ વરસાવતા. એ વખતે એમના મનમાં શું શું વિચારમંથનો ચાલતાં હશે તેની તો કલ્પના જ કરવી રહી.

ભા બહારગામથી આવે ત્યારે ફળફળાદીના કંડિયા બાળકો માટે લેતા આવે. ફંડફાળામાં તે બહારગામ ગયા હોય તોપણ તેમનો આત્મા તો આશ્રમમાં જ રહેતો. આંગ્લ કવિ વર્ડ્ઝવર્થનું કાવ્ય છે – "સ્કાયલાર્ક", એમાં કવિ કથન કરે છે કે સ્કાયલાર્ક ગગનમાં વિહાર કરતું હોય કે ગગનના ગોખમાં ગુમ થયું હોય, છતાં તેનું સતત ધ્યાન તો ધરતી પર ઝાડની ઓથે રહેલા તેના માળામાં રહેલાં બચ્ચાંમાં જ હોય છે. તેવી જ રીતે આપણા દાસકાકા ગમે ત્યાં કોર્ટ-કચેરીમાં ગળાબૂડ રોકાયેલા હોય કે મુંબઈની વિધાનસભા કે દિલ્હીની લોકસભામાં ભાષણો કરતા હોય, ભૂલો માટે શાસકોના કાન પકડતા હોય, છતાં તેમનું સતત ધ્યાન તો ભાની જેમ કડીની સંસ્થાના ઉત્કર્ષમાં જ પેલા પક્ષીની જેમ અટવાયેલું જ રહેતું. કડીમાં હતા ત્યાં સુધી કડીના રૂના વેપારીઓ પાસેથી સંસ્થા માટે વાર્ષિક રકમ મળે તેવી વ્યવસ્થા કરેલી. લોકસભા અને વિધાન-સભામાં ગયા ત્યાં પણ નિયમો આધીન રહી સંસ્થા માટે ઘણી શૈક્ષણિક યોજનાઓ લઈ આવ્યા. ટેકનિકલ સ્કૂલ, કૉલેજ માટે ગ્રાન્ટ લઈ આવતા.

છેલ્લે છેલ્લે એકલા હાથે ગાંધીનગરની સર્વ વિદ્યાલયની શાખા ઊભી કરી. સરકાર પાસેથી જમીન સંપાદન કરતાં લાંબી લડત ચલાવી પડેલી, તેમાં દાસકાકા કુનેહથી સફળ થયા. આ સંસ્થા કોઈ એક જ્ઞાતિની નથી, તેવું પુરવાર કરવા દાસકાકા અન્ય કોમની વ્યક્તિઓ

પાસેથી પણ ઘણું દાન મેળવવામાં સફળ થયા. ચતુરભાઈના કહ્યા મુજબ-
"દાસકાકાનાં માતુશ્રી કાશીબા લાગણી અને હૈયાસૂઝથી છગનભા વગેરેને આવકાર આપી આગતાસ્વાગતા કરતાં. ઘર નાનકડું હોવા છતાં મોટાભાઈ વિઠ્ઠલભાઈએ આશ્રમની શરૂઆત થઈ એટલે તેના હિસાબ-કિતાબની જવાબદારી ઉઠાવી લીધેલી. તે વખતે દાસકાકા અમદાવાદ ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતા હતા. તેઓ સમાજસુધારણા અને શિક્ષણ-પ્રચારની ઝુંબેશમાં પૂરેપૂરા પરોવાયેલા હતા. તેમાં તેઓ ઉદ્દામ વિચારો ધરાવતા હતા. તેઓનો સ્વભાવ કંઈક કરી નાખવાનો તરવરીઓ અને ટીખળી હોઈ મિત્રમંડળમાં અને આ ઝુંબેશમાં પડેલાઓમાં આગળ પડતા તરી આવતા. નેતાનું કાંટો ત્યારથી કાઢવા માંડેલું. આમ આખું કુટુંબ સમાજસુધારાના અને શિક્ષણપ્રચારના કામમાં સાથે રહેલું. દાસકાકાનાં પુત્રવધૂ કુંતાબેન તો "રાષ્ટ્રધર્મ"નું તંત્રીપદ પણ સંભાળતાં હતા. તનસુખભાઈનાં કુંતાબેન સાથેનાં લગ્ન પણ ભરૂચના જાણીતા ચુનીલાલ સમાજસુધારકને ત્યાં થયાં હતાં. આ જ ચુનીલાલે સૌપ્રથમ છૂટા લગ્ન-વિવાહમાં ભાગ લીધો હતો. તેઓ અને શ્રી પુરુષોતમભાઈ પટેલ (વીરમગામવાળા) સહસુધારકો હતા.

દાસકાકાએ પોતાની જમીન પણ કડી સંસ્થાને આપી દીધી હતી. શરીર તો આ સંસ્થાને તેમણે આપી જ દીધું હતું. આર્થિક રીતે પણ આ સંસ્થા માટે ઘસાતા હતા.

પાટીદાર કોમનાં બાળકોના અભ્યાસ માટે તપોભૂમિ કડી હતું. આજે સર્વ વિદ્યાલય-કડી અને કડવા પાટીદાર આશ્રમ દેશવિદેશ સુધી તેના વિદ્યાર્થીઓની તેજસ્વીતાને કારણે જાણીતો બન્યો છે. આ સંસ્થાને મળેલા નિષ્ઠાવાન આચાર્યો અને પ્રામાણિક આદ્યસ્થાપકોના પ્રતાપે આવી સુવાસ શક્ય બની હતી. છગનભાની શુભ ભાવનાથી રોપાયેલી વડની ડાળી તો વટવૃક્ષ બની, છેક ગાંધીનગર તેમજ ગ્રામ્ય વિસ્તારોમાં બસોલ, લાંઘણજ, વિસનગર, પિલવાઈ, વડનગર સુધી ફેલાઈ. સ્ત્રીકેળવણી માટેનું છગનભાનું સ્વપ્ન પણ સાકાર થવા પામ્યું. આ સંસ્થાના

સ્થાપક છગનભા જ્યાં સુધી પૃથ્વી પર પાટીદાર હશે ત્યાં સુધી તેમનું કામ અને નામ અમર રહેશે. આ સંસ્થાના પાલક પિતા તરીકે રામચંદ્રભાઈ અમીન અને એથીયે સવાયા પુરવાર થયેલા દાસભાઈ નિરંતર યાદ રહેશે. સમાજ એટલો નગુણો નથી કે કોઈની નિષ્કામ સેવાને વિસરી જાય.

ગીતામાં નિષ્કામ ભક્તિનો ઉપદેશ આપેલો છે, તેમાં દર્શાવ્યા પ્રમાણે કર્મ કરીને ફળની આશા રાખ્યા વિના પોતાનું કર્તવ્ય બજાવનાર એક જવાંમર્દ ભેખધારીની કથા એટલે દાસકાકાની કથા.

કોઈ પણ પ્રશ્નનો વિચાર કરી યોજના ઘડનાર અને પછી જાતે જ કાર્યની સંપૂર્ણ જવાબદારી ઉપાડી લેનાર ને સફળતાપૂર્વક ઉકેલ લાવનાર, દરેક કાર્યમાં મોખરે રહેનાર, પહેલાં પોતે કૂદી પડનાર, પાછળ સાથીઓ મળી જ રહેશે એવા વિશ્વાસવાળા, હિંમત હારીને પાછી પાની ન કરનાર, 'કરેંગે યા મરેંગે' સૂત્રને જીવનમાં ઉતારનાર, નીડર, વ્યવસ્થાકુશળ અને તલસ્પર્શી વિચારશક્તિ ધરાવનાર, કાર્યનિષ્ઠ અને કાર્યદક્ષ માનવનું – પંચ્યાશી વર્ષના દાસકાકાનું આ કોઈ પ્રસસ્તિ કાવ્ય નથી, પણ તેમનાં પરિશ્રમ અને નિષ્ઠાનો નિચોડ છે. અભય અને નિર્ભયતા એ બે દાસકાકાનાં શસ્ત્રો હતાં. આ બે વસ્તુને કારણે તો નર્મદ, દયાનંદ, માર્ટીન લ્યૂથર તેમજ મેન્ડેલા ક્રાંતિ કરી શક્યા. ખુદ ગાંધીજીની અહિંસા અને વિશ્વશાંતિની વિભાવના પણ નિર્ભર હતી. દાસકાકાની પ્રત્યેક પ્રવૃત્તિનું પ્રેરક બળ તેમની નીડરતા હતી. આત્મસન્માન અને આત્મગૌરવ ખેડૂત પાટીદારની ખુમારીનાં તેમાં દર્શન થતાં હતાં. તેમની બધી પ્રવૃત્તિઓમાં નીડર મનોવૃત્તિ જ દેખાય. પછી એ પ્રવૃત્તિ વેઠ–નાબૂદીની હોય કે ખેડૂત પરના કરબોજ ઓછા કરવાની હોય, કે ગૌહત્યા નાબૂદીનો પ્રશ્ન હોય, પિલાજીરાવ ગાયકવાડ સૂબા સાથેની સાઠમારીની હોય, બાયલી ધારાસભાને "રાધાસભા"ના સૂચક ને ઉપહાસજનક નામાભિધાને નવાજવાની હોય, કે દેશની આઝાદીની લડતમાં યા હોમ કરીને ઝુકાવવાનું હોય કે ઝંપલાવવાનું હોય, સહ-

કારી સંસ્થાની પ્રવૃત્તિ કે ખેડૂત મંડળની સ્થાપનામાં કોંગ્રેસ સાથે લડવાનું હોય, તથા સામાજિક સુધારાનાં બહુરૂપી વરવાં સ્વરૂપો પ્રત્યે ઉચ્છેદક લડત આપવાની હોય, કે કેળવણી ક્ષેત્રે આમૂલ ક્રાંતિ કરવાની હોય અથવા સમાજ–પરિવર્તન માટે કુલીનશાહીનો પ્રશ્ન હોય, ગોળ-પંચની જુલ્મશાહીને મીટાવવાની હોય, બારમા કે બાળલગ્નના પ્રશ્નો હોય, તે માટે પાટીદારોના ચેતનકેન્દ્ર સમાન ઉમિયા માતાના મંદિરમાં પણ પીકેટિંગ કરતાં દાસકાકા ખચકાયા નહોતા.

દાસકાકાએ યોગક્ષેમ કાજે વકીલાતનો વ્યવસાય સ્વીકાર્યો. ગૌરવભેર એ પ્રવૃત્તિ વરસો સુધી કરી. પણ એ પ્રવૃત્તિને જ તેમણે આયુષ્યની ઇતિ માની નહીં. દ્રવ્ય ઇષ્ટ હોવા છતાં પણ લોકસંગ્રહ જ એમનો ચરમ અને પરમ આદર્શ રહ્યો હતો. એમની ભૂતકાલીન કે સાંપ્રત શિક્ષણને કેળવણીવિષયક અનેક પ્રવૃત્તિઓના મૂળમાં આ મૂર્ધન્ય ભાવના જ વિકાસોન્મુખ થતી દેખાઈ હતી. એમના ભાવિ પુરુષાર્થનું લક્ષણ પણ લોકસેવા ને લોકસંગ્રહનું સંગોપન ને સંવર્ધન કરનારી પ્રવૃત્તિઓ ને સંસ્થાઓ જ. શ્રી દાસે આપણા સમાજના મુક્તાનંદ, નિષ્કુલાનંદ, સંત સરયુદાસજી, નિરંજન સ્વામી, વલ્લભ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી, ધનશા ભગત કે પ્રમુખ સ્વામીની જેમ ભગવાં પહેર્યાં ન હતાં, એટલું જ. બાકી સાચા અર્થમાં તો તે સંન્યાસી જ હતા. એમનું જીવન એટલે પ્રવૃત્તિમય સંન્યાસનું સાચું રહસ્ય "નિવૃત્તિ" જેવો શબ્દ જ દાસકાકાના શબ્દકોશમાં ન હતો એમનું જીવન એટલે જીવંત કર્મયોગ, અનાસક્તિપૂર્વકનો કર્મયોગ. જીવનના ઉત્તરાર્ધ વખતે પણ એમની શારીરિક, માનસિક સ્ફૂર્તિ કોઈ પણ નવયુવાનને પણ શરમાવે એવી હતી. અણુએ અણુએ જીવંત હતા. ગાંધીનગરમાં સંકુલ ઊભું કરવામાં નૂતન પડકારોનો પ્રતિકાર કરીને સમાજના સાથથી સફળતા મેળવી. દાસકાકા છેલ્લી ઘડી સુધી અર્થપૂર્ણ અને તેજસ્વી જીવન જીવી યુવાનો માટે અને સમાજ માટે પ્રેરણામૂર્તિ બન્યા.

સરદાર વલ્લભભાઈ પટેલ ભારતના સરદાર હતા. ગુજરાત દાસને ઉત્તર ગુજરાતનો 'છોટે સરદાર' તરીકે ઓળખતું. એમાં સરદારના અનેક

ગુણોનું દર્શન થતું હતું. સરદાર વલ્લભભાઈએ દાસની શક્તિઓને પરખી હતી. અને વડોદરા રાજ્ય પ્રજામંડળની અનેક સક્રિય પ્રવૃત્તિઓમાં તેમને જોતરીને આકરી કસોટીઓ દ્વારા કસી પણ હતી. એ પરિસ્થિતિઓમાંથી તેઓ ઉત્તીર્ણ થયા હતા. દાસને આ વાતનું હંમેશાં ગૌરવ હતું. સરદાર વલ્લભભાઈ પટેલ તો ભારતના ઐરાવત હતા.

દાસ કડીમાં રહેતા હતા, ત્યારે આઝાદી જંગના કડીના સેનાની જેવા હતા. પ્રજામંડળના એક અગ્રણ્ય નેતા હતા. તે વખતે પણ દાસભાઈ એક નીડર, પડકાર ઝીલી લેનાર, સાચા બોલા, નિભીક તેજોમય વ્યક્તિત્વવાળા, ખેડૂતોના હમદર્દી, સંનિષ્ઠ પત્રકાર અને શિક્ષણકાર, સ્વાતંત્ર્ય સેનાની અને સમાજસુધારક તરીકે લોકહૃદયમાં સ્થાન પામી ચૂક્યા હતા. દાસકાકા સાચા અર્થમાં રાજકારણી ન હતા. તેમણે પક્ષપલ્ટો કર્યો તે પણ માત્ર આદર્શો માટે. કારણ કે લોકો મત દ્વારા ચુકાદો તેમની તરફેણમાં જ આપતા. પક્ષ બદલતાં પહેલાં દાસકાકા પોતાના વિસ્તારના મતદારોને પત્રિકાઓ દ્વારા કે રૂબરૂ મળીને પક્ષપલ્ટો કરવાનાં કારણો આપતા. સત્તાપલ્ટો, પક્ષપલ્ટો, અંગત લાભ લેવા માટે નહિ, પણ ગુજરાતના હિત માટે કરતા. ૧૯૩૦-૩૨ અને ૧૯૪૨ની લડત દરમ્યાન દાસકાકા સ્વાતંત્ર્ય સેનાની તરીકે સક્રિય હતા. તેમણે ગાંધીજીના "નવજીવન"ની જવાબદારી પણ ઉપાડી હતી.

૧૯૫૨માં ગુજરાતના ખ્યાતનામ લેખક પીતાંબર પટેલે દાસકાકાનું શબ્દચિત્ર આલેખતાં લખેલું : "કેટલાક માણસો અનન્ય ક્રાંતિકારી હોય છે, તે હંમેશાં અન્યાય સામે ડોક ઊંચી કરે છે. જુનવાણી તંત્રનો પ્રતિકાર કરે છે, તેમનામાં શાર્દૂલ જેવો જુસ્સો અને જીદ પણ હોય છે. તે કડકા થઈ જાય તે હા વાત પણ કદી વળે નહિ. જંગલનો રાજા સિંહ ભૂખ્યો તરસ્યો રહે પણ કદી તણખલું ન ખાય, તેમ આવી કક્ષાની વ્યક્તિઓ ખુંવાર થઈ જાય પણ કદી ડોક નીચે નમાવતા નથી. મહેસાણા જિલ્લાના ખ્યાતનામ કાર્યકર શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ

પટેલનું આવું સિંહ જેવું વ્યક્તિત્વ છે. એમનામાં અમોઘ કાર્યશક્તિ છે. કામ લેવાની સૂઝ છે. સાથે સાથે કુનેહ પણ છે."

આ જ પુરુષોત્તમદાસ ગુજરાતમાં દાસકાકાના નામે ઓળખતા હતા. આ તેમનું વહાલસોયું નામ હતું.

દાસકાકાએ ૬૦ વર્ષ પૂરાં કર્યાં એટલે તેમનું ઋણ અદા કરવા કડી સંસ્થાના કાર્યકરોએ તેમને સન્માનવાનું નક્કી કર્યું. દાસકાકાને સન્માનવાની વાત ગુજરાતના અદના કાર્યકરોએ સ્વીકારી લીધી. દાસકાકા રહ્યા વિચક્ષણ પુરુષ. એમણે આ પ્રસંગને લોકકલ્યાણના એક પુરુષાર્થમાં પરિવર્તિત કરવાની એક સુંદર તક જોઈ. ગાંધીનગરમાં એક સારી શિક્ષણ સંસ્થા ઊભી કરવાની એક યોજના એમનાં મનમાં કેટલાય સમયથી ઘોળાઈ રહી હતી. આ પ્રસંગનો લાભ લઈ દાસકાકાએ પોતાને સન્માનવાના પ્રસંગને લોકહિતના એક કાર્યમાં ફેરવી દીધો. સન્માન માટે દાસકાકા તૈયાર તો થયા પણ તેમની શરત તો ઊભી જ હતી. "જે કંઈ કરો તે અત્યંત સાદાઈથી અને કોઈ પણ પ્રકારના ખાસ ખર્ચ વગર કરો." આયોજકોએ એમની ઇચ્છા મુજબ ચાલવાનું નક્કી કર્યું અને સમારંભ પાર પડ્યો. તેના ફળસ્વરૂપે ગાંધીનગરમાં શેઠ ચંદુલાલ માધવલાલ હાઈસ્કૂલ અને હાયર સેકન્ડરી સ્કૂલ જન્મી. તેની સાથે જ પુરુષોત્તમદાસ એન્ડ ભીખાભાઈ હોસ્ટેલ પણ આકાર પામી. આ સંકુલના આદ્યસ્થાપક દાસકાકા હતા અને દાતાશ્રી લક્ષ્મીકાન્ત ભગુભાઈ છે.

આ પ્રસંગ વખતે પુરુષોત્તમદાસ ર. પટેલ સન્માન ગ્રંથ સન્માન સમિતિ તરફથી તૈયાર કરવામાં આવ્યો. આ ગ્રંથમાં દાસના વ્યક્તિત્વનાં અનેક પાસાંઓની તેમના સહકાર્યકરોએ મુલવણી કરી. કોઈએ તેમને લોકાભિમુખ કર્મવીર, ક્રાંતિવીર દાસભાઈ, કર્તવ્યશીલ દાસકાકા, ખેડૂતોના હમદર્દી, સામાજિક દૂષણો સામેના પ્રખર બાગી, તેમજ શિક્ષણ ક્ષેત્રે ક્રાંતિદ્રષ્ટા તરીકે બિરદાવ્યા, પણ સૌને મન દાસ એટલે દાસ!

દાસકાકાની લોકકલ્યાણ સાધવાની પ્રતિજ્ઞા તીવ્રમય અને વેગવાન હતી, દાસકાકા જાણે કહેતા હતા –

"I know not me and care not now ! fare !
I live to work and work for other's good."

ઉપરોક્ત ઇંગ્લિશ ભાષાના જોડકણામાં જનહિત કર્તવ્યની જે ગર્જના જોવા મળે છે, તે દાસની રગેરગમાં વણાઈ ગઈ હતી. પોતે જે કર્યું છે, તેના વિશે અને પોતાની જાત વિશે કંઈ જાહેર કરવા જેવું એમને લાગતું નહિ.

"Thus let me live unseen, unknown;
And Unlamented let me die;
Steal from the world, and not a stone
Tell where I live."

અંગ્રેજ કવિએ લખેલી ઉક્તિ પ્રમાણે પોતાનું નામ-નિશાન રાખવાની તેમને સ્પૃહા ન હતી. તેનો પ્રતિઘોશ એમના વસિયતનામામાં જોવા મળે છે. એટલે નથી સંગ્રહ્યા ફોટા કે કાર્ય-નોંધો, ન તો કોઈ સાથેનો પત્રવ્યવહાર.

કડીની સર્વ વિદ્યાલયના એક વિદ્યાર્થી અને અધ્યાપક તરીકેનાં સંસ્મરણોનું આલેખન કરતા જાણીતા સાહિત્યકાર ડૉ. રણજિત પટેલ (અનામી) લખે છે, "પૂ. છગનભાની વત્સલ સેવાપરાયણતા, પૂ. રામચંદ્રભાઈ અમીનની વ્યવહારદક્ષતા, પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણની નિર્વ્યાજ સરલતા, પૂ. બાપુભાઈ ગામીની સૌમ્ય આધ્યાત્મિકતા, પૂ. પોપટભાઈ પટેલની સમ્યક્ ધ્યેયપરાયણતા, પૂ. છગનભાઈ કા. ની કઠોર કર્તવ્યનિષ્ઠા, શ્રી ડાહ્યાભાઈ જાનીની વેધક રસજ્ઞતા, નિજી–વ્યક્તિત્વમાં આવાં વ્યાવર્તક લક્ષણોથી એ મહાનુભાવોની માનસિક છબીઓ મારા ચિત્રફલક ઉપર અંકિત થયેલી હતી, પણ આ સર્વમાં વિશિષ્ટ રીતે મુદ્રિત થયેલી ભાત તો હતી, પૂ. દાસકાકાની – નિર્ભયતાની જીવંત મૂર્તિ જાણે ! સાહિત્ય અને ઇતિહાસનો અભ્યાસ કરતાં, નચિકેતા, નર્મદ, દયાનંદ

સરસ્વતી અને માર્ટીન લ્યૂથરની જે નિર્ભયતાનો હું ગુણાનુરાગી બન્યો હતો, તેનું પ્રત્યક્ષ દર્શન મને પૂ. દાસકાકામાં થયેલું."

બીજા ઘણા કરતાં દાસકાકા એ રીતે જુદા પડે છે કે તેમના ચહેરા પર સમયના ત્રાસ અને ચિંતાઓ ઘર કરી શકતી નથી. એક સ્ફૂર્તિમંત યુવાનના જેવો તેમનો ચહેરો અને લાંબી ઉંમર એ બે પર કુંડળી મૂકતાં ગમે તે શિખાઉ જ્યોતિષી પણ કહી શકે કે બીજાઓ ગીતા વાંચતા અને પાઠ કરતા હશે, પરંતુ આ માણસે ગીતા વાંચી હોય કે ન વાંચી હોય પરંતુ તેના હાર્દની ઘણી વસ્તુઓની રીતે જીવતા હતા, જીવી ગયા હતા.

શ્રીમદ્ ભગવદ્ગીતાના તેરમા અધ્યાયમાં ભગવાને અર્જુનને સમજાવ્યું છે કે, "આપણું આ શરીર એ એક ક્ષેત્ર – ખેતર છે."

ઈદં શરીરં કૌન્તેય ક્ષેત્રમ્ ઇતિ અભિધીયતે !

આ ઉપરથી એમ કહી શકાય કે જન્મથી મરણ સુધી આ શરીર એ ખેડવાનું ખેતર છે. આપણે અન્ન ઉપજાવવાને જમીન ખેડીએ છીએ, માલ લાવવા–લઈ જવાને ગાડા ખેડૂતો ગાડું ખેડે છે, પહાડના શિખરે જવાની મહેનત કરનારા પહાડખેડૂ કહેવાય છે અને ખલાસીઓ દરિયામાં હોડીમાં દરિયો ખેડે છે, તલવાર ભાલાથી ઝઝૂમનારા રણક્ષેત્ર ખેડે છે; એટલું જ નહિ સાધકો શરીરમાં રહેલી ચૈતન્ય શક્તિ વડે ષડ્રિપુઓ આસુરી શક્તિઓ સામે યુદ્ધ ખેડતા રહે છે. કબીરજીએ સાચું જ કહ્યું છે કે, "જે માણસમાં હીર છે, જે વ્યક્તિ પાણીદાર છે, તે સંસારના સંઘર્ષભર્યા રણક્ષેત્રમાં વગર થાક્યે શરીરનું ગાડું આગળ ને આગળ ખેડે જ રાખે છે."

સૈનિકો ઢોલ, નગારાં, પડઘમ વગેરેના યુદ્ધનાદ દ્વારા તાનમાં લડાઈ ખેડે છે. કેટલીક વાર વીર દેશભક્તો દેશના કામમાં અતિશય દુઃખ સહન કરે છે. ફાંસી ચડતાં લગી પરાક્રમો ખેડતા હોય છે. પણ જીવનમાં રોજ રોજ સવારથી સાંજ સુધી અને સાંજથી સવાર સુધી

ધીર-ગંભીર ગતિએ આ મનુષ્ય દેહ વડે જીવન ખેડતા રહેવું એ સહેલી વાત નથી. આપણા દાસકાકા જેનું નામ પુરુષોત્તમ હતું, એમણે સ્થિર પગલેથી લગીરે શિથિલતા વિના પોતાના જીવનને એકધાર્યું ખેડયું છે.

આપણી નિત્યની વૈદિક સંધ્યામાં ઋષિઓના જે ઉદ્ગારો છે, તેમાં એમણે ભગવાનને કહ્યું છે કે,

ઓજોસિ ઓજો મયિ દેહી ।
તેજોસિ તેજો મયિ દેહી ॥

એટલે કે, "હે ભગવાન ! તું સાક્ષાત્ ઓજ છો. ઓજથી ભરેલા એવા તારું અમે ધ્યાન ધરીએ છીએ. તું સાક્ષાત્ તેજ છો. તેજથી ભરેલા એવા તારું અમે ધ્યાન ધરીએ છીએ. અમને તું ઓજવાળા અને તેજવાળા બનાવ."

ઓજ (ઓજસ) નો અર્થ થાય છે, અખૂટ આંતરિક બળ. હૃદયનું, મનનું, બુદ્ધિનું તેમજ આંખ, કાન, હાથ-પગ વગેરે જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોનું સહેજ પણ ઝાંખું ન પડનારું એવું પાયાનું બળ. જે જ્યારે જેટલું જે કામ માટે વાપરવાની જરૂર હોય તેટલું હરઘડી માણસમાં પૂરેપૂરું સંઘરાયેલું તૈયાર હોય એવા બળવાળાને ઓજસ્વિ માણસ ગણાય. એની સૂઝબૂઝમાં કચાશ ન હોય, એની યાદશક્તિ પૂરે-પૂરી સજાગ હોય અને કદી હિંમત હારે નહિ.

તેજ એટલે સામા માણસ પર પ્રભાવ પાડવાની શક્તિ. ગમે એવા સંજોગોમાં સખત દબાણ સામેય નમતું ન આપવાનું સામર્થ્ય, એવા સામર્થ્યવાળાને તેજસ્વી માણસ કહેવાય. કાયા, વાચા અને મન એ ત્રણેયમાં એનો પ્રતાપ ઝળહળતો હોય. ઓજની દઢતા અને તેજનું તીખાપણું એ બન્નેને માટે આપણી બોલીમાં ખુમારી શબ્દ વપરાય છે. "ખુમારી" શબ્દ દાસકાકાની રગેરગમાં ઊતરી ગયો હતો.

## ૨

# સમાજસુધારાના સમરાંગણમાં દાસકાકા

કડવા પાટીદાર આશ્રમ અને સર્વ વિદ્યાલય સમાજસુધારાનાં ચેતન કેન્દ્રો હતાં. પાટીદાર આશ્રમ દ્વારા સમાજસુધારાનું આંદોલન ચાલતું હતું. જેઠાલાલ સ્વામીનારાયણે રામચંદ્ર અમીન, બાપુભાઈ ગામી, પોપટભાઈ પટેલ, છગનભાઈ પટેલ, કુબેરભાઈ પટેલ, ઉમેદભાઈ પટેલ અને દાસકાકા બાળલગ્નો અટકાવવા, વહેમ અને અંધશ્રદ્ધા દૂર કરવા, પ્રેતભોજન અટકાવવા, પ્રયત્નો કરતા હતા. સાથોસાથ કેળવણીની જરૂરિયાત, ખેતી-વિષયક આધુનિક જાણકારી વગેરે બાબતોનો પ્રચાર પણ કરતા હતા. આ ઉપરાંત ઉપરોક્ત વિષયોની બાબતની નાની મોટી પુસ્તિકાઓ પ્રગટ કરતા, તે દ્વારા જનજાગૃતિ આંદોલન શરૂ થયું.

અગાઉ આપણે ઉલ્લેખ કરી ગયા છીએ કે શિક્ષકના વ્યવસાયમાં ફારેગ થતાં તેઓએ વકીલાત શરૂ કરી અને મહેસાણા પ્રાંત મુખ્ય મથક બનતાં દાસકાકાએ પોતાનું વ્યવસાય ક્ષેત્ર મહેસાણા બનાવ્યું. આજના શિક્ષકો કરતાં દાસકાકા કંઈક જુદી જ માટીના શિક્ષક હતા. શિક્ષક તરીકેની ખુમારીનો પ્રસંગ અહિંયાં નોંધવા યોગ્ય છે. "શ્રી નગીનભાઈએ (કડી સંસ્થના આદ્યસ્થાપક) કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળનું બંધારણ તૈયાર કર્યું. તેમાં કાયમના પ્રમુખ-મંત્રી અને ગૃહમાતા પોતાના જ માણસો રહે તેવું નક્કી કર્યું. આ બંધારણનો અમે પોપટભાઈ, છગનભાઈ, કુબેરભાઈ અને મેં વિરોધ કર્યો. તે વખતે સ્કૂલની શરૂઆત. અમે ચાર શિક્ષકોએ નિર્ણય કર્યો કે આ બંધારણના વિરુદ્ધમાં રાજીનામાં આપી છૂટા થવું. આ બંધારણ અમલી બન્યું

હોત તો સંસ્થા આજે ખીલી છે, તે ખીલત નહિ. ગાંધીજી દેશમાં લોકશાહી માટે લડે અને અમે સરમુખત્યારશાહી બંધારણ સ્વીકારીએ? અને એ વખતે શિક્ષકને રૂા. ૪૦ પગાર મળે, ટ્યુશન કે અન્ય આવક નહિ.

શ્રી નગીનભાઈએ એ સમયના એમની કારોબારી સભ્યોને બોલાવ્યા. એ બધા એમની આંખે જુએ. રાત્રે બાર વાગે મને ઘેરથી બોલાવી મંગાવ્યો. અમીનના મકાનમાં દરવાજાના ઓટલે તે બધા ભેગા થયા અને મને બરતરફ કર્યાનું ફરમાન મોઢેથી સંભળાવ્યું. હું બેકાર બન્યો. પણ સંસ્થા સરમુખત્યારશાહીમાંથી બચી ગઈ."

દાસકાકા આ સમયગાળાનું વર્ણન કરતાં પોતાનાં સંસ્મરણોમાં લખે છે કે, "બંધૂકવાલાની હવેલી ( બકરાવાલા બિલ્ડિંગ ) સ્કૂલ માટે નાની પડવા લાગી. શ્રી છગનભાએ સ્કૂલ અને બોર્ડિંગ માટે જમીન લેવાનું નક્કી કર્યું. સ્ટેશનની સામે બાજુની જમીન પસંદ કરી, સ્કૂલ અને બોર્ડિંગ થાય તેટલી જમીન પસંદ કરી. વધારે જમીન ખરીદવા પૈસા પણ નહોતા. પૂ. છગનભા, ધનશા અને માધવજી ગામડે ગામડે ફરી ફંડ ભેગું કરવા લાગ્યા. લોકોને પણ હવે બોર્ડિંગની જરૂરિયાત લાગી. શકિતના પ્રમાણમાં પૈસા આપે. સરઢવ ગોળના પૈસા છગનભાએ કડીની સંસ્થામાં અપાવ્યા. છગનભા ગોળ-પંચને મળે પછી તે ગમે તે ગામોનું હોય, ત્યાં મને લઈ જાય. મારે પ્રવચન કરવાનું. બોર્ડિંગની જરૂરિયાત ઉપર ભાર મૂકી ઉદારતાથી મદદ કરવાનું કહેવાનું. પંચ પણ હજાર બે હજાર રૂપિયા આપે, એ રીતે પૈસા ભેગા કરવાનું થયું. બોર્ડિંગનું મકાન કરવાની શરૂઆત કરવામાં આવી. સૌથી પહેલાં રસોડું અને પૂર્વ તરફની જમવાની પડાળી. છગનભાએ કાચી ઈંટોની ઝૂંપડી કરી, જ્યારે આવે ત્યારે ત્યાં જ રહે. રાત્રે ત્યાં રહે. ખેતરાઉ જમીન એટલે સાપ રમતા દેખાય. છગનભા ઝૂંપડીમાં મુલાકાત આપે. મેં તે વખતે વકીલાત શરૂ કરેલી. છગનભાને મારે ત્યાં સૂવા આવવા, રહેવા ઘણી વિનંતી કરી પણ માને જ નહિ.

શિયાળાની ખૂબ ટાઢ હતી, અમે બંને તાપતા હતા. મને થયું- છગનભા આ ટાઢમાં અહીં ખુલ્લા ઝૂંપડામાં રહેશે તો ઠરી જશે. એથી મેં છગનભાને કહ્યું : " ભા આજે ખૂબ ટાઢ છે, ઘેર સૂવા ન આવો ? સવારના વહેલા આવી જવાશે. અત્યારે મજૂરો કંઈ કામ કરતા નથી કે તમારી હાજરીની જરૂર પડે." મેં ખૂબ સમજાવ્યા. " ભાઈ, આ તો તપ છે. ઇન્દ્રનું ઇન્દ્રાસન તપથી ડોલે છે. હું ધૂણી ધખાવીને પડ્યો છું. મારા દિલમાં છે કે છોકરાંને ભણવાની સગવડ મૂઆ પહેલાં કરું. એ કામ કરતાં મરી જઈશ તો શું બગડી જવાનું છે ? મારા તપથી સમાજના સુખી ગૃહસ્થોનાં દિલમાં અસર થશે. એમનામાં ઉદારતા આવશે અને આ કામ વહેલું પૂરું થશે." મને તે દિવસે લાગ્યું કે, આ ખરા તપસ્વી છે, સમાજને ઊંચો લાવવા તેમણે તપ આદર્યું છે.

એ તપસ્વીએ વીસ વર્ષના ગાળામાં સમાજની શિકલ બદલી નાખી. કડીનો આશ્રમ અને સર્વ વિદ્યાલય, ગૌશાળા અને એમાં ચાલી રહેલી પ્રવૃત્તિ તપસ્વીના તપને આભારી હતી. અમદાવાદનું ભુવન, વડોદરાની કારેલી બાગની બોર્ડિંગ, સુરત અને ભરૂચની બોર્ડિંગ ઊભાં થયાં તેમાં છગનભાની મદદ હતી. વિસનગરનો આશ્રમ પણ એમના તપનું પરિણામ હતું.

આ તપસ્વીએ તો મહાભારત કાર્ય કર્યું. પણ ત્યાર બાદ અને આજે આ આ સંસ્થાને જે નિષ્ઠાવાન કાર્યકરો મળ્યા અને મળતા જાય છે તે પણ આ પવિત્ર ભૂમિ અને પેલા તપસ્વીના તપનો જ પ્રતાપ ગણાવી શકાય. ભાએ સ્થાપેલી આ સંસ્થાઓએ દાસની ઇચ્છા મુજબ કડી બહાર પોતાનું કાર્યક્ષેત્ર વિકસાવ્યું હોત તો સમાજનું ચિત્ર કંઈક જુદું જ હોત. દાસકાકા દ્રષ્ટા હોવાથી આવતા યુગને પારખી શકતા. માટે જ તેમણે આ સંસ્થામાં અવનવા વિભાગો શરૂ કર્યા. અને સંસ્થાની પાંખ ગુજરાત રાજ્યની રાજધાની ગાંધીનગર સુધી લંબાવી. ગામડે ગામડે ભીખ માગી પૈસા ઉઘરાવી લાખોની કિંમતની કેળવણીની સંસ્થાઓ ઊભી કરી. તેના પુરુષાર્થમાં દાસકાકા પણ અગ્રેસર હતા. આ સંસ્થાના સ્થાપના કાળથી આજ સુધી અનેક ખ્યાતનામ વ્યકિતઓએ કેળવણીકારો અને રાજનીતિજ્ઞોએ સંસ્થાની મુલાકાત લીધી, અને સંસ્થાના અહોભાવ ગાયા. વડોદરા

નરેશ મહર્ષિ સયાજીરાવની તા. ૧-૪-૧૯૨૬ ની મુલાકાત યાદગાર હતી. તેઓ ભાના કાર્યથી પ્રભાવિત થયા અને જણાવ્યું : "આ સંસ્થાને મારા અમલદારો બંડખોર કહેતા હોય તો હું ઇચ્છું કે આવાં બંડ મારા રાજ્યમાં ગામે ગામે થાય. મેં નવસારીમાં, અમરેલીમાં, આવી સંસ્થા ઊભી થાય તેવાં સ્વપ્ન સેવ્યાં પણ હું નિષ્ફળ ગયો. અહીં મારૂં સ્વપ્ન સાકાર થતું જોઉં છું."

મહાત્મા ગાંધીજીએ તા. ૨૩-૭-૧૯૨૯ના દિવસે કસ્તુરબા સાથે પાટીદાર આશ્રમની મુલાકાત લીધી. તેમણે સૌપ્રથમ વિદ્યાર્થીઓને સંબોધ્યાં હતા. "........તેમણે વિદ્યાર્થીઓને અસ્પૃશ્યતા છોડવા, સુથારીકામ માટે ચીવટ રાખવા, રેંટિયાને વળગી રહેવા અને પોતાનું કાપડ પોતાની મેળે વણવા બોધ આપ્યો હતો. તેમજ આશ્રમની સુંદર વ્યવસ્થા જાળવવા માટે છગનભાને ધન્યવાદ આપ્યા હતા."

વિદ્યાર્થીઓને સંબોધ્યા પછી મહાત્મા ગાંધીજીએ ગામની સભાને સંબોધી હતી. તેમાં વૈષ્ણવોની સંખ્યા વધારે હતી, એટલે ગાંધીજીએ ગૌરક્ષાનો પ્રશ્ન ધ્યાનમાં રાખી તેમજ અસ્પૃશ્યતાના કલંકને ધ્યાનમાં રાખી પ્રવચન આપ્યું હતું. "....આ સંસ્થાના નિવેદનની સરળતા અને શુદ્ધતાને સારુ હું મંત્રીને, સંચાલકોને ધન્યવાદ આપવા ઇચ્છું છું તેની સાથે મારું દુઃખ પણ વ્યક્ત કરવું જોઈએ કે તેઓ હજુ અસ્પૃશ્યતાનો કોયડો ઊકેલી શક્યા નથી, તે બરાબર નથી. અસ્પૃશ્યતા નિવારણ વિના હિંદુ ધર્મ કલ્પી શકાતો નથી.....હિંદુ કુળમાં જન્મેલો હું તેથી સંતોષી નથી. બાપના કૂવામાં તરી શકવામાં પુરૂષાર્થ હોય પણ ડૂબી જવામાં નથી. હિન્દુ ધર્મ સારો છે. પણ તેની સામે અસ્પૃશ્યતા કલંક રૂપ છે.

....આ સંસ્થાની સાથે છગનભાઈનો સંબંધ હોય છતાં તેમાં સમાજના દાબને લીધે અસ્પૃશ્યતાના પ્રશ્નને સહન કરવું પડતું હોય. કડવા પાટીદાર કોમનું શ્રેય છે તેની મારફત હિન્દુ ધર્મ અને બધાનું એ શ્રેય છે. એક કોમના ભલામાં બધાનું ભલું છે...કોઈ પણ મનુષ્ય

અસ્પૃશ્ય છે, એમ માનવું કડવા પાટીદાર કોમની સેવા નથી.....બાળલગ્ન અને અસ્પૃશ્યતાનો મુકાબલો કરું તો બાળલગ્નની વાત છોડી દઉં. બાળલગ્ન તો મોટા કહેવાઈ ગયેલા પાટીદારોમાં ચાલે. આખા હિન્દુસ્તાનમાં બાળલગ્ન નથી. જો એમ હોત તો સમાજનો નાશ થઈ ગયો હોત. તેના માટે ધીરજ રાખી શકાય, પણ અસ્પૃશ્યતા તો એક ક્ષણને સારું પણ સહન ન જ કરી શકાય.... સાથે સાથે કાંતવાની પણ સલાહ આપવી જોઈએ...તમારાં છોકરાં પાસેથી ઘરેણાં શણગાર કઢાવી લો અને કાંતવાનું શીખવો. આ ઉપરાંત તેમને પ્રવચનમાં રાષ્ટ્રીય ભાવના પોષવા માટે હિન્દી ભાષાને મહત્ત્વ આપવાનું તેમજ દારૂબંધી વિશે અને ગૌપાલન વિશે પોતાના પ્રવચનમાં ઉલ્લેખ કરેલો.

પૂ. છગનભાએ કડવા પાટીદાર આશ્રમ સામાજિક ક્રાંતિ લાવવા માટે સ્થાપ્યો હતો. આશ્રમના વિદ્યાર્થી તથા શિક્ષકોએ આ કામ ઉપાડી લીધું. શનિવાર અને રજાના દિવસે ગામડે જાય ત્યાં સામાજિક સુધારાના સંવાદો વગેરે કરે. ભા પોતાની લાક્ષણિક શૈલીમાં ગામડી ભાષામાં દૃષ્ટાંતો આપી લોકોને ખડખડાટ હસાવે અને પોતાની વાત રજૂ કરે. આ બધાની અસર સમાજ ઉપર પડી. દાસકાકા ગૌશાળાના વિકાસમાં ખૂબ રસ લેતા. સ્વીટ્ઝરલેન્ડથી આવેલ સ્વીસ એઈડ એબ્રોડવાળા હંટર ગૌશાળાથી પ્રભાવિત થયા હતા. આજે તો આશ્રમની ગૌશાળા ફૂલીફૂલી છે તેનો યશ હાલના મંત્રીશ્રી મનુભાઈ પટેલ અને ધનાભાઈ વકીલને ફાળે જાય છે. વૈષ્ણવ મંદિરોની ગાયોને સરકાર તરફથી આર્થિક મદદ મળતી હતી. જ્યારે આવા આશ્રમની ગાયોને સરકાર કોઈ પ્રકારની મદદ કરતું નહિ. આવી સરકારની નીતિ સામે પણ દાસકાકાએ લડત આપેલી. મુંબઈની ધારાસભામાં પણ અવાજ ઉઠાવ્યો. આ સમયગાળામાં જ્ઞાતિના ધોરણે આશ્રમો ને શાળાઓ ચાલતી હતી. ગાંધીજી તો યુગપુરુષ હતા, એટલે એમની વેદના આપણે સમજી શકીએ છીએ. પણ સાથોસાથ એ સત્યનો ઇન્કાર થઈ શકે તેમ નથી કે આવા આશ્રમો જ્ઞાતિ આગેવાનો અને દાતાઓના દાનથી અને શુભ નિષ્ઠાથી ચાલતા હતા. આવી

સંસ્થાઓએ સમાજસુધારણામાં અને રાષ્ટ્રીય આંદોલન વખતે મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

આ સંસ્થામાં પણ જ્ઞાતિના ધોરણે કેળવણી મંડળ ન જોઈએ એવો પ્રશ્ન બે ત્રણ વાર્ષિક મીટિંગમાં ચર્ચાયો હતો. જેના પરિણામે સાર્વજનિક કેળવણી મંડળનો જન્મ થયો. પાટીદાર સંકુચિત હોઈ જ ન શકે. પછી તેની સંસ્થાઓ સંકુચિત કઈ રીતે હોઈ શકે ? પાટીદારનો વ્યવસાય ઇતર કોમ સાથે સંકળાયેલો હતો. એટલે તે બીજાઓ કરતાં તે અન્ય જ્ઞાતિઓ સાથે ખૂબ ઓતપ્રોત બની જતો.

આ સંસ્થાની શાળાનું નામ "સર્વ વિદ્યાલય" આપ્યું તે જ તેની મહાનતા દર્શાવે છે. નહિ તો તે શાળાનું નામ કોઈ વ્યક્તિ કે જ્ઞાતિનું લેબલ લગાડી આપી શકાયું હોત. પણ પાટીદારોને સંકુચિતતા ગમતી નથી અને ખપતી નથી. સર્વ વિદ્યાલયને નામનું નામાભિધાન બહુશ્રુત વિદ્વાન પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણે આપ્યું હતું. તેમણે પણ પોતાના જીવનકાળ દરમ્યાન ખેડૂતોના પ્રશ્નોને વાચા આપી હતી. ૧૯૩૫માં દર રવિવારે અમદાવાદથી વિના વેતને કડી વિદ્યાર્થીઓને ભણાવવા આવતા.

આ આશ્રમમાંથી અનેક ઇતર કોમનાં બાળકો ભણી ગયાં. શાળામાં ભણતાં હરિજન બાળકો પણ આશ્રમમાં રહેતાં. પાટીદાર વિદ્યાર્થીઓની રૂમમાં જઈ તેમની સાથે ભળી જતાં. વકીલ ધનાભાઈ સાથે ભણતા હરિજન આગેવાનોએ પણ આ વાતનો સ્વીકાર કર્યો હતો. સંસદ સભ્ય ખેમચંદ ચાવડા અને સોમચંદ સોલંકીએ આ વાતનો ઉલ્લેખ કર્યો હતો. શરૂઆતમાં પાંચ વિદ્યાર્થીઓ પૈકી એક ભાવસાર અને પંચાલ જ્ઞાતિના વિદ્યાર્થી પણ આ આશ્રમમાં હતા.

સર્વ વિદ્યાલયની પહેલી મુલાકાતે રાષ્ટ્રીય શાયર ઝવેરચંદ મેઘાણીથી બોલાઈ ગયું, "ભણતર તો અહીં જ છે." આવું માની પોતાના બે પુત્રોને સૌરાષ્ટ્રના સિમાડા વટાવી અહીં ભણવા મૂકયા. તે ઘટના આ સંસ્થાના ભણતરની સાથે ચણતર અને ઘડતરની કેવી મોટી છબી

કવિ મેઘાણીના મનમાં કોતરાઈ ગઈ હશે ! એ મોંઘો ભૂતકાળ આ શાળાની મૂડી છે.

એ જ રીતે કવિ ઉમાશંકર જોષીને ઇ.સ. ૧૯૩૫માં સર્વ વિદ્યાલય જોઈ પોતાનું ઇડરિયું ગામ સાંભર્યું. એમની શાળા અને છાત્રનિવાસ સાંભર્યા. આવા કવિજનોને આ શાળાની તેજસ્વીતા માટે કેવી કિંમતી પ્રતીતિ થઈ હશે !

આ માત્ર શિક્ષણભૂમિ નથી, પણ છગનભા જેવા તપસ્વીનું ઋષિકુળ છે. તેમાં રામચંદ્ર અમીન અને દાસકાકા જેવા ભાને સેવકો મળી ગયા. આ સંસ્થા સાહિત્ય, સંસ્કાર અને સમાજસેવાનું ધામ છે. સર્વશ્રી બાપુભાઈ ગામી, પોપટભાઈ, છ. કા. પટેલ, નાથાભાઈ દેસાઈ અને મોહનભાઈ જેવા નિષ્ઠાવાન આચાર્યોએ એની એક પરંપરા ઊભી કરી છે, એ આ જ સુધી જળવાઈ રહી છે. સંસ્થા મહાન બને છે, એના ચાલકોથી અને વાહકોથી. અનેક શિક્ષણપ્રેમીઓ અધિકારીઓ, લોકસેવકો અને સાહિત્યકારોએ આ સંસ્થાની મુલાકાત વખતે પ્રસંશાની મહોર મારી આપેલી છે. સર્વશ્રી જુગતરામ દવે, બબલભાઈ મહેતા, રવિશંકર મહારાજ, નારાયણ દેસાઈ, સ્નેહરશ્મિ, પુરુષોત્તમ માવલંકર જેવા પ્રખર કેળવણીકારો પણ આ સંસ્થાની કાર્યપદ્ધતિથી આકર્ષાઈને મુલાકાતે આવી ગયેલા. પ્રતિષ્ઠિત સાહિત્યસર્જકો કાકા કાલેલકર, સુંદરમ્, પન્નાલાલ પટેલ, ઇશ્વર પેટલીકર, ચં. ચી. મહેતા, ગુલાબદાસ બ્રોકર, યશવંત શુકલ, અનંતરાય રાવલ, ચાંપશી ઉદ્દેશી અને અન્ય સાહિત્યકારોએ આ સંસ્થાની ધરતી ઉપર અવારનવાર આવી એમના સુંદર પ્રતિભાવ વ્યક્ત કર્યા છે. આ સાથે "અનામી" અને સદ્દગત પીતાંબર પટેલ જેવા પ્રસિદ્ધ લેખકને કેમ ભુલાય? જે દાસકાકાના પણ ચાહક હતા. આજે પણ આ સંસ્થાની દીવાલોએ પીતાંબરનું નામ હૈયે કોતરી રાખેલું છે. આ જ શાળાના તેઓ વિદ્યાર્થી અને પછી આ જ સંસ્થાના મંત્રી બનેલા. સંસ્થાનું ગૌરવ અને હિત જીવ્યા ત્યાં સુધી એમની રગેરગમાં વ્યાપેલું હતું.

આ સંસ્થામાં એવું તે શું છે જે આજ સુધી સચવાયું છે? જવાબ છે : શિક્ષકોની ધોરણસરની ઉચ્ચ પરિપાટી અને શિસ્તપાલક એવો છાત્રનિવાસ, જે વિદ્યાર્થીના ચારિત્ર્યઘડતરની ઇમારતમાં પાયો પુરવાનું નક્કર કામ કરે છે. શ્રી રતિભાઈ અમીન અને કુબેરભાઈ જેવા આદર્શ ગૃહપતિઓ મળ્યાં, તે પણ સંસ્થાનું પુન્ય ગણાય. આ બન્ને ગૃહપતિઓ બાળકો માટે માતપિતા સમાન હતા. આ બન્ને ગૃહપતિઓએ આશ્રમની પદ્ધતિઓનો ઊંડો અભ્યાસ કર્યો હતો. બાળકોનાં માનસને સમજી શકતા. સાચા અર્થમાં આશ્રમવાસીઓ માટે મનોવૈજ્ઞાનિકો હતા. આ શાળાની વિદ્યાર્થી પેઢીમાંથી સંગીત, નાટક, નૃત્ય, ચિત્ર, લેખન, સ્થાપત્ય, ન્યાય, શિક્ષણ, મેડિકલ વગેરે ક્ષેત્રમાં તજ્જ્ઞો પેદા થયા, જેમણે દેશવિદેશમાં આ સંસ્થાની સુવાસ ફેલાવી. આ સંસ્થા માટે તેમનું માતૃત્વ પણ કેટલું ઊંચું ! શ્રી ધનાભાઈ અને શ્રી મોહનભાઈ જ્યારે સંસ્થાનો ફાળો એકત્ર કરવા વિદેશ ગયા ત્યારે સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ સંસ્થા–ઋણની પ્રતીતિ કરાવી અને તેમની ઝોળી છલકાવી દીધી.

દાસ કડીમાં હતા ત્યારે તેમના ખાસ મિત્રોમાં લબ્ધપ્રતિષ્ઠિત લેખક અને પત્રકાર સીતારામ શર્મા. શર્માએ દાસનું જીવનચરિત્ર લખવા માટે ઘણા પ્રયત્નો કર્યા, પણ દાસકાકા મચક આપે તો ને! છેવટે સીતારામ શર્માએ "ધરતીનું રાજ" નામની નવલકથા ખેડૂતજાગૃતિ માટે લખી, જે ખૂબ આવકાર પામી. આ નવલકથામાં રામદાસનું પાત્ર દાસની પ્રતિકૃતિ હતું. સીતારામ શર્મા તો આ સંસ્થાનું એક અંગ બની ગયા હતા. દાસ આ સંસ્થાના પાયાના પથ્થરોમાંના એક હતા. મૃત્યુપર્યંત તેની સાથે એકરસ બની ગયા. આજે પલટાતી શૈક્ષણિક પરિસ્થિતિ, વાલીઓની સમસ્યાઓ અને વિદ્યાર્થીઆલમ પર ચલચિત્રોની અસરો, તેમનો અજંપો, તેમનું વ્યસન તરફનું ઢળતું વલણ, તેમજ જ્યારે સર્વત્ર રાજકીય અને સામાજિક અવમૂલ્યનો

લગભગ દરેક સંસ્થાને આભડી ગયાં હોય ત્યારે આ સંસ્થા તેમાંથી કેવી રીતે બાકી રહી શકે? છતાં ભૂતકાળના ભાથા પર અને દાસ જેવા સંનિષ્ઠ કાર્યકરોના પુણ્યપ્રતાપે તેની ઈમેજ સચવાઈ રહી છે. એટલું જ નહિ પણ હવે વિસ્તરી રહી છે, તે એક ગૌરવપ્રદ બાબત ગણી શકાય.

દાસકાકાને આશ્રમના છોકરાઓની સાથે ગેલ કરતા જોયા નથી, ભાની જેમ ટાપલી મારતા પણ જોયા નથી, તેમ છતાં જેમ કોઈ ખેડૂતને પોતાના ખેતરમાં "મોલ" જોઈને હૈયું નાચી ઊઠે, તેમ આ બાળકોને નાચતાં-કૂદતાં જોઈ દાસકાકા મરક મરક થતા મેં જોયા છે. જતાં-આવતાં પૂછી પણ નાખે, 'કેમ અલ્યા કયા ગામનો છે? તારા બાપા શું કરે છે?' વગેરે વગેરે. કડીમાં પણ વિદ્યાર્થીઓ જે ભોજન જમે તે જ ભોજન તે જમે. રામચંદ્ર અમીન અને દાસકાકાના ઉગ્ર સંવાદોનો લાભ પણ, અમારી રૂમ અતિથિગૃહની નજીક હોવાથી અમને મળતો હતો. અમીન સાહેબે આ સંસ્થાના વિકાસમાં ધાર્યું પ્રદાન કર્યું છે. અમીનસાહેબ કડી આવે ત્યારે અમારા કલાસમાં અંગ્રેજી ભણાવવા આવતા અને સરોજીની નાયડુનું "કોરોમોન્ડલ ફીશર" કાવ્ય ચલાવતા. આ કોરેમોન્ડલ ક્યાં આવ્યું તે કલાસમાં કોઈને ન આવડે, ત્યારે તેમનો પિત્તો ગયેલો, તે હજુ મને યાદ છે. તેમની પાસે, નાથાભાઈ દેસાઈ પાસે અને છ. કા. પટેલ પાસે અંગ્રેજી ભણવું એ એક લહાવો હતો.

દાસકાકા રાજકારણમાં પડ્યાં હોવા છતાં તેમણે આ સંસ્થામાં રાજકારણ દાખલ કર્યું નથી, તે જ તેમની વિશિષ્ટતા હતી. તેમને પોતાની ચૂંટણીઓ વખતે આ સંસ્થાનો ઉપયોગ કર્યો હોય કે કર્મચારીઓને ફરજ પાડી હોય તેવું બન્યું નથી. તે એમ માનતા હતા કે અભ્યાસ ચાલુ હોય ત્યારે બાળકોએ રાજકારણમાં પડવું જોઈએ નહિ. તેવો શિક્ષણ સંસ્થાએ અને સરકારે સાથે મળી કાયદો ઘડવો જોઈએ તેવું તેમનું વલણ હતું. દાસકાકાનું વલણ પણ મોરારજીભાઈ દેસાઈ જેવું જીદ્દી

તો ખરું. તડફડ કરી નાખે પણ મનમાં કંઈ રાખે નહિ. તેમની વફાદારી "કન્વિકશન" અને "સીનસિયારિટી"માં જણાઈ આવે છે. પણ એમની વાત કે મુદ્દા પ્રત્યે મોરારજીની માફક ખૂબ જીદ્દી રહેતા આવ્યાં છે, તેથી કેટલાક સહકાર્યકર્તાઓ નારાજ પણ થાય. છતાંય એમની વડીલાઈના હકમાં એને ખપાવી સહુ સહી લેતા. તેમની પદ્ધતિ બધી લોકશાહી ઢબની, પણ નિર્ણયની બાબતમાં પોતાનો કક્કો ક્યારેક સાચો કરાવી દે.

આ સમયગાળામાં શાળાના આચાર્યો પણ આશ્રમના ગૃહપતિનું એક અંગ બની જતા, મને યાદ છે નાથાભાઈ દેસાઈને ટીબી થયેલો અને પંચગીની આરામ માટે જવાનું હતું તેવી નાદુરસ્ત તબિયતે પણ સવારે પાંચ વાગે વસ્તુ ભંડારમાં ઓટલા ઉપરથી અમને પ્રાર્થના કરાવતા, "ઊઠ જાગ મુસાફર ભોર ભયો અબ રૈન કહાં સોવત હૈ...."આ હતી તેમની ભક્તિ અને નિષ્ઠા. 'ડિસિપ્લીન વીથ લવ'નું જીવંત દૃષ્ટાંત હતું. તેમને મળેલ રાષ્ટ્રિય એવોર્ડ શિક્ષકનું બહુમાન હતું. હજારો વિદ્યાર્થીઓનાં મન તેમણે પ્રેમથી જીતી લીધાં હતાં.

૮૦ વર્ષ પછી પણ દાસે નિવૃત્તિમાં પ્રવૃત્તિ દ્વારા સંસ્થાના વિકાસમાં અનહદ રસ લીધો. દાસ મોતની ખાતર મોતને શરણે જવાનું તેમને કબૂલ નહોતું. તેઓ મોતને ગ્લોરિફાઈ કરવામાં માનતા નહોતા, માટે જ જીવનની અંતિમ ક્ષણ સુધી તેમણે જીવવાનું માંડી વાળ્યું નહોતું. આ ઉંમરે તેમની પ્રવૃત્તિઓ અને દોડધામ સખત વધતી ચાલી. રખે ને કંઈ બાકી રહી જાય! એમાં ક્યાંક મોત ભેટી જાય! તો તેનો તેમને અફસોસ પણ નહોતો. આ અમૃત મહોત્સવના સ્વાગત અધ્યક્ષ તરીકે તેમના છેવટના ઉદ્‌ગારો હતા, "...ઇચ્છું છું કે કામ કરતાં કરતાં મૃત્યુ આવે, સંસ્થા તરફ પ્રેમથી જોશો અને એની જરૂરિયાત પૂરી પાડશો એવી આશા રાખું છું."

દાસને ભાગ્યે સમાજસુધારાની પ્રવૃત્તિમાં જોતર્યા, એમ કહીએ તો ખોટું નહિ. જો કે દાસમાં વિદ્યાર્થીકાળમાં પણ નેતૃત્વના ગુણો

તો દેખાતા જ હતા. પરંતુ ભાનો સંસર્ગ અને તેમની સાથેના સંવાદોએ દાસને આ પ્રવૃત્તિ માટે પૂરેપૂરા આકર્ષ્યા હોય તે સંભવિત છે. દાસ પોતે લખે છે, "હું રોજ સાંજે છગનભાની ઝૂંપડીએ જતો થઈ ગયો હતો. એક દિવસ મેં છગનભાને પૂછ્યું, "ભા, બાળલગ્ન, બારમાં, વહેમ અને મૂર્ખાઈમાં આપણો સમાજ ક્યાં સુધી અટવાઈ રહેશે ?" ભા સહેજ ગુસ્સે થતા મને જણાયા. મને થયું કે આ સવાલથી ભા કેમ ચિડાયા ? થોડી જ વારમાં હોકાની બે ફૂંક એમણે મારી અને શાંત થતા દેખાયા, પછી ધીરે રહી કહ્યું, "તમે જુવાનિયાં ઉતાવળાં છો, સમજો નહિ અને બૂમબરાડા પાડો છો. શરીરમાં રોગ વ્યાપી ગયો હોય એ બૂમબરાડા ને મલસપટ્ટાથી મટે ? એ માટે તો ઉપવાસ કરવા પડે, દવા પીવી પડે, પરેજી પાળવી પડે. સમાજના શરીરમાં રોગ વ્યાપી ગયો છે, અંગેઅંગમાં વ્યાપી ગયો છે. એને સારો વૈદ મળે અને સારી દવા કરીએ તો એ રોગ મટે. બાળલગ્ન, બારમાં, વહેમ અને મુર્ખાઈ એ સમાજના શરીરમાં વ્યાપેલો રોગ છે. તમે બધા બાળલગ્ન, બારમાં અને વહેમ ઉપર રોજ ને રોજ ભાષણો કર્યા કરશો, તેથી એ નાબૂદ નહિ થાય. એ રોગ કાઢવો હોય તો એની દવા કરવી જોઈએ. કેળવણી એ એને માટે અકસીર દવા છે. છોકરાંને કેળવણી આપો એટલે છોકરાં જ સમાજના રોગના સારા વૈદ્યો બનશે. માટે તો હું અહીં એમને ભણવા–રહેવાની સગવડ કરી રહ્યો છું. તમારે એ રોગ વહેલો કાઢવો હોય તો માત્ર અહીં નહિ પણ, બીજે જ્યાં જ્યાં ઠીક લાગે ત્યાં ત્યાં આવી કેળવણીની સંસ્થાઓ કાઢો એટલે એ રોગ વહેલો જશે." મને તે દિવસે લાગ્યું કે છગનભાને કેળવણીમાં સર્વસ્વ દેખાતું હતું. સામાજિક સુધારણા પણ છગનભાને એમાં દેખાતી હતી. બીજા એક પ્રસંગની નોંધ લેતાં દાસકાકા લખે છે : "એક દિવસે મેં છગનભાને કહ્યું, ભા છોકરાને ભણાવશો એ જાણશે તો એથી એ દુઃખી નહિ થાય ? નાનપણમાં પરણેલાં છોકરાં ભણવા આવવાનાં અને એ ભણશે અને ભણેલી દુનિયા જોશે, ભણીને ઘેર જશે એટલે ત્યાં ચૌદમી સદીનું અભણ બૈરું મળશે, એ દુઃખી નહિ થાય ?

છગનભાના દિલમાં ભારે દુઃખ થતું મને જણાયું. એમણે ગંભીર બનીને કહ્યું : "મને પણ એમ લાગે છે કે આ છોકરાને ભણાવી દેખતા કરીશ. ભણીને મોટા થશે અને ઘરમાં બૈરી સંતાકૂકડી રમતી હશે. એ બેની વચ્ચે હિમાલય પર્વત હશે, કદાચ બેનું જીવતર ધૂળધાણી પણ થાય. એ પાપ મને લાગશે ! પણ મારો વિચાર છે કે જે છોકરા ભણવા આવે, ભણે અને આગળ જાય, તેમનાં બૈરાંને એમના બાપની પાસેથી લઈ આવું. એમને દેખતાં કરું. છોકરીઓ નહિ ભણે ત્યાં સુધી સમાજના રોગો તદ્દન નાબૂદ નહિ થાય. હું ભગવાનને રોજ કહું છું મને જુવાન બનાવે. મારું શરીર ઠીક રાખે અને એ કામ પણ કરતો જાઉં."

સ્ત્રીકેળવણી માટે છગનભાની ધગશનો ખ્યાલ મને તે દિવસે આવ્યો. છગનભાનું એ કામ અધૂરું રહ્યું છે. એમનો વારસ હજુ પાક્યો નથી એટલું જ દુઃખ છે. યુવાન વયે દાસકાકાએ મનોમન પોતાને ભાના વારસ માની લીધા હશે, ભાની ઇચ્છાઓ જાણી લીધી હશે. ભાનું સ્વપ્ન સિદ્ધ કરવા માટે જ જૈફ ઉંમર સુધી પોતાની જાતને ઘસી નાખી હશે ! દાસકાકા ઉપર પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે ભાની કાર્યપદ્ધતિની અસર હતી. સ્ત્રીશિક્ષણની અનિવાર્યતા, નવી સંસ્થાઓની સ્થાપના, કુરિવાજોની નાબૂદી, ખેડૂતોનો આર્તનાદ, શાહુકારની ચુંગાલમાંથી ખેડૂતની મુક્તિ – જેવા પ્રશ્નોમાં બન્ને વચ્ચે ઘણું વૈચારિક સામ્ય જોવા મળે છે. ભા વેદાન્તના ગુણાનુરાગી તેમ છતાં બન્ને કર્મયોગને જ વરેલા હતા.

સમાજસુધારક તરીકે દાસની મુલવણી કરવા માટે એક અલગ ગ્રંથ થાય તેટલા પ્રસંગો તેમના સાથી મિત્રો પાસે મૌખિક સ્વરૂપે સચવાયેલા છે. અહીં તો માત્ર સમાજસુધારાના તેમના દૃષ્ટિકોણને ધ્યાનમાં રાખી તેમના વ્યક્તિત્વની મુલવણી કરવાનો પ્રયાસ કર્યો છે. આ ઉપરાંત "કડવા-વિજય", "ચેતન", "કિરણ" અને "ધરતી" જેવાં જ્ઞાતિ-મુખપત્રોમાં દાસે સમાજસુધારા અંગેના અનેક લેખો લખ્યા છે.

તેમની કલમ તેજાબી હતી. આ ઉપરાંત ગાયકવાડ સરકારને મદદરૂપ થાય તેવા બાળલગ્ન બંધ કરાવવાના, ગોળ-પંચના જુલ્મો અટકાવવાના અનેક લેખો તેમણે લખ્યા છે. લગ્ન માટેની કન્યાની વયમર્યાદા નક્કી કરવાની બાબતે, સ્ત્રીને ફરજિયાત કેળવણી આપવાની બાબતે, ઘણા લેખો લખી પોતાના સ્પષ્ટ વિચારો રજૂ કર્યા હતા. ક્યારેક તો તે સયાજીરાવની ટીકા કરતાં પણ ચચકાતા નહિ. સંનિષ્ઠ પત્રકારના પ્રકરણમાં કેટલાક લેખો પ્રગટ કર્યા છે. તેના ઉપરથી તેમના ખ્યાલો વધુ સ્પષ્ટ બને છે.

કુળવાનોની ઉચ્ચતાગ્રંથિના તેઓ ઉગ્ર વિરોધી હતા. પછી તે શહેરની હોય કે ગામડાંના ગોળ–પંચની અંદર અંદરની જુદાં જુદાં ગામોની હોય, તે સાંભળી તેઓ ચાબખા માર્યા સિવાય રહી શકતા નથી. શહેરનાં કુળવાન ગણાતાં કુટુંબોમાં તેમના ઘણા મિત્રો અને સ્નેહીઓ હતા, તેઓ તેમને મજાકમાં કહેતા હતા કે તમે લોકો પહેલાં સારી સારી છોકરીઓ લઈ જતા હતા; હવે સારા સારા છોકરાઓ લઈ જાવ છો. તમે તો એક્સપ્લોઇટર જ રહ્યા ! સમાજસુધારાના તેઓ પ્રખર હિમાયતી અને આગેવાન, પણ સમાજસુધારો કરવાનો દેખાવ કરવા ખાતર તેઓએ કંઇક કર્યું હોય તેવું બન્યું નથી. પણ તેઓએ પોતાનું રોજબરોજનું જીવન જ એવું ગોઠવ્યું હતું કે કુરિવાજ ઘરમાં પ્રવેશ કરી જ ન શકે. તેને પ્રોત્સાહન પણ ન મળે. સમાજસુધારામાં તેમની દૃષ્ટિ માનવતાવાદી રહી છે. તેમાં જડતા ને પ્રવેશવા દીધી નથી. રાતોરાત જાદુઈ ચિરાગની જેમ સમાજસુધારાની તેમણે વાત કરી નથી. જેટલું થાય તેટલું સુધારો પણ જે સુધારો થાય તે કાયમી થઈ જાય તેવું કરો. દીકરીને તમે દેવું કરીને ન આપો. પૈઠણના સ્વરૂપે ન આપો, પણ રાજીખુશીથી દીકરીને આપવું હોય તો ભલે આપો, તેવો તેમનો મત હતો. સગાં-સ્નેહીઓને ત્યાં લગનમાં જાય, ચાંલ્લો કરે, બધા જોડે આત્મીયતાથી હળેમળે, માંડવાને શોભાવે, તે ટાંણે સુધારાવાદી જડતા ન આવવા દે. ત્યાં ઉપદેશની – પોપટિયા સુધારાની વાત પોતાની જાતને

ઉપસાવવા – ફેશન માટે ન કરે. કોઈ પણ સુધારાને અપનાવવાનીપહેલ દાસકાકા પોતાના ઘેરથી કરે. પછી બીજાઓને કહે, "આમ કરો."

ચોખલિયાપણા તરફ તેમને ભારોભાર તિરસ્કાર હતો. તે લેબલ ન લાગી જાય તેની તે પૂરેપૂરી કાળજી લેતા હતા. હોકો, બીડી, ચા પીવાનું રસપૂર્વક ચાલુ રાખ્યું હતું. ચીલાચાલુપણું તેમને ગમતું નહિ, અને તે તરફ તેમને અણગમો હતો. આ ક્રિયા તેમને ફાવે તેમ ન હતી. એમાંથી એમનું પુરુષાર્થીપણું અને અનોખું વ્યક્તિત્વ ઘડાયું હતું. તેઓ ખાદી ચુસ્તપણે પહેરતા. જીવનની સાદાઈ તેમણે હાડમાં ઉતારી દીધી હતી, પણ કાંતવાની કડાકૂટમાં પડતા નહિ. તેઓ રાજકીય પુરુષ હતા. રાજકીય ડહાપણ ખરું, પણ સંજોગોએ દાદ ન આપી; નહિ તો કેન્દ્રીય સરકારમાં મહત્વનો હોદ્દો ભોગવે તેવા શક્તિશાળી હતા. જિલ્લાના રાજકારણે અને પાટીદાર અહમે એમની પ્રગતિ રોકી. તેઓ જે સમાજ અને ધરતીમાંથી આવ્યા હતા, તેનું તેમને ગૌરવ હતું. રાજકીય કારકિર્દી ખાતર સમાજસેવાનું કાર્ય કે શિક્ષણસંસ્થાઓ નબળી પડે એવું તેમણે ક્યારેય વિચાર્યું ન હતું.

દાસકાકાના સૌથી મોટા ભત્રીજા ચતુરભાઈને દાસકાકાની સાથે રહેવાનો પ્રસંગ વધારે રહ્યો હતો. તેમના કહેવા મુજબ "દાસકાકા બાવીશ વર્ષના હતા ત્યારે તેમણે પાટીદાર સમાજને સુધારવાની ઝુંબેશ ઉપાડી હતી. તેમણે પાટીદાર સંમેલન બોલાવ્યું હતું અને સમાજ-હિતલક્ષી કાયદાઓ પણ પસાર કરાવ્યા હતા. કડવા પાટીદાર પરિષદે કરેલા સુધારાઓ તેમણે પોતાના જીવનમાં ઉતાર્યા હતા. તેઓના દેહાન્ત બાદ મરણોત્તર ક્રિયાઓ ન થાય તેવું વીલ કર્યું હતું; તેને કુટુંબીજનોએ અક્ષરશ:, પાલન કર્યું હતું.' દાસકાકાની સ્પષ્ટ માન્યતા હતી કે સમાજ-સુધારક થવું હોય તો ચાર પેઢી સુધી સમાજની ગાળો ખાવાની તૈયારી રાખવી. સમાજસુધારાના કાર્યમાં ઢેખાળા મળે અને રાજકરણના કાર્યમાં ફૂલહાર મળે. રાજકરણમાં પડવું હોય તો આપણને આવકાર ન આપે તેના ઘેર પણ જવું. સમાજસુધારા માટે ત્યાગ ખૂબ જરૂરી

છે. શ્રી ચતુરભાઈ બીજો પ્રસંગ નોંધતાં જણાવે છે, "પૂ. કાકા સંસ્થા માટે ફંડફાળા ઉઘરાવવાની કામગીરી કરતા હતા, તે વખત સંસ્થા પાસે રૂા. ૧૩ની સિલક હતી. દાસકાકાએ તેમની બધી જમીન સંસ્થાને ભેટ આપી દીધી હતી. સ્ટેશન પાસેની બે ઓરડીઓ પણ ટોકન ભાડામાં આપી દીધી હતી. તેમની પાસે ફક્ત એક વડીલોપાર્જિત જમીનનો નાનો ટુકડો હતો, તે તેમણે મને ખેડવા આપી હતી. પણ થોડાં તોફાની તત્ત્વોએ મને હેરાન કરવા માંડ્યા. મેં કાકાને ફરિયાદ કરી તો તેમણે પેલા લોકોને સાંભર્યા અને તે જમીન તેમને ખેડવા આપી. પણ તે તત્ત્વો ત્યાં અસામાજિક કામો કરવા લાગ્યા, જેની જાણ પૂ. કાકાને થઈ. તરત જ તેમને પોતાની ભૂલ સમજાઈ અને તે લોકોને જમીન ખાલી કરવાનું કહી દીધું. ખેતર નજીક ત્યાં મા-દીકરી બન્ને વિધવા હતાં, તે રહેતાં હતાં. કાકાએ એ ખેતર અને મોટર તેમને દાનમાં દઈ દીધાં. આવી રીતે તેમણે તેમની જમીનનો એક ભાગ વિદ્યા માટે આપ્યો અને બીજો ભાગ દીન દુઃખી મા-દીકરીને આપ્યો. તેમાં તેમણે પોતાના મોટા કુટુંબની ચિંતા કરી નહોતી."

દાસકાકા સમાજ માટે ઘસાવવાની વૃત્તિ રાખતા હતા. ત્યારે કુટુંબીજનો માટે આવી ઉદારતા રાખે તે સહજ વાત હતી. તેમનાં બહેન સમજુબહેન મરણપથારીએ હતાં ત્યારે તેમણે તેમના બન્ને પુત્રોની જવાબદારી (નાનુભાઈ અને રઘુભાઈ) દાસકાકાને સોંપતાં કહેલું, "ભાઈ, આજથી તું તેમની બેવડી મા છે." દાસકાકાએ બન્ને ભાણેજોને પોતાના જીવ કરતાં વધારે વહાલથી ઉછેર્યા. બન્ને ભાણેજોનો સ્વર્ગવાસ થવાથી દાસકાકાના જીવનમાં પણ ખાલીપણું આવી ગયું હતું. દાસકાકાનાં ભાણેજવહુ ( સ્વ. નાનુભાઈનાં પત્ની ) શ્રી લીલાબહેનને પણ દાસકાકા સાથે રહેવાનો ઘણો પ્રસંગ બન્યો હતો. જ્યારે કાકા અમદાવાદ આવે ત્યારે તેઓ નાનુભાઈનાં ત્યાં જ ઊતરતા હતા. દાસકાકા લીલાબહેનના મામાજી થાય. પહેલાં અને કેટલીક જગ્યાએ આજે વડીલોની હાજરીમાં બેસીને વાતો ન થાય, એટલું જ નહિ પણ લાજ કાઢવી પડે. લાજનો રિવાજ પણ

પછાતપણું જ કહેવાય. લાજ દ્વારા આપણે સ્ત્રીઓનો વિકાસ રૂંધી રહ્યા છીએ. લીલાબેનના કહેવા મુજબ તેમનું ઘર પહેલેથી જ સુધારાવાદી હતું. જ્યારે તેમનાં લગ્ન થયાં હતાં ત્યારે કોઈ પણ જાતની આપલે કરવામાં આવી નહોતી. લગ્ન પણ ખૂબ સાદાઈથી થયાં હતાં. લગ્ન બાદ મામાએ ( દાસકાકા ) મને લાજ કાઢવાની પ્રથા કાઢી નાખવાનું કહ્યું હતું, અને અમે ઘરનાં બધાં સાથે બેસી વાતચીત કરતાં. જ્યારે દાસકાકાની દીકરી ઇન્દુબેન એમ. એ.ના છેલ્લા વર્ષમાં નાનુભાઈને ત્યાં રહી અભ્યાસ કરતાં હતાં, ત્યારે તેમનાં લગનની વાત ચાલતી હતી. બધું જ નક્કી થયા બાદ ગાડીભાડું માગવામાં આવ્યું, પણ મામાને આ સિદ્ધાંત નડતો હતો. તેમની દીકરીએ પણ પિતાશ્રીના વિચારોને અનુમોદન આપી પોતાની સગાઈ ફોક કરવાની સંમતિ આપી. મારી મોટી દીકરીનાં લગ્ન જ્યારે આવ્યાં ત્યારે તે વખતે ખાંડનું રેશનિંગ હતું. ત્યારે પણ તેમની ઇચ્છા મુજબ ખાંડની કોઈ પણ વાનગી થઈ નહિ. ભાતના બદલે કોદરી રંધાઈ અને તે પ્રમાણે તેમના સિદ્ધાંતનું અમે પાલન કરવામાં ગૌરવ અનુભવ્યું.

મારાં સાસુબા સમજુબાનાં લગ્ન થયાં ત્યારે, તેમનું દેસાઈ કુટુંબમાં સગપણ કર્યું આથી આખું ગામ સગપણના વિરુદ્ધ હતું. મામાને નાતબહાર મૂકવામાં આવ્યાં. ગામના લોકો લાકડીઓ લઈને મારવા આવ્યા, પણ તે અડગ રહ્યા અને ગોળમાં તો બેનને ન જ પરણાવી. જ્યારે તેઓ મારા સસરા રતિલાલભાઈ પાસે રહેતા હતાં ત્યારે એક વખતે ઝાડુંવાળાને અડી ગયા. મારા સસરાએ મામાજીને બોલાવ્યા અને પૂછ્યું, તું ઝાડુંવાળાને અડ્યો હતો ? ત્યારે તેમણે કહ્યું કે, "તે માણસ છે, હું તેને અડ્યો ન હતો. મારી આંગળી તેને અડી ગઈ હતી. જે સજા કરવી હોય તે આ આંગળીને કરો." ડૉ. આંબેડકરને તો આજે આપણે ભારતરત્નનો ખિતાબ આપી રહ્યાં છીએ, પણ દાસકાકાએ તેમની અનેક જન્મજયંતી વખતે "રાષ્ટ્રધર્મ"માં તેમના ફોટા સાથે દેશના ઉદ્ધારક તરીકે શ્રદ્ધાંજલિ આપી હતી. દાસનાં પુત્રવધૂ દાસના સમાજસુધારા અંગેના વિચારો

રજૂ કરતાં જણાવે છે કે દાસ જે કંઈ માનતા તે અમલમાં મૂકતા. કુંતાબેન પોતાના લગ્નપ્રસંગ વખતે બનેલી ઘટના યાદ કરતાંઆપતા જણાવે છે, "મારાં લગ્ન વખતે જાનમાં અમુક માણસોની સંખ્યાથી વધારે નહિ લઇ જવાનો સરકારી નિયમ હતો. થોડાક સમય બાદ સરકારે આ નિયમ ઉઠાવી લીધો એટલે મારાં બાએ મારા સસરાને જણાવ્યું કે, તમારે વધારે માણસ જાનમાં લાવવાં હોય તો છૂટ છે, ત્યારે તેમણે જવાબ આપ્યો કે, પહેલાં આપણે નક્કી થયું તેટલી જ સંખ્યા જાનમાં આવશે. આપણે કોઇ પણ સગાને મુસીબતમાં મૂકવો જોઈએ નહિ."

ખેડૂત મંડળ પણ દાસને મન સુધારાની પ્રવૃત્તિનું એક અંગ હતું. ખેડૂત એટલે પાટીદાર જ, એવું તેમણે માન્યું નહોતું. ખેતીના ધંધા સાથે પરોક્ષ રીતે કે પ્રત્યક્ષ રીતે જોડાયેલ સહુ કોઈ વ્યક્તિ તેમને મન ખેડૂત હતી. પરંતુ પાટીદારોનો વ્યવસાય મૂળથી ખેતી હોવાથી ૯૦ ટકા આ કોમની વસ્તી ખેતી સાથે જોડાયેલી હતી. એટલે ખેડૂત મંડળ પાટીદારોનું હોય એવો આભાસ થતો હતો. એટલે સાંકળચંદ અને દાસકાકાએ કાર્લ માર્ક્સ, લેનિન કે માઓ વાંચ્યા હતા કે નહિ તેની મને ખબર નથી. પણ ત્રણેયના વિચારોમાંથી આ બન્નેએ કંઈ ગ્રહણ કર્યું હોય તેમ મને લાગે છે. સાંકળચંદ શ્રમજીવીઓની પ્રવૃત્તિ અને સહકારી પ્રવૃત્તિ ઉપર ભાર મૂકતા હતા. જ્યારે દાસકાકા ખેડૂત સંગઠન ઉપર ભાર મૂકતા હતા. અને ભારતમાં ખેડૂત રાજ્ય બને તેવાં સ્વપ્ન સેવતા હતા. દાસે સૌપ્રથમ સહકારી પ્રવૃત્તિ શરૂ કરી. કડીમાં એક રાઈસમિલ અને કૂવા ખોદવાનું ડ્રીલિંગ મશીન અને કડી કલોલ વચ્ચે બે બસ સર્વીસ સહકારી ધોરણે કામ કરતાં હતાં. તેમની આ પ્રવૃત્તિ ભારત-ભરમાં જાણીતી બની હતી. પણ આંતરિક રાજકારણના કારણે સહકારી પ્રવૃત્તિને ડૂમો દેવામાં આવ્યો. તેને ફડચામાં લઈ જવામાં આવ્યાં. સાંકળચંદ, દાસકાકા અને ત્રિભોવન પટેલનું વૈચારિક ગઠબંધન હોત તો ઉત્તર ગુજરાતનું ચિત્ર કંઈક જુદું જ હોત.

સમાજસુધારક તરીકેના ખ્યાલો તેમનાં લખાણો દ્વારા પણ અવારનવાર તેઓ વ્યક્ત કરતા હતા. તેમણે શરૂ કરેલાં મુખપત્રોમાં પણ અસ્પૃશ્યતાને નાબૂદ કરવા વિશેના તેમનાં મક્કમ વલણનો પડઘો પડતો હતો. તેઓ કહેતા, લોકો હરિજનોને અડે નહિ તે કેમ ચાલે. હરિજનોનો અને આપણો ધર્મ એક. આપણે રામ ને કૃષ્ણને ભજીએ, હરિજનો પણ રામ ને કૃષ્ણને ભજે. તેમને આપણે ન અડીએ. વિધર્મીઓને અડીએ તેમાં આપણે ન અભડાઈ જઈએ!

૩૦–૧–૪૪ના રોજ દરબારશ્રી સૂરજમલજી છાત્રાલયમાં ૭૦ જેટલા જુવાનો એકઠા મળ્યા. સૌની એક જ તમન્ના હતી કે, રાષ્ટ્રની પ્રગતિમાં જ્ઞાતિએ પ્રગતિશીલ એકમ તરીકે ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કરે. તે માટે અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળની સ્થાપના કરી. આ મંડળના ઉપક્રમે અનેક જ્ઞાતિસંમેલનો મળતાં. તેનું પ્રથમ વાર્ષિક સંમેલન ૨૪–૧૨–૪૪ના રોજ મળેલું. અનેક સુધારકોએ પ્રેરણાદાયી પ્રવચનો આપ્યાં. પુરુષોત્તમદાસ વકીલે "નવાજૂના લોહીની એકતા' વિશે, છગનભાઈ કાલીદાસે "આપણો જ્ઞાનદીપ ઝાંખો કેમ ?" વિશે, રામચંદ્ર વકીલે "આપણા રીતરિવાજો વિશે" વિશે, અને કુબેરભાઈ પટેલ "સ્રીકેળવણી" વિશેનાં પ્રવચનો આપ્યાં હતાં. ૧૯૪૫માં ઉમિયા માતા ઊંઝામાં ગ્રીષ્મ સંમેલન ભરાયું. તેમાં પુરુષોત્તમદાસ વકીલે "જ્ઞાતિનું પુનરુત્થાન" વિશે અભ્યાસપૂર્ણ પ્રવચન કર્યું હતું. તૃતીય ગ્રીષ્મ સંમેલન ૨૫–૫–૪૭ના રોજ પુરુષોતમદાસ વકીલના પ્રમુખપદે વિસનગર મુકામે યોજવામાં આવ્યું ત્યાં પણ તેમણે ખેડૂતનાં દુ:ખો વિશે અને આંતરિક કુસુંપ વિશે સભાજનોનું ધ્યાન ખેંચ્યું. તકરાર છોડી મોટું દિલ રાખવા તેમણે સૌને અપીલ કરી. ઉદારતાનો ઉપયોગ સમાજ માટે કરવા ભલામણ કરી. દેશના સ્વાતંત્ર્યમાં પાટીદાર ફાળો આપે, એમાં તેનું ગૌરવ સમાયેલું છે. મંડળના પહેલા પ્રમુખ સેવાભાવી ડૉ. ગણપતભાઈ અને મંત્રી ધનાભાઈ હતા.

ધરતીના ભૂતપૂર્વ તંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈએ ખેડૂતોના હમદર્દ અને નીડર વિચક્ષણ રાજપુરુષ શ્રી દાસની મુલાકાત લીધેલી

તે અહીં આપવાનો લોભ હું જતો કરી શકતો નથી.

દાસકાકાની મુલાકાત 'ધરતી'ના તંત્રી તરીકે મેં મહેસાણા ખાતે તેમના નિવાસસ્થાને લીધી હતી. આ મુલાકાતના સારભાગ તરીકે દાસકાકાની વિચારધારાની આછી ઝલક પ્રશ્નોત્તરીરૂપે અત્રે રજૂ કરી છે. આશા છે કે નવી પેઢીને તે પ્રેરણાદાયી થઈ પડશે.

ઉનાળાનો બળબળતા બપોરનો સમય હતો.

હું પૂજ્ય દાસકાકાના ઘર તરફ ડગલાં ભરતો જતો હતો અને મનમાં વિચારતો હતો કે દાસકાકા આરામ કરતા હશે. મારા જવાથી તેમને ખલેલ તો નહીં પડે ને? હું તેમને ઘેર ગયો ત્યારે દાસકાકા ઝીણી નજરે અગત્યના કાગળોનું વાચન કરતા જાય અને હુક્કો ગગડા-વતા જાય.

મને જોયો કે તરત જ તેમણે પ્રેમપૂર્વક હાથ લંબાવ્યો અને મારી સાથે હાથ મીલાવી ઉષ્માભર્યો આવકાર આપ્યો.

પછી તો અમારી વચ્ચે વાતચીત ચાલી....

પ્રભાતકુમાર : સ્વચ્છ રાજ્યવહીવટ માટેની લોકોની આકાંક્ષા કેવી રીતે પૂરી કરી શકાય?

દાસકાકા : આઝાદી મળ્યા પછી દેશમાં ધન કમાવાની તકો વધી છે તેમજ લોકોનું જીવનધોરણ ઊંચું ગયું છે. સુખસગવડનાં નવાં સાધનો ઊભાં થયાં છે. પરિણામે ધનનું મહત્ત્વ વધ્યું છે. તેને કાબૂમાં રાખવું જોઈએ.

આ પરિસ્થિતિમાં સરકારી કર્મચારીઓ અને લોકો બંને પક્ષે ગેરલાભ ઉઠાવવાની વૃત્તિ જોર પકડતી ગઈ છે. ચડ-ઊતરના અમલદારોમાં એકબીજાના દોષો છાવરવાની વૃત્તિ દેખાય છે તેથી લાંચરુશ્વત અને ગેરરીતી અટકાવવાનું ખૂબ જ મુશ્કેલ બન્યું છે. જો કોઈ અટકાવવાની હિંમત કરે તો તેને ઘણું સહન કરવું પડે છે. છતાં તેની સામે લડત ચાલુ રાખવાની જરૂર છે.

જુઓ, આ ફોટોસ્ટેટ કોપી. આ એક ડોક્યુમેન્ટ છે જેના આધારે એક અમલદારને મહામુસીબતે લાંચરુશ્વત બદલ ગુન્હેગાર ઠરાવેલ. પણ બિચારા સામાન્ય લોકો અમલદારથી ફફડે. એમની હિંમત કેમ ચાલે ? વડોદરા રાજ્યની અમલદારશાહી સામે માથું ઊંચકવામાં મારેય ઘણું સહન કરવું પડેલું છે અને એ તો સૌ જાણે છે. પણ વહીવટી ગેરરીતિઓ સામે માથું ઊંચકવાની હિંમત દાખવવી જોઈએ. વહીવટને સ્વચ્છ કરવાનો તે જ ઉપાય છે.

હું દઢપણે માનું છું કે સ્વચ્છ રાજ્યવહીવટ વગર દેશની આબાદી નથી. લોકો પરસેવો પાડીને સરકારની તિજોરી રેલ તેનો પૂરતો બદલો લોકોને મળવો જોઈએ. એક પાઈ પણ ન વેડફાય એવી ચોકસાઈ–ચોકી આપણે રાખતાં શીખવું જોઈએ.

વ્યક્તિગત સ્વાર્થ અનૈતિક માર્ગે સાધવાની કુબુદ્ધિ દેશને ખાડામાં નાખશે. સ્વચ્છ વહીવટ માટે આને ડામવાની પ્રથમ જરૂર છે.

પ્રભાતકુમાર : સામાજિક સુધારણાનું કાર્ય કઈ રીતે આગળ જઈ શકે તે વિશે આપ કંઈ પ્રકાશ પાડશો ?

દાસકાકા : કોલેજના પહેલા વર્ષમાં હું હતો ત્યારથી સામાજિક સુધારણાની પરિષદોમાં મેં ભાગ લીધેલો છે. બન્યું છે એવું કે પરિષદના પ્રમુખો અને મંત્રીઓએ સમાજસુધારાના ઠરાવો કરાવ્યા પણ તેનો સંગ તેમણે જ કરેલો. સામાજિક સુધારણા માત્ર પરિષદો ભરવાથી કે ઠરાવો કરવાથી થતી નથી, પણ અમુક વ્યક્તિઓ દાખલા બેસાડે તો તેથી થાય છે. બાળલગ્ન અને બારમાં ગયાં તેની પાછળ અમુક વ્યક્તિઓએ હિંમત બતાવી અને દાખલા બેસાડચા તેથી તે કુરિવાજો ગયા.

આજે તો મહેસાણા જિલ્લાના આપણા ભાઈઓ અમદાવાદમાં વસ્યા છે. તેમણે અનેક ખરા–ખોટા રિવાજો દાખલ કર્યા છે અને

કુલીનોની જેને માટે આપણે ટીકા કરતા હતા તે જ તેમણે આચરવા માંડ્યું છે. નવા નુકસાન કરતા રિવાજો પડતા અટકાવવા જોઈએ.

સમાજમાં સારું અને ખોટું બને છે. દરેક વ્યક્તિમાં સારાં અને ખોટાં લક્ષણો હોય છે. સમાજમાં જે સારું હોય તે લેવાથી, સમાજ ઊંચો આવશે. ખોટું હોય તેનું પ્રદર્શન કરવાથી લાભ નહીં, નુકસાન થશે.

આપણે લખવામાં – બીજાને ઉપદેશ આપવામાં જેટલા શૂરા છીએ તેનાથી દસમા ભાગનો એ ઉપદેશ સ્વવર્તનમાં ઉતારીએ તો સમાજ ઉપર અસર થાય.

લાજની પ્રથા, કાંણમોકાણ, ઊંચ – નીચના સામાજિક વાડાઓ એ બધું તો મેં ક્યારનું ય ફગાવી દીધું છે

લગ્ન જેવા ઉમંગના પ્રસંગોએ લોકો પોતાની સ્થિતિ પ્રમાણે ખર્ચ કરે એ તો ઠીક છે. પરંતુ ખોટી દેખાદેખીથી ખર્ચમાં અતિરેક ન થવો જોઈએ. જમણવાર રાખ્યો હોય તો પછી સત્કાર–સમારંભ રાખવાની શી જરૂર ? આ બેવડી ધાંધલ ખોટી છે.

લગ્નમાં કોઈ પણ જાતની શરતો એકબીજા પર લાદવી ન જોઈએ, એથી લગ્નની પવિત્રતા ખંડિત થાય છે. કન્યાપક્ષને માથે બોજો નાખી દેવાની વરપક્ષની વૃત્તિને હું વખોડું છું.

વરપક્ષ જમનારાનું મોટું ધાડું કન્યાપક્ષને ત્યાં લઈને જાય એ બરાબર નથી. વરપક્ષે લગ્નની ખુશાલીમાં પોતાનાં સગાંસંબંધીઓને પોતાને ત્યાં જમાડવાની પ્રથા પાડવી જોઈએ એમ હું માનું છું.

પ્રભાતકુમાર : આપણા ખેડૂતભાઈઓના અગત્યના પ્રશ્નો કયા છે ?

દાસકાકા : નવાં સુધારેલાં બી, વિવિધ પ્રકારનાં ખાતરો, પાકના રોગોનું નિદાન અને તેના ઉપાયો, સુધારેલાં ઓજારો, પિયતની સગવડો મળતાં આપણી ખેતીવાડીમાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં સારો એવો સુધારો થયો છે. તે દિશામાં આગળ વધવું.

સિંચાઈની હજુ વધુ સગવડો ઊભી કરવાની ખાસ જરૂર છે. કૂવા, ટ્યુબવેલ, નેહરો, જળાશયો દ્વારા આપણી ખેતીવાડીને પૂરતું પાણી સમયસર પહોંચાડી શકાય તો ઉત્પાદન વધારી શકાય.

ગુજરાતના ખેડૂતો પ્રયોગશીલ દૃષ્ટિવાળા અને ઘણા મહેનતુ છે. પરંતુ કપાસના ભાવો ચાલુ સાલે બેસી ગયા અને ખેડૂતો વધુ ઉત્પાદન કરીને હતાશ થયા એવું ન બને તેની કાળજી સરકારે રાખવી જોઈએ. ખેડૂતે પોતે નફાનુકસાનના આંકડા મૂકવા જોઈએ અને તેમાંથી શીખવું જોઈએ.

ખેડૂતને તેના આખા કુટુંબે બારેમાસ રાતદિવસ મજૂરી કરી હોય તેનો પૂરેપૂરો બદલો મળી રહે તેવા ભાવો મળી રહે તેવી સરકારે ખાત્રી આપવી જોઈએ. તેમ થાય તો જ ખેડૂતનો ઉત્પાદન વધારવાનો ઉત્સાહ વધતો રહે.

હું સારી રીતે જાણું છું કે દેશની ખેતીવાડીને સમૃદ્ધ બનાવવામાં ગુજરાતના ખેડૂતો પોતાનો ફાળો આપવા હંમેશાં તત્પર છે. તે માટે તેણે વધુ જ્ઞાન, વધુ સાધન–સગવડને યોગ્ય સ્થાન મેળવવાની જરૂર છે.

પ્રભાતકુમાર : નવી પેઢીને આપનો શું સંદેશો છે?

દાસકાકા : કારકુનિયા કેળવણીનો યુગ હવે **આથમી** ચૂક્યો છે. કેળવણીનાં મૂલ્યો હવે બદલાઈ રહ્યાં છે. ટેકનિકલ શિક્ષણ તરફનો ઝોક વધતો જાય છે. આ એક સારું ચિહ્ન છે.

ક્યારેક બેકારીનું મોજું આવી જાય છે. પણ યુવાનોએ તેથી હિંમત હારવાની જરૂર નથી. તે મોજું તો આપોઆપ ચાલ્યું જશે.

આપણા વિશાળ દેશની જરૂરિયાતો ઘણી છે. સંપૂર્ણ સ્વાવલંબી બનવા માટે નવા નવા ઉદ્યોગ–ધંધા ઊભા કરવા પડશે. એટલે નવી પેઢી માટે હજુ ઉદ્યોગ–ધંધાની તકો રહેલી છે. એ વિશે મને કોઈ શંકા નથી.

દેશની સમૃદ્ધિમાં સૌની – યુવાનોની પણ સમૃદ્ધિ સમાયેલી છે. આ દેશ મારો છે અને હું તેને સમૃદ્ધ બનાવીશ – આવી યુવાનોમાં ભાવના જગાડી દેશમાં વિકાસની નવી ભરતી લાવી શકાશે.

આપણે હક્ક માટે જેટલો આગ્રહ રાખીએ છીએ તેટલો જ આગ્રહ આપણી ફરજો વિશે રાખવો જોઈએ. કામચોરીનો રોગ યુવાનોમાં ન પેસે તેની કાળજી યુવાનોએ રાખવાની છે.

રાજકીય આઝાદી પછી આર્થિક આબાદીનું કામ નવી પેઢીને શિરે આવ્યું છે. નવી વૈજ્ઞાનિક દૃષ્ટિ અને દેશ પ્રત્યેની ભક્તિ વડે આ નવી જવાબદારીને યુવાનો હોંશપૂર્વક ઉઠાવી લેશે એવી હું આશા રાખું છું.

છેલ્લે દૈનિકપત્ર કાઢવાની તેમણે ઇચ્છા પ્રગટ કરી હતી.

**દાસકાકાનાં લોકોપયોગી કાર્યો :** મીણ જેવા મુલાયમ દાસકાકા પૂર્ણ રીતે માનવતાવાદી હતા. ૧૯૪૦–૪૧માં દિવાળીના દિવસોમાં કલોલમાં ભયંકર કોલેરા ફાટી નીકળ્યો, શહેર ખાલી થઈ ગયું અને લોકો માખીની જેમ મરવા લાગેલા. કલોલ કસબો મહેસાણા જિલ્લાની હદમાં નહિ. કલોલ એ પંચાયતની હદ બહાર હોવાથી તેના પ્રમુખની કે સભાસદની કોઈની જવાબદારી નહોતી. એક બાજુ પિતાજીએ હદ બહાર કરેલી મદદ નામંજૂર કરેલી – અહીં પણ મદદ કરે તો પ્રશ્ન હદ બહારની મદદનો ઊભો થાય. પરંતુ દાસે સિવિલમાં જઈ દાકતરો વગેરેની વ્યવસ્થા કરી આરોગ્ય ઇન્સ્પેક્ટરોને તૈયાર કર્યા. કૂવાના પાણીમાં જંતુ હોય તેનો નાશ કરવા દવા તથા ઘરોમાં દવા છંટાવી. દફ્તરી હુકમ કરી વીસ હજાર રૂપિયા મંજૂર કરાવ્યા. આ હુકમ મંજૂર કરવા પંચાયતની સભામાં રજૂઆત કરી. પંચાયતના પ્રમુખ તરીકે અને પ્રજામંડળના અગ્રણી તરીકે તેમણે પ્રજાની સેવા કરવામાં પાછી પાની કરી નહિ. ડૉ. રાવ અને નાયબ ફોજદારે સારી મદદ કરી હતી. સ્ટેશન પરથી ધર્મશાળાનાં તાળાં ખોલવાની ના પાડતાં તેનાં તાળાં તોડી નાખ્યાં અને ત્યાં દરદીઓને ખસેડવામાં આવ્યા. કલોલમાં જે જાય તે મરી જાય એવી ધારણાને કારણે દાસનાં પત્નીને તાવ ચડી ગયો હતો.

વડોદરાથી ડૉક્ટરો આવી પહોંચ્યા. પાછો આ રોગ પલિયડમાં દેખાયો, શ્રીદાસ ત્યાં પહોંચી ગયા.

'પહેલું સુખ તે જાતે નર્યા' એ મુજબ યુવાનોનું સ્વાસ્થ્ય સારું થાય તે હેતુથી રમતગમતને તે મહત્ત્વ આપતા. તેઓ વણીકર કલબના પ્રમુખસ્થાને ઘણો સમય રહી સમાજને તંદુરસ્ત બનાવવાનું કામ કર્યું હતું. તેમને પોતાને જ ક્રિકેટ પતંગ અને સિનેમાનો શોખ હતો, પરંતુ ભાઈલાલભાઈ પરીખ જેવા અત્યંત પ્રિય મિત્રના અવસાન પછી આ શોખનો તેમણે ત્યાગ કર્યો. વકીલાતની પરીક્ષા માટે શ્રી પરીખ દાસને મુંબઈ લઈ ગયા હતા.

કડી એ કડી તાલુકાનું સદર સ્ટેશન હતું તેથી આજુબાજુના ભાઈઓ કડીમાં બજાર કામે, કોર્ટ કચેરીના કામે તેમજ માંદગી વખતે આવતા ત્યારે રાતવાસો રહેવાની ઘણી અગવડ પડતી હતી તે દૂર કરવા માટે દાસકાકાના મનમાં સ્ટેશન પાસે 'આપણું ઘર' ઊભું કરવાની ઉમેદ હતી અને તે માટે પત્રિકા બહાર પાડી. પકડે તે પૂરું કરે તે તો તેમનો સ્વભાવ હતો.

સંવત ૨૦૦૦ (૧૯૪૪) માગશર સુદ ૧૫ના રોજ આ સંસ્થાનું મુહૂર્ત અમદાવાદના શેઠશ્રી કેશવલાલ મોરારદાસના સુપુત્ર ચિમનલાલના હસ્તે કરવામાં આવ્યું. આ પંથકના અનેક પાટીદારોએ આર્થિક સહાય કરી. શંકરલાલ મુખી, ઠાકરસીભાઇ અને ધનાભાઈ વકીલ તેમજ ઊંટવાના માણેકલાલ (મંત્રી, સર્વ વિદ્યાલય, કડી) અને જોઈતાભાઈ તેમજ માથાસુળના બાપુભાઈ અન્ય કાર્યકરોની સહાયથી આજ કડીના નાક સમાન 'પટેલ ભુવન' ઊભું છે. પરીક્ષા આપવા આવતા વિદ્યાર્થીઓ માટે પણ અહીં સગવડ અપાતી. ખેડૂતમંડળ અને મહાગુજરાતની ચળવળની પ્રવૃત્તિઓનું કેન્દ્ર પણ આ ભવન બન્યું હતું.

૧૯૫૨ના દુષ્કાળ વખતે રાહત કાર્યો માટે અને પ્રજાનાં દુઃખ-દર્દને સમજવા માટે દાસકાકા સૂઈ ગામની સરહદે પહોંચી ગયા. ધારી ડેમની

યોજના પણ તેમની મદદથી આકાર પામી. ૧૯૫૩–૫૪ના અરસામાં મહેસાણા જિલ્લામાં ખેતી માટે પાણીની સમસ્યા હલ કરવા માટે અને દુષ્કાળ વખતે પાણીની વિકટ સમસ્યા ઉકેલવા માટે પંજાબરાવ દેશમુખ કૃષિપ્રધાન હતા ત્યારે તેમને મહેસાણા બોલાવી ટ્યૂબવેલની યોજના અમલમાં મૂકવા સંમત કરેલા. ટ્યૂબવેલ માટે પરદેશથી મશીન ખરીદી મહેસાણા જિલ્લામાં અનેક ટ્યૂબવેલ તૈયાર કર્યા. એટલે ખેડૂતને માત્ર કુદરત પર આધાર રાખવાનું દૂર થયું. આ મશીન કડી તાલુકા ખરીદ વેચાણ સંઘની માલિકીનું હતું. રાજકીય કાવાદાવા અને સરકારનો સહકાર ન મળવાથી મંડળીને મશીન વેચવું પડયું. મંડળીના સભ્યોએ એવો આગ્રહ કર્યો કે, ‘દાસકાકા, મશીન તમે રાખી લો કારણ તેમાં તમારું મૂડી રોકાણ વધારે છે. ‘દાસે કહ્યું, ‘વ્યક્તિગત સ્વાર્થ ન જોતાં, મંડળીની વસ્તુ ઘરમાં ન રાખતાં તેનું જાહેરમાં વેચાણ થવું જોઈએ.’ આ મશીન વિસનગર મજૂર સહકારી સંઘે ખરીદ્યું અને તેનો ખૂબ વિકાસ કર્યો.

———

3

## સન્નિષ્ઠ પત્રકાર – દાસકાકા

દાસકાકા જન્મજાત પત્રકાર હતા. ભારતના સ્વાતંત્ર્ય આંદોલન દરમ્યાનમાં પણ રાષ્ટ્રીય નેતાઓ પોતાના વિચારો પ્રજા સુધી પહોંચે તે માટે મુખપત્રો ચલાવતા હતા. આ પત્રકારોએ પ્રજામત ઘડવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. શ્રી લોકમાન્ય ટિળક, દાદાભાઈ નવરોજજી, જવાહરલાલ નહેરુ, ગાંધીજી, મૌલાના આઝાદ, સર સૈયદ અહમદ, શ્યામજી કૃષ્ણ વર્મા, મેડમ કામા, આસુતોષ મુકરજી અને શ્રીનિવાસન જાણીતા પત્રકારો અને રાષ્ટ્રીય નેતાઓ હતા.

દાસકાકા પણ પોતાના વિચારો પ્રજા સુધી પહોંચે અને લોકમત કેળવાય તે માટે નાનાં-મોટાં પત્રો ચલાવ્યાં. પછી તે રાષ્ટ્રીયતાના ઘડતર માટેનાં હોય, ખેડૂતોના પ્રશ્નો રજૂ કરતાં હોય, કે શાહુકાર સામે અવાજ ઉઠાવતાં હોય, અથવા સહકારી પ્રવૃત્તિઓનો પ્રચાર કરતાં હોય, કે પછી સમાજનો અંધકાર ઉલેચવાનું કામ કરતાં હોય.

તેમને પત્રકારત્વનો પણ શોખ હતો. નાનુંમોટું છાપું કાઢયા કરવું તે તેમના જીવનનું નોંધપાત્ર લક્ષણ રહ્યું હતું. કડવા પાટીદાર પરિષદનું મુખપત્ર "કડવા વિજય" તેમના નામરાશિ વીરમગામવાળા શ્રી પુરુષોત્તમદાસ પરીખે શરૂ કરેલું, તે તેમના અવસાન પછી બંધ પડેલું; તેને કડીમાં લાવીને પુનઃ શરૂ કરેલું. વર્ષો સુધી તે ચલાવ્યું. આશ્રમના ગૃહપતિ અને કડી સંસ્થાના આ સેવકોમાંના એક શ્રી કુબેરદાસ છોટાલાલ તેના તંત્રી, તેના મુદ્રક, પ્રકાશક અને મુખ્ય લેખક દાસકાકા હતા. ત્યાર પછી અમદાવાદથી બબાભાઈ રામદાસ પટેલે અને તેમના મિત્રમંડળે "ચેતન" નામનું માસિક શરૂ કર્યું, તેમાં પ્રેરણા અને આર્થિક સહાય

આપનાર દાસ હતા. નિયમિત લખનાર પણ દાસ હતા. "ચેતન"ને ચેતનવંતુ બનાવવામાં તેમનાં લખાણોએ ઘણો ભાગ ભજવ્યો હતો. બારમા અને બાળલગ્નની જેહાદે ચેતનને ભારે ખ્યાતિ આપી હતી.

ગુજરાત રાજ્યના માહિતી ખાતા તરફથી પ્રગટ થયેલ "સ્વાતંત્ર્ય સંગ્રામના લડવૈયા" પરિચય ગ્રંથ–૧માં લખ્યું છે: "તેમનો જન્મ મહેસાણા જિલ્લાના કડી ગામમાં સને ૧૮૯૯માં થયો હતો. સને ૧૯૩૦–૩૨માં તેમણે મહાત્માજીનાં "નવજીવન" અને "યંગ ઇન્ડિયા" પત્રો સરકારે જપ્ત કર્યાં ત્યારે તેની સાઇકલોસ્ટાઇલ નકલો કરી વહેંચવાની પ્રવૃત્તિ કરી હતી. તથા સત્યાગ્રહીઓની ટુકડીઓ તૈયાર કરી સત્યાગ્રહ કર્યો હતો. સને ૧૯૪૨માં "હિન્દ છોડો" આંદોલન વખતે તેમને આઠ માસ અટકાયતમાં રાખવામાં આવ્યા હતા. મહેસાણા જિલ્લા પ્રજામંડળના પ્રમુખ તરીકે અને વડોદરા રાજ્ય પ્રજા મંડળની કારોબારીના સભ્ય તરીકે તેમણે કામ કર્યું. "રાષ્ટ્રધર્મ" અને "ખેડૂત" અઠવાડિકનું સંપાદન કર્યું."

અસહકારનો યુગ ચાલે તે વખતે વડોદરા રાજ્યમાં છાપું કાઢવું એ જ મોટું જોખમ પણ તેમના જીવને છાપા સિવાય સંતોષ ન થતો. અને કડીમાંથી એમના તંત્રીપદે "સહકાર" નામનું માસિક શરૂ કર્યું. અસહકારના યુગમાં "સહકાર" નામ રાખવું તે પણ તેમના સ્વભાવની લાક્ષણિકતા બતાવે છે. તેમાં પણ ટૂંકાં અને સચોટ લખાણોથી ગામડાં અને ગ્રામ પ્રજાના ઉત્કર્ષની જ તેમની વાત અસ્ખલિત વહેવડાવી હતી. આર્થિક કારણોસર તે લાંબું ચાલી શક્યું નહિ, અને બંધ પડવાની તૈયારીમાં હતું ત્યાં જ સને ૧૯૩૫માં કડીમાંથી જ તેમણે "લોકોદય" નામનું માસિક શરૂ કરાવ્યું. તેના તંત્રી હતા, તેમના મિત્ર અને સાથી, સુધારા અને શિક્ષણની હિલચાલમાં ઊંડો રસ લેતા વેણીદાસ ઊજમદાસ પટેલ. તેનું સંચાલન કરવાની જવાબદારી આ લેખકને માથે આવેલી. "લોકોદય"ના ખાસ ખરા તંત્રી દાસકાકા જ હતા. તેમાં તેઓ નિયમિત લખતા. આ પત્ર ખેડૂત અને ગ્રામપ્રજાનાં શોષણ અને અર્થકારણ

ઉપર જોરદાર રજૂઆત કરતું. આવી રજૂઆત કરનાર આ પ્રથમ જ માસિક હતું. આની અસર ગામડાંમાંનાં સ્થાપિત હિતો ઉપર એટલી બધી થઈ કે વેપારી મંડળે તેનો પ્રતિવાદ કરવા પોતાનું પત્ર શરૂ કર્યું હતું. બીજો મત એવો છે કે વાણિયાઓએ "વેપારી" નામનું અઠવાડિક શરૂ કર્યું હતું; તેના જવાબરૂપે શાહુકાર વિરુદ્ધ પ્રજામત બુલંદ કરવા માટે "લોકોદય"નો ઉદય થયો હતો.

પ્રાંત પંચાયતોની ચૂંટણીમાં વડોદરા રાજ્ય પ્રજામંડળની આગેવાની લઈ દાસકાકાએ તેમાં જ્વલંત વિજય મેળવ્યો. તે પ્રજા મંડળનો પ્રથમ પ્રચંડ વિજય હતો. તેઓ પંચાયતના પ્રમુખ થયા. પંચાયતનું કામ સારી રીતે ચાલી શકે તે માટે તે મહેસાણા રહેવા ગયા. ત્યાં પણ તેમણે ગ્રામોદ્ધારની પ્રવૃત્તિ ચાલુ રાખી. ખેડૂત મંડળો સ્થાપ્યાં અને જાગતા કર્યાં. અને તેના મુખપત્ર તરીકે "ખેડૂત" સાપ્તાહિક ૧૯૪૮માં શરૂ કર્યું. અને ત્યાર બાદ થોડા સમય પછી "રાષ્ટ્રધર્મ" અને "પંચાયત" નામના બે સાપ્તાહિક પણ શરૂ કર્યાં. આમ એકલે હાથે બબ્બે અઠવાડિક ચલાવવાનું ભગીરથ કાર્ય ઉપાડયું. તેમનો વકીલાતનો ધંધો, તથા સામાજિક-રાજકીય પ્રવૃત્તિઓ ભરપટ્ટે ચાલ્યે જતી. તેમાં બબ્બે સાપ્તાહિકોનો ભાર માત્ર સંચાલનનો તંત્રીનો જ નહિ પણ આર્થિક ભારે વહેવો ભારે હતો. છતાં તેઓ સહજ રીતે નિભાવી શકતા હતા. ગમે તેટલો થાક, ચિંતા કે ભાર તેઓ હોકો ગગડાવીને દૂર કરી શકતા. તેવી રીતે લાગે છે કે લેખન-પ્રવૃત્તિ પણ તેમનો ભાર ઓછો કરવામાં કામિયાબ નીવડતી હશે. હોકો ગગડાવતા જાય અને લખતા જાય, લખતા જાય અને હોકાની ફૂંક મારતા જાય. અને થાક, ચિંતા અને ભારનું નિરશન કરતાં જાય.

છાપાંઓ ચલાવવામાં અને તે અંગે લેખન-પ્રવૃત્તિ કરવામાં તેમનું એક જ ધ્રુવપદ રહ્યું છે કે, ખેડૂત અને ગામડાને ચુસાતાં બચાવવાં, તેનું અજ્ઞાન દૂર કરી તેની મહેનતનું પૂરેપૂરું ફળ અપાવવું. કુરૂઢિઓની

બેડીમાંથી છોડાવવું અને માટીમાંથી મર્દ બનાવવો, જેથી તે રાષ્ટ્રની ખરી અને મોભી મૂડી બનીને ઊભો રહે. ધારાસભાઓમાં અને પાર્લામેન્ટમાં આજ વાત તેમણે ઘણી જહેમત ઉઠાવી વારંવાર અને સતત કહ્યા કરી હતી.

તેમની લખાણની શૈલી વાતચીત કરતા હોય તેવી છે. ભાષાના ફોર્મની બહુ ચિંતા નહિ. પોતાને કહેવાનું સચોટ રીતે કહેવાય, એટલે એમને સંતોષ. ટૂંકાં સચોટ વાક્યો, વચ્ચે વચ્ચે થોડી હસીમજાક પણ કરી લે. કટાક્ષથી ધાર્યું નિશાન પાડે. બોલવાની શૈલી પણ ચોટદાર, માર્મિક અને શ્રોતાઓને બાંધી રાખે તેવી.

ખેડૂતોના હમદર્દ અને આગેવાન થવાનાં જોખમો અને મુશ્કેલીઓ તેઓ સમજતા હતા અને તેનો અનુભવ તેમના જેટલો બીજાઓને ભાગ્યે જ થયો હતો. તે માટે તેઓ પોતાનાં લખાણોમાં પોતાનો અસંતોષ અને ટીકા–ટિપ્પણી અવારનવાર વ્યક્ત કરતાં દેખાય છે. તેથી તેઓ ખેડૂતોના હમદર્દ મટી જાય છે – એમ માની લેવા કોઈ તૈયાર નથી, કારણ કે તેઓનું એકમાત્ર જીવનધ્યેય, લક્ષ ખેડૂત સમાજને ઊભો કરવો. સ્વમાન સાથે સમાજના બધા વર્ગો વચ્ચે સમાન કક્ષાએ છાતી કાઢી ઊભો રહે તે જોવાનું હતું.

કડીની સંસ્થાઓમાં તેમને જે કંઈ રસ હતો તે પાછળનું તેમનું ધ્યેય ખેડૂત સમાજને ઊભો કરવાનો જ હતો. તે ન હોત તો તેમના સ્વભાવ અને જીવનની લઢણથી વિપરીત એવી શિક્ષણ સંસ્થાઓની રોજની ઝીણું કાંતવાની જળોજથામાં તે રહી શકત જ નહિ. આજકાલ તો શિક્ષણની સંસ્થાઓ પણ ભ્રષ્ટાચારના માર્ગે ચાલી રહી છે. શિક્ષણ ભેળાઈ જવાનો સતત ભય હોવા છતાં નાની મોટી નવી નવી સંસ્થાઓ ઊભી કરવામાં ગળાબૂડ પડવું અને જિંદગીની સંધ્યાએ આ માટે પરિશ્રમ કરવો તેની પાછળની એક જ તમન્ના હતી – ખેડૂતને સ્વમાનભેર જીવવાનું શીખવવાની તેમજ ખેડૂત સમાજને જમીન ઉપરથી ઉઠાવી ઉચ્ચાસને બેસાડવો.

તેમનાં વ્યક્તિત્વનું વર્ણન કરતાં કડીના નિષ્ઠાવાન સેવક ભાઈલાલભાઈ જી. પટેલ લખે છે, "ચિંતાનો ભાર વેઢારવાનું આવડે નહિ, એટલે મુક્ત લાગે, પોતાનું દુઃખ, મુશ્કેલીઓ, છેતરામણ, નિષ્ફળતાનાં ગાણાં ગાઈ સહાનુભૂતિ ઊભી કરવામાં નાનમ અનુભવે એટલે બેફીકરા અને અહમ પ્રચુર લાગે. ગંભીર બાબતને પણ વિનોદવૃત્તિમાં લપેટી હળવી ફૂલ બનાવી અટવાયેલાઓને, ગભરાયેલાઓને હૂંફ આપે તેથી પરદુઃખભંજન દેખાય. આહ્‌વાન હોય ત્યાં તેમને ખૂબ રુચે અને ત્યાં સોળે કળાયે ખીલી ઊઠે, તેથી શૌર્યસિંચિત સાહસિકનાં દર્શન થાય.

સામાન્ય રીતે ચાલી જતી પ્રવૃત્તિઓમાં સભાઓમાં તેમને બહુ રસ નથી હોતો. પણ જ્યાં કોઈ વિવાદાસ્પદ પ્રશ્ન ઊભો થયો હોય, જ્યાં કંઈ ઉચ્છેદાતું અટકાવવાનું હોય કે ઉચ્છેદી નવીન સ્થાપવાનું હોય ત્યાં તેઓ અચૂક હાજર રહેતા. આખાબોલા, ઉપાલંભભરી વાણી બોલનાર અને ગમે તેને ખોટું લગાડવામાં હિચકિચાહટ ન રાખનાર તરીકેની તેઓની એક છાપ છે. આના મૂળમાં જઈએ તો તેમના મનમાં પડેલી વ્યથા અને અંજપાની પ્રતિક્રિયા જણાશે. તેઓ જે વર્ગમાંથી આવે છે, તે ખેડૂત વર્ગની પરવશ અને પછડાયેલી અને તરછોડાયેલી પરિસ્થિતિમાંથી ઉપર ઉઠાવવાની તેમની આજીવન જહેમતમાં, જેમને માટે તેઓ આ પરિશ્રમ કરી રહ્યા છે, તેમની તરફથી જોઈએ તેવો જવાબ ન મળતાં અને પોતાના હાથ ટૂંકા પડવાની પરિસ્થિતિની આ પ્રતિક્રિયા છે."

તેમનાં મહત્ત્વનાં લખાણોના કેટલાક અંશો અહીં આપવામાં આવ્યા છે, જેના કારણે સમાજસુધારો, રાજકારણ, શિક્ષણ અને ન્યાયકીય બાબતોમાં દાસના વિચારો અને વલણ જાણવામાં મદદરૂપ થાય છે. કારણ પોતાની જાત વિશે કહેવામાં, તેની નોંધ રાખવા–રખાવવાની, ફોટા પડાવવા-સંઘરવા, રોજનીશી વગેરેની તેમણે જરૂર ગણી જ નથી. તેમણે કશુંય સંઘરવાનું વલણ રાખ્યું જ નથી. આ નિર્લેપતા એમના ચારિત્ર્યની એક વિશિષ્ટતા હતી. મસ્તફકીરની જેમ આ બધાને વળગવા જ દીધા નથી. એટલે આપણે માટે એમનાં લખાણો

તે જ તેમને જાણવાની પારાશીશી અને માપદંડ બને છે. કડી સંસ્થા સાથે જેમને આત્મીયતા છે, તેવા શ્રી રતિભાઈ અમીન દાસની વૃત્ત-પ્રવૃત્તિ માટે લખે છે: "દાસભાઈના હૃદયની વાણી એમની કલમ દ્વારા બહાર આવે છે. જેણે એમને સાંભળ્યા છે, એમનાં સરલ વાક્યોનાં લખાણો વાંચ્યાં છે. ખેડૂતને ઊંચો લાવવાની તમન્ના, એમની રાષ્ટ્રીય ભક્તિ અને સેવાપરાયણતા એમનાં વિઘ્નોને દૂર કરી દેતી જણાય છે. રાજકીય રીતે પણ ખેડૂતને જોઈએ તેવો સહારો મળતો નથી, અમલદારો દાદ આપતા નથી અને ખેડૂત બરબાદ થતો થાય છે. તેની સામે અવાજ ઊઠાવવા એમણે આર્થિક બોજો પોતાના પર લઈને "ખેડૂત" નામનું પત્ર શરૂ કર્યું, તેણે ખેડૂત આલમમાં ઠીક ઠીક જાગૃતિ આણી.

કડી સંસ્થાના ભૂતપૂર્વ આચાર્ય પોપટભાઈ ગુ. પટેલ લખે છે કે, "તેમને હું નીડર, નિષ્પક્ષી અને નિર્વૈરી ગણું છું. તેમણે ખેડૂતોનો પ્રશ્ન પોતાનો કરેલો. "રાષ્ટ્રધર્મ" તેમજ લોકસભામાં ખેડૂતોનો પ્રશ્ન સારી રીતે વિગતવાર ઊંડાણથી ચર્ચી સમાજનું અને સરકારનું ધ્યાન તે તરફ દોર્યું હતું. જેને પરિણામે સરકારે ખેડૂતની તરફ ધ્યાન આપવાની ફરજ પડી છે. ખેડૂતોને ખેતીમાં રસ રહે એ પ્રમાણે ભાવનીતિ હોવી જોઈએ, એવી સરકારની નીતિ થઈ છે. આવી નીતિ થવામાં દાસભાઈની ઝુંબેશે સારો એવો ભાગ ભજવ્યો છે."

"કડવા વિજય"માં ૧૯૨૪–૨૫માં તેમણે 'ખેડૂત મંડળ,' 'વેઠનો પ્રતિકાર', 'પંચાયત અને ખેડૂત' જેવા લેખો લખી ભારે વિવાદ જગાવ્યો હતો. તેમની વિચારસરણીથી યુવાનો ને શિક્ષિત વર્ગ તેમના તરફ આકર્ષાયો. મહેસાણા ખેડૂત પરિષદના અધિવેશનમાં પ્રો. રંગા પણ દાસકાકાના કાર્યકરોથી ખુશ થયા અને યુવાન વકીલોને મળી ખુશી વ્યક્ત કરી.

## 'ચેતન'માં વ્યકત થતા દાસના વિચારો

"ચેતન વિષે અભિપ્રાય" – પુરુષોત્તમ ર. પટેલ – ૧૯૨૭

"બાળલગ્ન" એ શબ્દ ઉચ્ચારવો એ જ સમાજનો ગુન્હો ગણાતો. બારમાં એટલે માબાપને સદ્‌ગતિએ પહોંચાડવાનો યજ્ઞ. એક સ્ત્રી હોવા છતાં બે–ત્રણ સ્ત્રી વિના કારણે કરવી એ તો કુળવાનશાહીનું ચિહ્ન, એ સિવાય તો કુળવાન ઓળખાય જ શાનો ? દીકરીને ભણાવવી એટલે એને વંઠતાં શીખવવું. આ માન્યતા અને મનોદશા આપણી હતી અને તે સં. ૧૯૫૯ સુધી ચાલી.

આ અજ્ઞાનતા અને મૂર્ખાઈનો અંધકાર મટાડવા પરિષદ સ્થપાઈ. પરિષદનું કામ વર્ષે એક વખતે જલસો કરવો અને ભણેલાઓનું વક્તૃત્વ સાંભળવું એટલું જ કાર્ય ગણાત, પણ "કડવા વિજયે" તેમ થવા ન દીધું. જ્ઞાતિની મૂર્ખાઈ ટાળવા "કડવા વિજય" બારે માસ તૈયાર રહેતું અને તેને લઈ જ્ઞાતિની ઘણીખરી મૂર્ખતા ઓછી થઈ અને મનોદશાએ પલટો ખાધો. પરિણામ એ આવ્યું કે બાળલગ્ન અને બારમાંમાં લોકોને પાપ દેખાવા માંડયું અને એ બન્ને કુરિવાજોની જડ તૂટી. ભણેલાથી તો એક સ્ત્રી હોવા છતાં બીજી ન જ થાય એ માન્યતા યુવકોમાં જામી.

પરિણામ શુભ દેખાવા માંડયું, પણ કળિયુગે દર્શન દીધાં. પરિષદના માંચડે બેસનારા જ બાળલગ્ન અને બારમાં કરવા લાગ્યાં. એક સ્ત્રી હોવા છતાં અન્ય સ્ત્રીઓ વિના કારણે કરવા લાગ્યા. પરિષદના પ્રમુખો અને મંત્રીઓ (ઘણાખરા) પણ આમાંથી બચ્યા નહિ. પરિણામે પરિષદ મૃત્યુ પામી, અને "કડવા વિજય" પણ બંધ પડયું.

જ્ઞાતિની મૂર્ખતા અને અજ્ઞાનતા ટાળવા કટિબદ્ધ થયેલા જ સુધારકો જ મૂર્ખ અને અજ્ઞાની થવા લાગ્યા. વાડ જ ચીભડાં ગળવા લાગી. પછી કોણ કોને કહે ?

આ પરિસ્થિતિમાં સુધારક પક્ષનું વાજિંત્ર ન હોત તો જ્ઞાતિનું શું થાત એ વિચાર જ દુઃખ ઉપજાવે છે. સદ્‌ભાગ્યે "ચેતન" શરૂ થયું. પરિસ્થિતિનો વિચાર કરતાં "ચેતન"ની ઉપયોગિતા દેખાઈ આવે છે.

"ચેતન" ચેતન જ નીવડયું છે. નાનું બાળક પડે, આખડે, વાગે

એથી ગંભીર ભૂલ ખાધી છે. તેમનો દાખલો નાના વિદ્યાર્થીઓને કુમાર્ગે દોરે. એટલે તેમની ભૂલ નગ્ન સત્યમાં બહાર પાડવી જ જોઈએ. ભૂલ બાદ કરીએ તો કહી શકાય કે 'ચેતને' ઘણું જ સારું કામ કર્યું છે.

પત્રકાર થવું એ સહેલું નથી. તેમાંયે ભણેલાગણેલા અને ગ્રેજ્યુએટ થયેલાનાં નિંદ્ય કૃત્ય બહાર પાડવામાં કેટલું જોખમ છે એ વિચાર જ ગભરાવવા પૂરતો છે. તરત જ કોર્ટ–કચેરી બતાવે અને ખર્ચ, વખતનો વ્યય કરાવે, તેમ છતાં 'ચેતને' આવા લેખો પ્રકટ કરી જ્ઞાતિની ભારે સેવા બજાવી છે, તે માટે હરેક જ્ઞાતિબંધુ ઉપકૃત થયા સિવાય રહેશે જ નહિ.

પરમકૃપાળુ પરમેશ્વરને મારી પ્રાર્થના છે કે "ચેતન" ને બળ આપો કે જેથી "ચેતન" જ્ઞાતિમાં ચેતન આણે અને દરેક વાચક-બંધુને હું પ્રાર્થના કરું છું કે તેઓ ઓછામાં ઓછો એક ગ્રાહક બનાવી "ચેતન"ના સહાયક બને. એવી વિનંતી હતી.

## "વેઠ કેમ નાબૂદ થાય ?"

– પુરુષોત્તમ પટેલ (૧૯૨૭)

વેઠ માણસને નામર્દ બનાવે છે. વેઠમાં સેવા નથી પણ ગુલામી છે. સેવાથી માણસ યોગી બને છે, જ્યારે વેઠથી પતિત થાય છે. વેઠને કાયદા-પોથીમાં સ્થાન ન જ હોવું જોઈએ. ઝેર કદી અમૃત હોઈ શકે જ નહીં. કલમોની તેમણે વિસ્તૃત ચર્ચા કરી છે. આગેવાનો ચાના પ્યાલાની લાલચે કે નોકર વર્ગની વગર પૈસે મહેરબાની મેળવવાની અભિલાષામાં વેઠના જુલમગાર બને છે. વેઠનો અમલ જ્યારે ગ્રામપંચાયત મારફત કરવો એવું કાયદાનું ફરમાન છે, તો જેટલે દરજ્જે ગ્રામપંચાયત ન્યાયી, નીડર, ઉત્સાહી માણસોની બનેલી હોય તેટલે દરજ્જે વેઠનો ત્રાસ ઓછો થાય ........ પંચાયતમાં સારા પ્રામાણિક માણસો હોય તો જ કાંઈ થઈ શકે. કાયદા વિરુદ્ધ વેઠ નહીં કરાવવાની પ્રતિજ્ઞા લે તેને પંચાયતમાં મત આપી ચૂંટી મોકલવો. મહાલ પંચાયત પણ ધાર્યું કરી શકે. વેઠના દર કરાવવાનો

અધિકાર મહાલ પંચાયતને છે. ભાડાના દર બજારુ હોય તો વેઠનો ભાર ખેડૂતને ખમવો ન પડે. માટે જ વેઠ નાબૂદ કરવી હોય તો ગ્રામ તથા મહાલ પંચાયતમાં સ્વાર્થી, ડરપોક, ખુશામતીયા વગર પૈસે નોકર વર્ગની મહેરબાની મેળવવાના અભિલાષીને નહીં જ મોકલતા.' 'ચેતનના' વધારામાં બાળલગ્ન પ્રતિબંધક નિબંધનો મુસદ્દો શ્રીમંત સરકારે શ્રી સંપતરાય ગાયકવાડના પ્રમુખપદે એક કમિટી નીમી હતી, સમાજને કેવો કાયદો લાભદાયી નીવડશે તે હેતુથી નામદાર કમિટીને નગીનભાઈ વૃ. પટેલ અને પુરુષોત્તમ ર. પટેલે ૧૭–૪–૨૭ના રોજ એ મુસદ્દો તૈયાર કરીને આપ્યો હતો, તેમાં લગ્ન પરવાનગીનો નમૂનો અને લગ્નનોંધવહીનો નમૂનો પણ આપ્યો હતો. પ્રાંત સૂબાને લગ્ન સંબંધી મોકલનાનો પત્ર અને ન્યાયાધિશે મોકલવાનો પત્ર તેમને આપ્યું હતું. "શા માટે ?" ના લેખમાં તેમણે બાળલગ્ન અટકાવવાની માગણી કરી હતી. બાળલગ્નો અટકે તો પ્રજા શસકત અને બુદ્ધિશાળી બને. ૧૯૦૪ના એક્ટની તેમણે ટીકાઓ કરી તેમાં સુધારાઓ પણ મૂકેલા. બાળલગ્ન પ્રજાક્ષય છે તેથી વીર્યહીન પ્રજા પાકે, આથી જ બાળલગ્નને ઉત્તેજનાર અને કરનાર રાજદ્રોહી, દેશદ્રોહી અને ધર્મદ્રોહી હોઈ તે ભારે શિક્ષાને લાયક છે. ૬–૧૨ માસની સજા નહીં પણ નવી કલમ દ્વારા સખ્ત સજાની માગણી કરી હતી. ઉપરાંત લગ્ન કરાવનાર પુરોહિતને પણ ગુનેગાર ગણવો જોઈએ. "ફરી કેમ ન પરણવું ?" નામના લેખમાં તેમણે શાસ્ત્રાર્થની નહિ પણ વ્યવહારની ભાવનાની વાત કરી છે. એટલે ઢીંગલા–ઢીંગલીના લગ્ન તે યોગ્ય નથી; તેનો મુદ્દો તેમણે વડોદરાની ધારાસભામાં ઉઠાવ્યો. આ લગ્નના કાયદામાં જે કંઈ દોષો હોય તે નિવારવાની તેમણે ભલામણ કરી અને સારડા એક્ટ ઘડતાં તેને ધ્યાનમાં લેવામાં આવ્યો. પાટીદારોનાં એક તીથિનાં લગ્ન બંધ કરવામાં પણ પુરુષોત્તમદાસનાં લખાણોનો ફાળો મહત્ત્વપૂર્ણ રહ્યો હતો. ૧૯૨૮ના 'ચેતન'માં 'ગીધડાં ઉડાડો' નામનો લેખ લખી તેમણે સમાજ જાગૃતિનું કામ કર્યું. દાસને યુવાનોમાં ભારે શ્રદ્ધા હતી. યુવાનોને જુએ એટલે આનંદમાં આવી જાય. અને ખેડૂતનાં દુઃખ તો

ભારોભાર તેમનાં લખાણમાં જોવા મળતાં. સાચા અર્થમાં તે ખેડૂતના હામી હતા. કાયદો, મહેસૂલ, વગેરેના પ્રશ્નો તેમનાં લખાણોમાં ચર્ચતા. આમ ખેડૂત શબ્દના તે પર્યાય બની ગયા હતા.

**"ગીધડાં ઉડાડો"**– પુરુષોત્તમ ર. પટેલ – ૧૯૨૮

પાંસળીઓ દેખાતી, શરીરમાં શક્તિ નહિ છતાં ડગુમગુ હીંડતી, ભુખમરાને લઈ પેટમાં ખાડા પડેલી, વાગ્યાને લઈ શરીરના કેટલાક ભાગમાંથી લોહી ટપકતું હોય એ સ્થિતિમાં જેણે ગાય જોઈ હોય તેને દયા આવ્યા સિવાય ન જ રહે. રાક્ષસ પણ ચળી જાય.

ગીધડાંને તો માંસ ચૂસવાની ટેવ જ પડી છે. લોહી ટપકતું જોયું કે મડદાલ શબ જોયું કે તેમને મન ઉત્સવ. જીવતું, હાલતું, ચાલતું પ્રાણી ભલે હોય, પણ તેનામાં તેમની સામે થવાની તાકાત ન હોય તો પછી પોતે જ યમરાજ બની જઈ જીવતા પ્રાણીને ફોલી ખાઈ યમદ્વાર પહોંચતું કરવામાં કૃતાર્થ થાય. એને દયા શાની હોય? એ તો ટપોટપ ગાય ઉપર તૂટી પડે. મડદાલ ગાય શું કરે? માથું બેચાર વાર હિલોળે પણ ગીધડાં ઊડે જ શાનાં? એ તો ફોલવા જ મંડી પડે. જે કાંઈ માંસ હોય તે ચૂસી જ લે અને ગાયના જીવાત્માને પરમાત્માને પહોંચતો કરે. કેટલા પરોપકારી? આવા પરોપકારી અન્ય કોઈ હશે?

નકારમાં જવાબ ન આપશો. આવો પરોપકાર માત્ર ગીધડાંના કુળને લખી આપ્યો નથી, એનો ઇજારો માત્ર એમણે જ રાખ્યો નથી. આવાં પરોપકારી રત્નો કેટલીએ કોમોમાં વિરાજમાન છે. તેમના લીધે આપણે શોભીએ છીએ.

એ બીજા કોઈ નહિ પણ આપણા શિરોમણી શીરપ્રિય આગેવાનો, જેના લીધે આપણી અને આપણા કુળની ઇજ્જત સચવાઈ રહી છે. "દેશ તેડું કરનારાનાં છોકરાં, એમની વાત થાય" એ વાહ વાહ એવા પરોપકારી ન હોય તો મળે ખરી?

"દેવાદાર ન હોય એ ખેડૂત નહિ." એ કહેવત સર્વમાન્ય થઈ ગઈ છે. ખેડૂત શબ્દની સાથે જ દેવું લાગેલું છે. ખેતી કરતો હોવા છતાં ખેડૂતને દેવું ન હોય તેવા ભાગ્યે જ જડી આવશે.'[૧]

વણિક વારસામાં ઘરબાર અને સોનાની જણસો મૂકી જાય. બ્રાહ્મણ યજમાન વૃત્તિ અને ઘર મૂકી જાય જ્યારે ખેડૂત બેચાર વીઘા જમીન (ભાગ્યે જ બોજા રહિત) અને દેવું. અર્થાત્ વારસામાંથી જ ખેડૂતને દેવું તો મળે જ. વાઇસરોયની કાઉન્સિલના સભ્યશ્રી જી. ટોયન્બી સા. એલ. ના શબ્દોમાં કહીએ તો "૪૦ ટકા ખેડૂતોને પૂરતું ખાવા મળતું નથી. પહેરવા, ઓઢવા તેમજ રહેવા પૂરતી સગવડ નથી. જીવન ટકી શકે અને મજૂરી કરી શકે તેટલો જ ખોરાક. કેટલીક વખત એને ફરજિયાત ઉપવાસ ખેંચવા પડે છે, તો કેટલીએ વાર એક જ ખાણાથી નભાવી લેવું પડે છે." "હેરીંગટન"ના મત પ્રમાણે "૬૦ ટકા ખેડૂત ચિંથરેહાલ છે. છોકરાંની મહેનતની ટૂંકી કમાઈનો ઉપયોગ ન થાય તો ઘરનાં કેટલાંકને ભૂખે મરવું પડે."

આવી સ્થિતિમાં અર્ધા ભૂખ્યા કંગાલ ખેડૂતની દશા ભૂખે મરતી ગાયથી વિશેષ સારી નથી. વેઠ, જુલમ, દેવું વગેરેના ઘાને લઈ એ લોહી રેડી રહ્યો હોય છે. તેવી સ્થિતિમાં પ્રસંગ આવે આપણા શીરા-પ્રિય આગેવાનો તેના ઉપર ટૂટી પડી, બારમાના નામે યત્કિંચિત્ લોહી રહ્યું હોય તે ચૂસવા મંડી પડે છે ત્યારે ખરેખર ગીધડાં ડગુમગુ કરતી ગાય ઉપર ટૂટી પડતાં હોય તેવો દેખાવ થાય છે.

---

૧. "ગાઝીપુરના કલેક્ટર શ્રી રોઝ સાહેબ લખે છે કે, "જમીન શાંતિ પૂરતી હોય, ખેડૂતને માથે દેવું ન હોય, સરકારી દર ભારે ન હોય, સારું પાકતું હોય, ટૂંકામાં બધા સંજોગો અનુકૂળ હોય તો જ ખેડૂતની સ્થિતિ સાધારણ રાખી ગણાય. પણ કમનસીબે આવા સંજોગો સદાય હોતા નથી. એથી ખેડૂતોનો મોટો ભાગ હંમેશાં દેવાદાર જ હોય છે."

બોલવાની શક્તિ હોય તો ગીધડાં પણ દલીલ કરત કે અમે શું કરીએ ? ગાય અમને લોહી દેખાડી લલચાવે છે, અમને આમંત્રે છે અને અમે જઈએ છીએ. આવી જ દલીલ આપણા આગેવાનો કરે છે. તેઓ એમ જ કહે છે કે એ લોકો અમને બોલાવી કહે છે અને અમારે હા કહેવી પડે છે.

વાચક વૃંદ, યુવાન હો અને યુવાનીનું ગરમ લોહી તમારામાં વહેતું હોય તો મારે તમને એક વિનંતી કરવાની છે. વૃદ્ધને તો હું કહેવા માંગતો નથી. મારી વિનંતી તેમના ગળે નહિ ઊતરે. શીરા ચાખી બદમાસ બની ગયેલી જીભ વચ્ચે આવશે.

યુવાન એ સૈનિક છે. યુદ્ધ લડવું એ તો એનો ધર્મ છે. અન્યાય, પાપની સામે યુદ્ધ આરંભો. જે જેમતેમ કરી પોતાનું પુરું કરતો હોય, છોકરાંને પૂરતાં કપડાં કરવા શક્તિ ધરાવતો ન હોય, છાશ અને રોટલાથી જીવન ટકાવી રાખતો હોય તેવાની પાસે પણ બારમું કરાવવા આપણા શીરાભૂખ્યા અચકાતા નથી. વડનગરનો કરુણ કિસ્સો તમે વાંચ્યો હશે. એ બિચારા પાસે ઘરબાર વેચાવી બારમું કરાવ્યું અને છેવટે તેને અમદાવાદ મિલની મજૂરીનો આસરો લેવો પડ્યો. આવા શીરાભૂખ્યા એક ઠેકાણે નથી, ઠેર ઠેર છે. માટે તમોને વિનવું છું કે આવી કોઈ ગાય ઉપર શીરાભૂખ્યાં ગીધડાં ટૂટી પડવા ઊડી આવે તો સાવધાન થજો. તમારું જોર પૂરતું અજમાવી ગીધડાં ઉડાડી મૂકજો. તમારા દેખતાં ગાયનું લોહી ચુસાય તો તમે પાપના ભાગીદાર ઠરશો.

**બેદરકારી** – પુરુષોત્તમ ર. પટેલ – ૧૯૨૮

પાટીદાર કોમ જ્યારે ઉન્નતિના શિખરે હતી, સ્વમાન અને સ્વતંત્રતાને ખાતર દેહનાં બલિદાનો સહેજે વિના સંકોચે આપતી, શૂરા ક્ષત્રિયોના ધર્માનુસાર સ્વભૂમિ સાચવવા હથિયારોનું પાલન કરાવી; એ વખતે એણે પોતાની સ્વતંત્રતાના સ્મારકાર્થે પોતાની કુળદેવી શ્રી જગદંબા ઉમિયાજીની સ્થાપના પોતાના સામ્રાજ્યના પાટનગર ઊંઝાપુરીમાં કરી.

ઉમિયાજી કાયરની માતા નથી. શત્રુઓનો નાશ કરનારી તલવાર તો તેના હાથમાં ચોવીશે કલાક વિરાજમાન રહે છે, તલવારથી સ્વપુત્રોને આહ્વાન કરે છે.

"પુત્રો, નામર્દ ન બનો. કાયરતા એ તમારો ધર્મ નથી. તમે તો શૂરા ક્ષત્રિયના બચ્ચા છો, તલવાર એ તમારી સ્વમાન, સ્વતંત્રતારક્ષિણી છે.'

ઉમિયાજી એ તો સંયમનો અવતાર. પૂરા સંયમી અને બ્રહ્મચારી જ તેના પુત્રો થવા યોગ્ય છે.

હજારો વરસ હિમાલયમાં તપ આદરનારી સંયમી ઉમિયા ઢીંગલા-ઢીંગલીનાં પરણેતરની મા કેમ હોઈ શકે? આવાં લગ્ન કરનાર ઉમિયા-જીને મા લેખે તેમાં માતાનું અપમાન સમાયેલું છે, અને તેમાંય વળી માતાજીના નામથી ઢીંગલા-ઢીંગલી પરણાવવાને ખાતર લગ્ન કરાવનાર મહાપાપી છે, એ માતાજીની મૂર્તિ જોવાથી જ સ્પષ્ટ થાય છે.

આવી માતા આજે વિસરાઈ ગઈ છે. ઊંઝામાં પટેલો તો તેને ભૂલી જ ગયા છે. વૈશાખ સુદ ૧૫નું મહા પર્વ છતાં ભાગ્યે જ દશ-બાર દર્શનાર્થે આવે, છતાં માતાના નામે લગ્ન કાઢવાનું ધતિંગ ભજ-વવાનો પ્રસંગ આવે, એ લોકો માતાના પૂરા ભાવિક ભક્તો બની, લાંબાં, આડાં ચોડાં ટીલાં ખેંચી સ્વાર્થ સાધવામાં પાછા વળતા નથી.

ઉંઝા બહારના પાટીદારોની પણ એ જ સ્થિતિ છે.

અમદાવાદના આહિયા અને લશ્કરી લગ્નનો વધાવો લઈ જ્ઞાતિમાં કીર્તિને થાંભલે ચઢવાનું હોય છે ત્યારે એ પણ ભક્તો બની જાય છે, પણ વૈશાખ સુદ ૧૫ મહાપર્વના દિવસે દર્શન કરવાની ફુરસદ એમને નથી. દરબાર સાહેબ રાજભાંજગડમાંથી પરવારે નહિ. આહિયા મોટાઈમાંથી ઊંચા ન આવે, જ્યારે શ્રી લશ્કરી આબુની શીતળ ટેકરીમાં હવા ખાતાં ધરાય નહીં. એમને માતાની ક્યાં પડી છે? મોટા ભા થઈ સ્વાર્થ સાધવાનો હઠે ત્યારે બધાએ ટપોટપ પોતાનો હક સાબિત કરવા ક્યારેય પાછા

હોઠે છે ? કચેરીમાં દાવો કરીને પણ માતા ઉપરનો હક સાબિત કરવા પ્રયત્ન થાય, પણ બાર મહિને એકાદ વખત દર્શને તો ન જ અવાય.

ત્રીજી સાલ ઉપર માતાજીના મંદિરના વહીવટ સંબંધે બુમાટો થવાની વ્યવસ્થાને સારું એક કમિટી નીમાઈ. પાછલો હિસાબ પણ પ્રગટ થયો, ત્યાર પછી સાતડે સાત. કમિટી કમિટીના ઘેર અને વહીવટમાં એ જ ઘરેડ. ગણપતરામ કારભારી મનભાવ્યું કારભારું કરે અને શ્રી લશ્કરી એને સિક્કો મારે એટલે પછી કાંઈ કરવાનું રહેતું જ નથી. કમિટીનું શું કામ ? શા માટે નીમી એ તો શ્રી લશ્કરી પણ કદાચ ભૂલી ગયા હશે. વર્ષ આખરે સરવૈયું કાઢી હિસાબ પ્રગટ કરવો જોઈએ. એ તો કમિટીના પ્રમુખને યાદ ક્યાંથી આવે ? આ વહીવટમાં કમિશન મળતું નથી. માટે પૂરતું ધ્યાન અપાતું નહીં હોય!

જુવાનીમાં ઘડપણ ન હોય એ માનવું ભૂલભરેલું છે. આપણા યુવકોમાં ઘડપણ આવી ગયું છે. સાહસ તો એમને પ્રિય જ નહીં. બંડ જગાવવું એ તો એમને ગમતું જ નથી. જુવાનીમાં જ પરિષદ અને યુવક મંડળની પ્રવૃત્તિથી કંટાળી ગયા લાગે છે. સામાજિક સુધારાની હિલચાલથી બાર ગાઉ છેટે રહેવા માગે છે. વૃદ્ધાવસ્થાની ગણત્રીમાં એમની દુનિયા ગાળે છે. આ ખરેખર શોચની વાત છે. યુવાનો જ આમ વૃદ્ધત્વ લઈ બેસશે તો પછી સામાજિક બંડો સામે જેહાદ કોણ જગવશે ?

વૈશાખ સુદ ૧૫ નું ઉમિયાજીનું મહાપર્વ વ્યવસ્થિત કરવામાં આવે તો ઘણું થઈ શકે. ગઈ પૂનમે (ચાલુ સાલની) પણ તે પર્વમાં મેળામાં ત્રણ ચાર હજાર માણસોએ ભાગ લીધો હશે. થોડી હીલચાલ અને વ્યવસ્થા કરવામાં આવે તો તે દિવસે દરેક વિચારના લોકોની ભારે મેદની ભેગી થાય. આનો ઉપયોગ જ્ઞાતિ સુધારણાર્થે થઈ શકે.

વૈશાખ સુદ ૧૫ના મહાપર્વ–મેળામાં હાજરી આપવાથી નીચેનું કામ થઈ શકે.

(૧) ભાવિકો કુળદેવીનાં દર્શન કરી શકે.
(૨) માતાજીના મંદિરની કમિટી પોતાના વહીવટનું સરવૈયું બહાર પાડે અને પોતાની વ્યવસ્થા સુધારે.
(૩) સુધારકો સુધારાનું વાજિંત્ર વગાડી તે રસ્તે લોકોને દોરે.
(૪) કેળવણીની સંસ્થાઓ પોતાનાં બાળકો સાથે આવી કેળવણીને લગતાં પ્રવચનો, નાટ્ય પ્રયોગો કરે અને લોકોને કેળવણી તરફ દોરે.
(૫) વિદ્વાન બહેનો સ્ત્રીકેળવણી અને નવીન હકોની હિમાયત કરે.
(૬) સંન્યાસીઓ ધર્મનાં આખ્યાન કરે. વગેરે, વગેરે.

"ગરીબની આશિષ લો" નામના લેખમાં તેઓ લખે છે: "હિંદુ સ્ત્રીઓને મુસલમાન થતી અટકાવવા હિંદુ સમાજ ચાંપતા ઇલાજ નહીં લે તો થોડા જ વખતમાં હિંદુ સમાજનું નામ કે નિશાન નહીં રહે. બાળવિધવાને પરણવાની સલાહ, વિધવાઓનો ગર્ભપાત જાત્રાઓનાં સ્થળોએ લઈ જઈ કરાવાય છે. બાળકને જાણીને રખડતું મૂકી દેવામાં આવે છે, એના કરતાં તે પરણે તો કંઈ ખોટું નથી." "કુલીન ને કસાઈ" નામના લેખમાં દાસ જણાવે છે: "હિંદુસ્તાનને સ્વરાજ મળવાનો હક્ક નથી. જે સમાજમાં સ્ત્રીઓ ગુલામીમાં સડે છે તે લોકોમાં સ્વતંત્રતાની સાચી ભાવના હોય જ નહીં. સ્ત્રીની કિંમત નથી, વિના વાંકે તગડી મૂકવી, મારઝૂડ કરવી એ સાધારણ ક્રમ છે. સ્ત્રીઓની આ સ્થિતિ ક્યારે સુધરશે જ્યારે સ્ત્રીઓ બંડ જગાવશે અને પોતાની સ્વતંત્રતા માટે આત્મજ્ઞાન મેળવશે. આ જીવન પર્યંત રહેવાય તો રહે તેનો કંઈ જ વાંધો નથી, તેનાથી તેના માટેનાં સ્વર્ગનાં બારણાં બંધ થઈ જતાં નથી. આ ભૂલ ભરેલી માન્યતાઓએ હિંદુ સમાજમાં લગ્ન આવશ્યક બનાવ્યું છે." "હોળી સળગતી રાખો" નામના લેખમાં તે જણાવે છે: "પાપનો ઢગલો એમનો એમ જ છે. પાપના ઢગલા ચોતરફ છે. આપણો વિદ્વાન ગણાતો બ્રાહ્મણ વર્ગ ગમે તેવાં ગપાષ્ટક ચલાવી રહ્યો છે. ઢીંગલા-

ઢીંગલીનાં લગ્નને શાસ્ત્રોક્ત કરી તેમણે દેવાળું કાઢ્યું છે. રિવાજ અને વહેમને શાસ્ત્રનું સમર્થન આપવાનો ડોળ કરી તેમણે અક્કલનું પ્રદર્શન કર્યું છે. જ્ઞાતિભાઈને જ્ઞાતિ બહાર મૂકવાનો દંભ છે. શ્રી બહેચરભાઈને જ્ઞાતિ બહાર મૂકે એ શું દંભ નથી? આ દંભ બળીને ભસ્મ ન થાય ત્યાં સુધી હોળી ઓલવાય નહીં. ઇરાનીની હોટેલમાં જાવ ત્યાં અભડાતા નથી. પાપાચાર, જુલ્મ વગેરેનો એક અંશ માત્ર જ રહે ત્યાં સુધી હોળી સળગતી રાખો" અને "જુલ્મ ક્યાં નથી" નામના લેખમાં વિદ્વાન વર્ગ બ્રાહ્મણનો, નાતનો, જાતનો, ગોળનો, ગોળ બહાર જઈએ તો ગોળ દંડે. પરનાતના સાથે જઈએ તો નાત દંડે, સમાજનો જુલ્મ અસહ્ય છે. એમાં રાજ્યની વેઠનો જુલ્મ તો ખરો જ. આપણને રોક–ટોક કરવાનો હક્ક જ નહીં. "ચોમેર નજર"માં દાસે ગરુડભાઈના ઉપનામથી કેટલાક ચૌદશિયા અને સમાસિયાની વાતો ખુલ્લી રીતે રજૂ કરી છે. પંચની નોંધપોથીમાં પણ જે કોઈ સમાજ આગેવાનો ગુનાઓ કરતા હોય તેમનાં નામ સાથેની માહિતી તે આપતા. "કોનો વાંક?", "વેર વસૂલ" જેવા લેખોમાં એમણે હળવી વાતો પણ રજૂ કરી છે. ડરણમાં જ્ઞાતિસંમેલનમાં છગનભા, પુરુષોત્તમ પટેલ, પોપટભાઈ પટેલ, પુરુષોત્તમ વીરમગામવાળા, રામચંદ્ર અમીન અને પ્રો. જેઠાલાલ આ સંમેલનના મુખ્ય માણસો હતા. પુરુષોત્તમ વકીલે પોતાના વિચારો રજૂ કરતાં કહેલું, "જ્ઞાતિનું પત્ર 'ચેતન' વાંચો. ત્રણ વર્ષથી સેવા બજાવે છે. બે રૂપિયા લવાજમ એળે નહીં જાય. ઇંગ્લેન્ડની ઉન્નતિ તેનાં સામયિકોને કારણે થઈ છે. ઊંચનીચના ભેદ દૂર કરવા મગનલાલ રણછોડે ઠરાવ મૂક્યો, દાસે તેને અનુમોદન આપ્યું. આપણે કુળવાનના દીવામાં કન્યા રૂપી પતંગિયાં હોમીએ છીએ. કુળવાનો કન્યાઓનાં અજીર્ણથી પિડાય છે. મધ્યમવર્ગ કન્યાના અભાવથી પિડાય છે અને કન્યાઓ કુળવાનને ત્યાં શોક્યોથી પિડાય છે. આપણું ધ્યાન વર જોવા કરતાં ઘર જોવા તરફ રહ્યું છે. બળદ ખરીદવામાં ધ્યાન આપ્યું છે, એટલું તો વર શોધવામાં ધ્યાન આપવું જોઈએ. "પાખંડી પુજારીઓથી ધાર્મિક મંદિરો કલંકિત ન કરો." તેના વિષે પુરુષોત્તમ વકીલ લખે છે, "બાવાઓની માલિકીનાં મંદિર થતાં

આપણે જે હેતુથી તે બાંધ્યું છે તે હેતુ ફળીભૂત થતો નથી. ધર્મ તો એ કે જે માણસને પડતો બચાવે. હિનચારિત્ર્યના બાવા ધર્મના થાંભલા શી રીતે થઈ શકે? સાધુને કોઈપણ પ્રકારની લાલચ હોય નહીં. બાવો કોઈ વખત મંદિરને, ગામને અને દેવળને પણ વેચી દે. આમ બાવાને લાત મારી કાઢી મૂકવો અને મંદિરની વ્યવસ્થા હાથમાં લેવી. ગરુડભાઈના ઉપનામથી તેમણે સબૂર નામના મણકાઓ શરૂ કરેલા. તેમાં ગોળની સંસ્થા વિશે જબ્બર પ્રહારો કરેલા. ગોળોએ ગંદવાડ પેદા કર્યો છે. ગોળ બાબતમાં કોર્ટમાં કાયદાકાનૂન થાય તેવી તેમની માગણી હતી. ધારાપોથીમાં આ વિચાર મુકાય તો કુલીનોનું વર્ચસ્વ તૂટે. વડોદરા રાજ્ય ગોળનિષેધનો કાયદો કરે તો કન્યા વિક્રય અટકે. દેશી રાજ્યોનું ફેડરેશન અને બ્રિટિશ હકૂમત ભેગી મળીને ગોળનિષેધનો કાયદો કરે તો સમાજને નુકસાન થતું અટકે.

## દાસકાકાના 'ધરતી'માં પ્રગટ થયેલાં સમાજસુધારા અંગેનાં લખાણો

'ધરતી'માં ૧૯૪૭ના અંકમાં પુનરુત્થાન નામના લેખમાં લખે છે : "આપણી પ્રગતિ અને ઉન્નતિ શક્તિપૂજામાં છે. સ્ત્રીઓ ઉમાદેવી જેટલી બહાદુર અને પરાક્રમી હશે અને વિદ્વાન હશે ત્યાં સુધી આપણી ઉન્નતિ ટકવાની. જે દિવસે સ્ત્રીસન્માનનું માહાત્મ્ય ચૂકયા તે દિવસે આપણી પડતી થવાની.... બાળલગ્નોએ આપણી પાયમાલી કરી છે. જે દેવી પોતે ઇચ્છિત વર મેળવવા તપ આદરી મન પસંદ પતિ શંકર મેળવે, તે દેવી પોતાના પૂજકો–સેવકોમાં ઢીંગલા–ઢીંગલીની જેમ લગ્ન કરવા આદેશ આપે? ન જ આપે....આપણાં બાળકો આજે પોતાની મિલકત, ખેતરમાંનો પાક સાચવી રાખવાની શક્તિ ગુમાવી બેઠાં છે તેનું મૂળ કારણ બાળલગ્નો છે, તે નિઃશંક વાત છે.

કોમવાદ રાષ્ટ્રશરીરને ભયંકર નુકસાન કરે છે. આપણે તો રાષ્ટ્ર માટે આઝાદી જોઈએ છીએ. હિંદુ એ આપણા માટે એકમ અને અવિભાજ્ય હોવું જોઈએ. આપણે આપણાં બાળકો અને સમાજને

કેળવીએ, સાથે સાથે તેને શીખવીએ કે દુનિયામાં કોઈ ઊંચ કે નીચ નથી. બધાં ઈશ્વરનાં બાળકો છે. આપણે હલકાં કે નીચ ન માનીએ. આપણે આપણું ઉત્થાન કરીએ. આપણાથી વધારે પીડિતને હાથ ઝાલી ઊભા કરીએ. દેશની આઝાદી સાથે દરેક વર્ગોની પણ આઝાદી થવી જોઈએ. એક વર્ગ બીજા વર્ગને દબાવે કે તેના પર સત્તા ભોગવે તે નાબૂદ થવું જોઈએ!" "કાયદાથી પ્રતિબંધ" નામના લેખમાં તે જણાવે છે : "વડોદરા રાજ્યમાં ૨૫ માણસોથી વધુ જમાડવા નહીં તેવો કાયદો હતો. આ કાયદો રદ થયો છે, થવો જોઈતો હતો. કાયદાથી જમણવાર બંધ કરવાથી લાંચરુશ્વત વધે, હેરાનગતિ વધે, દેશકાળ જોઈ જમણવાર બંધ થવો જોઈએ. કાયદો હતો ત્યારે ગરીબો દંડાતા. શ્રીમંતો કાયદાનો ભંગ કરી ઉઘાડેછોગ જમણવાર કરતાં, એમાં અમલદારો હાજરી પણ આપતા. વડોદરા રાજ્યનો કાયદો રદ થતાં જમણવારોનો રાફડો ફાટી નીકળ્યો અને ગામે ગામ બારમાં અને જીવતચર્યાનાં જમણો શરૂ થઈ ગયાં છે! આપણા દેશમાં અનાજની તંગી છે. પરદેશથી અનાજ મંગાવવું પડે છે. અનાજના ભાવ આસમાને ચઢતા જાય છે. કેટલાકને ભૂખમરો વેઠવો પડે છે. તે વખતે આપણે જમણવાર કરીએ?

મરણથી તો શોક થાય. તેની પાછળ જમણવાર ન શોભે. જમાડવા સિવાય સમાજમાં બીજાં સારાં કામો છે. તમારા ગામમાં નજર નાખો, લાયબ્રેરી ન હોય તો કરો, નિશાળ ન હોય તો કરો, હવાડો કે કૂવાઓ બંધાવો. ગરીબને રોજી મળે તેવાં કામ-ઉદ્યોગમાં મદદ આપો. બહાર કે ગામમાં ભણતા વિદ્યાર્થીઓને મદદ કરો. પૈસાનો સદ્‌ઉપયોગ થવો જોઈએ. દાન એવું હોવું જોઈએ કે દેશ આગળ આવે. આપણો સમાજ કેળવણીમાં પછાત છે. બારમાં અને જીવતચર્યામાં હજારો રૂપિયા આપણે ખર્ચીએ છીએ તે બંધ કરી આપણી સંસ્થાઓને તે આપો. બારમું કે જીવતચર્યા ન કરતાં મરનારનાં નાણાંનું ટ્રસ્ટ કરો અને સંસ્થાઓને સોંપો. અને યુવાનો આવા જમણવારમાં ન જમવાની પ્રતિજ્ઞા લે. "૧૯૪૮ ના વડોદરાનું રાજકારણ"–નામના લેખમાં તે લખે છે : "વડોદરાનું રાજકારણ

અત્યારે ચગડોળે ચડ્યું છે. શ્રીમંત મહારાજા યુરોપિયનો આગળ નમવું પડે ત્યારે નમી પડે છે. છતાં સલાહકારોની ભંભેરણીથી યુગબળ ને ચિત કરવા પેંતરા બદલે છે. કાયદાઓ કરે છે પણ અમલ થતો નથી અને અમલદારોની એકહથ્થુ સત્તા સયાજીરાવના રાજમાં ચાલે છે. નવું પ્રધાન મંડળ આવ્યું. તેણે જમીન મહેસૂલ ઘટાડવાની વાત કરી. પણ તે કંઈ કરતું નથી. લતીપુર અધિવેશનમાં લોકલસેસના બે આના સરકારે કર્યા તે સામે વિરોધ નોંધાયેલો. ત્યાર બાદ સત્યાગ્રહની તૈયારી થયેલી. હવે ખેડૂતો કહે છે, 'તમારું પ્રધાનમંડળ આવ્યું', તમે જે માટે અમને સત્યાગ્રહ કરવાનું કહેતા હતા તે તમે જ કરો અને વિનાવિલંબે કરો. મહેસાણા પ્રાંતમાં ઢોર ચોરી, લૂંટો અને ભેલાણ અટકાવવા જલદ ઉપાયો લેવા જોઈએ. પ્રજાની સરકાર આવ્યા પછી પણ ઢોરચોરી, લૂંટ અને ભેલાણો થતાં રહેશે તો સરકાર પ્રજાનો વિશ્વાસ ગુમાવશે. વડોદરા જેટલું ગરજ્યું હતું તેટલું કરી બતાવે તો વડોદરા રાજ્ય હિંદની આગેવાની કરી શકે. એકહથ્થુ સત્તાથી સાચવણીમાં વડોદરાએ ઘણું ગુમાવ્યું છે. આજ્ઞાંકિત મજૂરના જૂથ કરતાં સ્વતંત્ર વિચારસરણી પસંદ કરવા જેવી છે. "શ્રીમંતનો બંગલો અને ગરીબનું ઝૂંપડું" નામના લેખમાં તે જણાવે છે : વડોદરાનું રાજ્ય શહેરી વિસ્તારની યોજનાનો લાભ ગરીબ અને ખેડૂત વર્ગ માટે નથી. પણ શહેરની ગલીચતામાં તે ગંધાતો હોય છે. ૧૯૪૭ ના અંદાજપત્રને ધારાસભાની બેઠકમાં, આ પ્રશ્ન મેં કાયમી દરખાસ્તથી ચર્ચ્યો. તે વખતે મને લાગ્યું કે મધ્યમ, ગરીબ અને ખેડૂત વર્ગને વિસારવામાં આવ્યો છે. ચર્ચાને અંતે તે વખતના દીવાન શ્રી સુધાકરે આ પ્રશ્ન વિચારવા અને મધ્યમ, ગરીબ અને ખેડૂત વર્ગને વસવાટ મળે તેવું કરવા ખાત્રી આપી અને તે ખાતરીથી મેં કાયમી દરખાસ્ત પાછી ખેંચી લીધી. આમ છતાં દુ:ખ સાથે મારે કહેવું પડે છે કે આ દિશામાં પ્રગતિ થવાનું જાણ્યું નથી." ૧૧–૬–૧૯૪૮ના રોજ રાંધેજા મુકામે મહેસાણા પ્રાંત ખેડૂત પરિષદ મળી તેમાં તેમણે જણાવ્યું : "ખેડૂતોને ખેડવાની જમીન શહેર વિકાસના બહાના તળે લઈ મૂડીવાદીઓને આપી દેવાની

નીતિ તરફ નાપસંદગી બતાવતો ઠરાવ કરવામાં આવ્યો. ખેડૂતોને રહેવા ઘર મળતાં નથી. ઢોર સાથે તેને ઘરમાં રહેવું પડે છે ત્યારે શહેર માટે મોટાં મોટાં સ્ટેડિયમો બનાવવામાં આવે છે. તેટલા પૈસા સરકારે ગામડાના વિકાસ કામમાં વાપરવા જોઈએ." 'લૂંટાતા ખેડૂતને બચાવો' તે લેખમાં તેમણે જણાવ્યું : "આઝાદી ટકાવી રાખવા માટે ખેડૂત, કામદાર અને લશ્કર ત્રણ મહત્ત્વનાં અંગો છે. વધુ અનાજ વાવો તેવી ઝુંબેશ શરૂ કરવી જોઈએ. પરંતુ નવી સરકારને ખેડૂતોના પ્રશ્નોમાં રસ નથી. ચારે બાજુ ચોરી, લૂંટ અને અસલામતીની બૂમો આવે છે. તો પછી પોલીસ ખાતા માટે આટલો ખર્ચ કરવો શા માટે? પોલીસ ચોકીએ ખેડૂત ધક્કા ખાઈને કંટાળી જાય છે. પોલીસ ખાતું નિષ્ફળ નીવડયું છે. ખેડૂત ઢોર ચોરી અને ભેલાણથી કંટાળી ગયો છે. ખેતીનાં સાધનોમાં કાળાબજાર થાય છે. ખેતીનાં સાધનોના ઉત્પાદનમાં લોખંડ મળે પણ તેના કાળાબજાર થાય છે. વેપારીઓ કંટ્રોલનું લોખંડ બજારમાં વેચી મારે છે. એટલે ખેતીના ઉદ્યોગને સિમેન્ટ અને લોખંડ મળતું નથી. ક્વોટાથી લોખંડ આવે છે તેનો ઉપયોગ વેપારીઓ મકાન બાંધવામાં કરે છે. ખેતી માટે તેમને પડી નથી. ખેડૂત વગડામાં લૂંટાય છે. ચોર-ડાકુ ઉપરાંત સરકારના નોકરોથી લૂંટાય છે. બજારમાં કાપડ, લોખંડ વગેરેની ખરીદીમાં પણ લૂંટાય છે. અને કચેરીમાં પણ લૂંટાય છે. ખેડૂતને ચારેકોર લૂંટતો બચાવવાનું પ્રથમ કામ સરકારનું છે અને તે માટે વ્યવસ્થિત યોજના ઘડવી જોઈએ. પ્રધાનોએ શહેરની વાતો છોડી ગામડાનાં ખેડૂતને સમજવા માટે પ્રયત્ન કરવો જોઈએ. અત્યારલગી શહેર પાછળ ઘણા પૈસા ખર્ચાયા છે. હવે ગામડાં અને ખેડૂત તરફ દૃષ્ટિ ફેરવવી જોઈએ. રાજ્યની તિજોરી ભરનાર ખેડૂત અને મધ્યમવર્ગ છે. ઉપલાવર્ગનો તિજોરી ભરવામાં ફાળો નજીવો છે. ૧૯૪૪-૪૫ ના વડોદરા રાજ્યના અહેવાલથી જણાય છે કે ખાતેદાર ખેડૂતની કાચી આવક વાર્ષિક રૂા. ૫૦૦/- છે. તેમાંથી મહેસૂલ ભરવાનું, બીજ ખેવડ, દાડીયા-સાથી વગેરેનો ખર્ચો કરવાનો; બળદો નિભાવવાના, પછી ચોખ્ખી આવક કેટલી રહે ?....... આમ છતાં અમારા રાજ્યધુરંધરો માની બેસે છે કે ખેડૂત ખૂબ કમાઈ ગયો અને દેવામુક્ત બની ગયો.

મારે કહેવું પડે છે કે ખેડૂતના પરસેવાથી ભરેલી તિજોરીમાંથી પગાર મેળવનારા મોટાભાગે ખેડૂતની સ્થિતિથી ભારે અજ્ઞાન છે. ખરીદ વેચાણ સંઘ – દરેક તાલુકાના ખેડૂતોએ પોતાનો માલ વેચવા અને પોતાને જોઈતો માલ ખરીદવા સરકારી ધોરણે દરેક તાલુકામાં એક ખરીદ વેચાણ સંઘ કાઢવો જોઈએ. આ સંઘમાં તાલુકાના ખેડૂતો, વ્યક્તિગત તથા સહકારી મંડળીઓ જોડાય. સરકારે વેપારને ઉત્તેજન આપવાનું છોડી દઈ આવા સંઘને ઉત્તેજન આપવું જોઈએ. આ રીતે જ બજારમાં થતી નફાખોરીને અટકાવી શકાય. કાળાબજાર પર કાપ પાડી શકાય. ગામડામાં નિરક્ષરતા ભારે છે. ગામડાનું શોષણ થાય છે, ગામડામાં રસ્તા નથી, કસ્બાઓ, કચેરીઓ, દવાખાનાં અને મોટી નિશાળો કે બજારને જોડતા રસ્તો નથી. ગામડાની ગ્રામપંચાયત ગામડાનું સ્વરાજ પૂર્ણ સ્વરાજ બને તેવી વ્યવસ્થા કરવી જોઈએ. ગાયધન ગામ ઉછેરે. ખેડૂત ગાય રાખતો થાય તો લાખો રૂપિયા બહાર ઘસડાઈ ન જાય. ખેડૂતોમાં ભાગલા પાડવાની નીતિ છોડો. ખેડૂતો સમજદાર અને સંગઠિત બને તેથી કેટલાકનાં હિત જોખમાય છે, પરંતુ ખેડૂત તો ભલો અને ભોળો છે.

દાસના પ્રમુખપદે (હરિપુરા, અમદાવાદ)માં ઉત્તર ગુજરાત પાટીદાર મંડળની વાર્ષિક સભા મળેલી. ત્યારે તેમણે જણાવેલું કે શીરો ગોળ માં ઇજ્જત નથી. આ ગોળનો રોગ કોણે પેદા કર્યો ? આ રોગ અમદાવાદની પાંચ પટેલ પોળોએ અને અસારવાએ પેદા કર્યો છે. અમદાવાદવાળાઓએ ત્યાં જઈને દીકરીઓના ઢગલા કરવા માંડયા, ત્યારે ગામડામાં કન્યાઓની અછત થઈ. અમદાવાદમાં દીકરી આપી ... ખાતે ગઈ. અહીં દીકરીઓને દુ:ખ પડયાં ત્યારે ત્યાં દીકરાઓ ... કહેવાતા ઊંચા પોતાની મોટાઈ છોડે. જે લોકોને આજ સુધી પણ હલકા ગણ્યા છે તેમને સરખા માને. ગોળનું પાપ પેદા કરવાની જવાબદારી અમદાવાદની છે. એ પાપ લોકોએ કાઢવું જોઈએ. અમદાવાદમાં અમદાવાદી આવે અને ગામડામાંથી અમદાવાદમાં આવે તો કંઈ સુધારો ન થાય તે યોગ્ય નથી. મહાસભાને સાથ આપો અને

સ્વતંત્રતાના આંદોલનમાં રસ લો. 'ખેડૂતોની પ્રગતિને અવરોધશો નહી" નામના લેખમાં તે લખે છે : 'અમે ખેડૂતોનું સંગઠન કરીએ છીએ. અમારે પણ મહાસભા સાથે સહેજ અથડામણ ઊભી થઈ છે. કોંગ્રેસે જે પ્રેમ મજૂરોનાં મંડળો, ગુમાસ્તાઓનાં મંડળો અને કામદારોનાં મંડળો તરફ બતાવ્યો છે તેવો ખેડૂત પ્રવૃત્તિ તરફ રાખે તેવું ચિહ્ન દેખાતું નથી. ખેડૂતોએ સ્વતંત્રતાની લડતમાં ઓછો ફાળો આપ્યો નથી. કોંગ્રેસ ખેડૂતોને ભૂલી છે. ખેડૂત જગનો તાત નહીં દાસ બન્યો છે. મજૂર અને ખેડૂતોમાં ભેદ નથી. ખેડૂત ધોવાઈ જાય એટલે તે મજૂર બને છે. ખેડૂત અને મજૂર એકબીજાને સહાય કરે. હિંદમાં ૬ ટકા મજૂરો માટે કેટલાં છાપાંઓ છે. કેટલી સંસ્થાઓ છે. ત્યારે ખેડૂતો માટે એમાંનું કંઈ જ નથી. કોંગ્રેસના સારા માણસો પણ ખેડૂતની સાચી સ્થિતિ સમજતા નથી. ખાવા ખૂટયું ત્યારે મિલોમાં કાંડલા ચૂસવા ખેડૂત શહેરમાં આવ્યો. ખેડૂતોમાં જાગૃતિ ન આવે એટલે ઘણા લોકોએ છેતરપિંડી કરી છે. ખેડૂતોમાં જલદી ઘડપણ આવે છે. શહેરની શેઠાણીઓ તાજી દેખાય છે. ખેડૂત ગરીબાઈમાં જીવે છે. ખેતીમાં નફો થતો નથી. આપણા રાજાઓ પણ એમ કહેતા કે, 'ખેડૂત અમારું કરોડરજ્જુ છે.' રાજાઓ ગયા પણ ખેડૂત ઊંચો ન આવ્યો. ખેડૂતનું રાજ્ય અમારું કહેનારા ચોરાટીઆના દલ્લા છે. ખુદ ખેડૂતો અને મજૂરો જાગશે તો જ ખેડૂત અને મજૂરનું રાજ થઈ શકશે. ખેડૂત અને મજૂરના ટેકા સિવા કોઈને મ્યુનિસિપાલિટી કે ધારાસભાની ખુરશી મળે તેમ નથી. ગ પક્ષ હોય તેને કહેજો કે અમે આજ સુધી છેતરાયા છીએ. પણ અમારે છેતરાવું નથી." આ ઉપરાંત 'સમયની સાથે સાથે' અને 'અ શ્રદ્ધા મગજની નબળાઈ લાવે છે' જેવા લેખો પણ દાસકાકાએ 'ધરત લખ્યા હતા. 'અન્યાયનો સામનો કરે તે મરદ' અને 'સિદ્ધપુર જશો નહીં, સજ્યા ભરશો નહીં.' જેવા લેખો પણ તેમણે લખેલા છે. 'કંકુ પગલાં' અને 'લગ્ન એ પવિત્ર સંસ્કાર', 'અન્યાય જુલ્મ સામે યુવાનો માથું ઊંચકે', 'સત્યાગ્રહ કરો', 'કોણ ચડે', 'જમાનો પલટાયો

પણ' વગેરે લેખોમાં યુવાનોને સમાજના અન્યાય સામે માથું ઊંચકવા માટે આહ્વાન કર્યું હતું. આ ઉપરાંત ગોળ પંચોના નિયમો માટે તેમણે એક મુદ્દો પણ તૈયાર કર્યો હતો. તે વિધાનસભામાં રજૂ કરવા માગતા હતા.

દરેક જ્ઞાતિમાં નાના મોટા ગોળ હોય છે. તેના આગેવાનો બંધારણ વિના મનસ્વી રીતે વહીવટ કરે છે. ભારે દંડ પાંચ દશ હજાર રૂપિયાનો કરે છે. દંડ કરતાં પહેલાં ગોળનો શિસ્તભંગ અગર ગુન્હો કર્યાની વિગત આપવામાં આવતી નથી. દંડની રકમની પાવતી આપવામાં આવતી નથી. હિસાબ રાખવામાં આવતા નથી. હિસાબ પ્રસિદ્ધ કરવામાં આવતા નથી. ગોળ ઠરાવેલ ગુન્હેગારનો બહિષ્કાર કરે છે, એટલું જ નહીં પણ એના સઘળા સગોત્રોનો પણ બહિષ્કાર કરે છે અને તેમના ત્યાં સારા ખોટા પ્રસંગોમાં સગો ભાઈ પણ હાજરી આપે તો એને ગુન્હેગાર ઠરાવી ભારે દંડ વસૂલ કરવામાં આવે છે.

આથી ગોળ બંધારણપૂર્વક ન્યાયયુકત ચાલે અને આગેવાનો ચલાવે તે હેતુથી નિયમન કરવાની જરૂર હોઈ, આ વિધેયકમાં જોગવાઈ કરવામાં આવે છે.

૧. આ અધિનિયમને 'ગુજરાત ગોળ નિયમન અધિનિયમ–૧૯૮૨' કહેવાશે.

૨. આ અધિનિયમ સમગ્ર ગુજરાત રાજ્યને લાગુ પડે છે ને સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થયેથી અમલમાં આવશે.

૩. ગોળ એટલે વ્યક્તિઓનો સમૂહ અને તેમાં પંચ તેમજ અન્ય નામે ઓળખાતાં મંડળો જેમાં કન્યાની આપલે અમુક વ્યક્તિઓની અંદર કરવાની હોય તેમજ અન્ય બાબતો હોય તેનો સમાવેશ થાય છે.

૪. દરેક ગોળે તેનું બંધારણ કરવું જોઈએ અને તેમાં એવી કોઈ કલમ આવવી નહીં જોઈએ કે જે વર્તમાન કાયદાની

વિરુદ્ધની કે નીતિનિયમની વિરુદ્ધની હોય. દરેક ગોળે તેનું બંધારણ છપાવવું જોઈએ અને જે માગે તેને તેની કિંમત રૂા. ૫ લઈ આપવું જોઈએ. બંધારણમાં શિસ્તભંગ અગર ગુન્હાની વિગતની અને વધુમાં વધુ કેટલી શિક્ષા કરવામાં આવશે તેની સ્પષ્ટ કલમો હોવી જોઈએ.

૫. દરેક ગોળ અઢાર વર્ષ ઉપરાંતને વધુમાં વધુ બે વર્ષ માટે સભાસદ તરીકે નોંધશે અને તેનું લવાજમ રૂા. ૫ કરતાં વધુ રાખી શકશે નહીં. સભાસદ લવાજમની પાવતી ગોળના મંત્રીની સહીથી આપવાની રહેશે.

૬. ગોળના સભ્યો જુદા જુદા ગામમાં વહેંચાયેલા હોય તો દરેક ગામના સભાસદોને પ્રતિનિધિત્વ મળે એ રીતે ગામ દીઠ કારોબારી–પ્રતિનિધિ મંડળની ચૂંટણીની વ્યવસ્થા કરવાની રહેશે અને એ રીતે ચૂંટાયેલા પ્રતિનિધિઓનું કારોબારી મંડળ બનશે.

૭. કારોબારી મંડળ ગોળનું બંધારણ ઘડી મંજૂર કરશે અને તે મંજૂર થયેથી અમલમાં આવશે.

૮. કારોબારી તેમના પૈકીમાંથી પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી તેમજ સહમંત્રી પસંદ કરશે અને ગોળના પ્રમુખ, ઉપ-પ્રમુખ, મંત્રી, સહમંત્રી ગણાશે.

૯. મંત્રી ગોળનો હિસાબ રાખે, પાવતી ઉપર સહી કરશે અને પ્રમુખના સૂચનથી કારોબારીની સભા બોલાવશે અને જરૂર જણાય તો કારોબારીની સમગ્ર સભા બોલાવશે ને તેમાં કામ કરવાની વિગતો આમંત્રણ પત્રિકામાં જણાવશે.

૧૦. ગોળનાં નાણાં ગોળના નામે સિડયુલ બેંકમાં અગર સહકારી બેંકમાં જમા મૂકવામાં આવશે અને તેની આપ–લે

કરવાનો અધિકારી કારોબારી હોદ્દેદારો પૈકી ત્રણને આપશે અને બે જણની સહીથી ખાતું ઓપરેટ કરી શકાશે.

૧૧. ગોળના સભાસદ વિરુદ્ધ શિસ્તભંગ કે ગોળના બંધારણ હેઠળ ગુન્હો કર્યા માટે પગલાં લેતાં પહેલાં તેને લેખિત નોટીસ આપવામાં આવશે અને તેમાં સભાસદે કરેલ શિસ્તભંગની વિગત અને ગોળના બંધારણની અમુક કલમ હેઠળ ગુન્હો કર્યાનું જણાવવામાં આવશે અને તેને ખુલાસો કરવા દસ-પંદર દિવસની મુદત આપવામાં આવશે. સભાસદનો લેખિત ખુલાસો આવ્યા પછી કારોબારી મંડળ તેઓ પૈકીમાંથી એક, સભાસદનો ચાલે અને એક તટસ્થ ગોળ બહારનાનું પંચ નિમવામાં આવશે અને પંચ પક્ષકારોનો લેખિત જવાબ લઈ નિર્ણય કરશે.

૧૨. પંચના ઠરાવ વિરુદ્ધ કારોબારીમાં વિવાદ થઈ શકશે અને કારોબારી પક્ષકારોના ખુલાસા લઈ નિર્ણય કરશે.

૧૩. પાવતી આપ્યા સિવાય સભાસદ ફી લેવામાં આવે તો મંત્રીનો રૂા. ૫૦૦/– સુધી દંડ થઈ શકશે.

૧૪. બંધારણ ઘડ્યા સિવાય અને કારોબારીએ મંજૂર કર્યા સિવાય ગોળની કારોબારી કોઈ પણ નિર્ણય કરશે તો નિરર્થક ગણાશે અને એવા નિર્ણય કરવામાં ભાગ લેનાર દરેક સભ્ય રૂા. ૨૦૦૦ સુધી દંડને પાત્ર થશે અને હોદ્દેદારો રૂા. ૨૦૦૦ સુધી દંડ અને ત્રણ માસની સાદી કેદને પાત્ર થશે.

૧૫. ગોળનો હિસાબ આપવામાં ના આવે અને ગોળનાં નાણાં સિડ્યુલ બેંક અગર સહકારી બેંકમાં જમા કરાવવામાં નહીં આવે તો ગોળના મંત્રીને રૂા. ૧૦૦૦ સુધી દંડ તથા છ માસ સુધીની કેદને પાત્ર થશે.

૧૬. ગોળ બક્ષીસ અગર દંડની રકમ અગર અન્ય કોઈ રકમ લે અને પાવતી આપવામાં ના આવે તે પ્રસંગે ગોળના હોદ્દેદારો રૂા. ૧૦૦૦નો દંડ અને છ માસ સુધીની કેદને પાત્ર થશે.

૧૮. કલમ ૧૨, ૧૪, ૧૫, ૧૬ હેઠળના ગુન્હાની ફરિયાદ પહેલાં ન્યાયાધીશની કોર્ટમાં થઈ શકશે અને ન્યાયાધીશ આ મુકદ્દમા સમરી ચલાવશે.

૧૮. પહેલા તબક્કાના ન્યાયાધીશના નિર્ણય વિરુદ્ધ અપીલ અગર રીવીઝન ક્રિમીનલ પ્રોસીજર કોડ અન્વયે થઈ શકશે.

૨૫-૧૦-૧૯૮૨ —પુરુષોત્તમદાસ પટેલ

બ્રાહ્મણ, વાણિયા, મુસલમાન કે હરીજનનાં લગ્નમાં આપણે જઈએ છીએ અને જમવા બેસીએ છીએ. પણ તમારો ગોળ તો કેવો ? ગોળની બહાર કન્યા આપે તેના ઘેર જમાય નહિ. આ તો કેવો રિવાજ ? આપણે આપણો પણ સુધારો કરવો પડશે. ગોળવાળાઓ ઉપર ફરિયાદ થાય તો તે ઠેકાણે આવી જાય છે. અમારે કોઈ ગોળ નથી. અમે ગમે ત્યાં દીકરા-દીકરી પરણાવી શકીએ છીએ. મહેસાણા જિલ્લાના અબ્દુલ્લાઓ અહીં આવીને સૈયદ બની ગયા છે, થોડા પૈસા કમાયા એટલે ઠઠારાઓ અપનાવ્યા છે. કાલે જેમની કશી જ કિંમત ન હતી તે આજે શહેરના રિવાજો અપનાવીને કુલીન બની ગયા છે. ખોટા રિવાજોને લીધે બહેનોને આપઘાતો કરવા પડે છે. જે સામે ચાલીને માગે તેના ત્યાં દીકરી અપાય નહીં, ને જો દીકરી આપીએ તો તે કદી સુખી થાય નહીં. દીકરીને આપવામાં જરાય વાંધો નથી, પણ રિવાજ તરીકે એક પૈસો પણ આપવો ના જોઈએ. છોકરીને પહેલાં ભણાવો. છોકરી ભણશે તો બે ઘર સુધરશે. સ્ત્રીઓમાં બહાદુરી અને નીડરતા આવે તેવું કરો.

## 'ખેડૂત' અને રાષ્ટ્રધર્મમાં વ્યક્ત થતા દાસના વિચારો :

'ખેડૂત' ખેડૂતલક્ષી સાપ્તાહિક હતું. 'ખેડૂત'માં અને 'રાષ્ટ્રધર્મ'માં

ક્યારેક માહિતી અને લેખો એકસરખા પ્રકારનાં આવતાં હતાં. ખેડૂતમાં જિલ્લા, તાલુકા અને ગામડામાં ખેડૂતની જે પરિષદો ભરવામાં આવતી તેની માહિતી આપવામાં આવતી. સિદ્ધપુર તાલુકા, ભાલ નળકાંઠા, ગોંડલ, કચ્છ, સુરત, વડોદરા, બારડોલી, કલોલ, કડી, બનાસકાંઠા, સાબરકાંઠા, પાટણ, મોખાસણ અને રાધનપુરમાં જે જે ખેડૂત પરિષદો ભરાઈ તેની વિગતો આ મુખપત્રમાં જોવા મળે છે. અખિલ ભારત કિસાન સભા બીહટામાં જોગેશચંદ્ર ચેટરજીના પ્રમુખપદે મળી, તેની માહિતી પણ 'ખેડૂત'-માં છપાયેલી. સરકારની ખેડૂત પ્રત્યે જે નીતિ હતી તેની ઝાટકણી, ભેલાણ, દુકાળ, ઢોરોના રોગો, બિયારણ, વૈજ્ઞાનિક ખેતી વગેરે માહિતી પણ ચર્ચવામાં આવતી. જાગીરદારી પ્રથાનો અંત લાવતું બિલ, ગણોત-ધારાની બાબત, અંદાજપત્ર પરની ચર્ચા, જમીન ટોચમર્યાદા, રાજ્ય પુનર્રચનાનું બિલ, તેમજ ગૌહત્યા બંધ કરવાનું બિલ વાચકો માટે જિજ્ઞાસાભર્યું બની રહેતું. ૬–૧૨–૫૪માં દાદુભાઈ અમીનના પ્રમુખ-પદે મળેલી અમદાવાદ જિલ્લા ખેડૂત પરિષદ, મહાગુજરાતની લડતનો અહેવાલ, તેમજ મહાગુજરાત ખેડૂત સંઘની માહિતી, અસ્પૃશ્યતા નાબૂદીની વિગતો આ પત્રમાં છપાતી. ઉપરાંત પત્રકાર શામળદાસ ગાંધી અને ઠક્કરબાપા તેમજ બીજા રાજકીય નેતાઓની અવસાન નોંધો પણ લેવામાં આવતી. આ પત્રમાં ખાસ કરી સીતારામ શર્મા, ડૉ. સુમંત મહેતા, પિતામ્બર પટેલ, મણિભાઈ ધૂળાભાઈ, સાંકળચંદ પટેલ, ધનાભાઈ વકીલ, નારણભાઈ કાસવાવાળા, અંબાલાલ પટેલ, મગનભાઈ પટેલ લેખો લખતા હતા. પ્રો. રંગા દ્વારા દિલ્હીમાં ભારતીય ખેડૂત સભાનું આયો-જન કરાયું હતું, અને ભારતભરના ખેડૂતોએ તેમાં હાજરી આપી હતી. તેની વિગતો પણ આપવામાં આવતી. પુરુષોત્તમદાસ અને તુલસી-દાસ ગુજરાતમાંથી ચૂંટાયેલા હતા, એટલે તેમના પ્રવાસો અને ગુજ-રાતના ચૂંટાયેલા પ્રતિનિધિઓએ પાર્લામેન્ટમાં શું કામ કર્યું છે તેનો પ્રશ્નોત્તરી રૂપે વિગતે કોઠો આપવામાં આવતો; જેથી નિષ્ક્રિય ચૂંટાયેલા સભ્યો તરફ મતદારોનું ધ્યાન જતું. પ્રો. રંગાએ તેમના અધિવેશનમાં

જણાવેલું કે ભારતની સંસદમાં જો ખેડૂતોનો પક્ષ હોત તો કોંગ્રેસ સરકારે છેલ્લાં ચાર વર્ષમાં જે કર્યું છે તે કર્યું ન હોત. શ્રી નારણભાઈ પટેલે ખેડૂતોનો ઉદ્ધાર 'શામાં' નામના લેખમાં ગુજરાત પ્રાદેશિક સમિતિની દ્વિમુખી નીતિની ઝાટકણી કાઢતાં લખ્યું છે : 'ગુજરાત કોંગ્રેસ મજૂરોના પગ ચૂમે છે અને ખેડૂતોને લાત મારે છે.' ખેડૂત વડાપ્રધાન બને તે શહીદ થવાની પૂર્વ સંધ્યાએ ઉચ્ચારાયેલ બાપુનું સ્વપ્ન નિષ્ફળ ગયું. ચૂંટણી વખતે ઉમેદવારોની ફોટા સાથે વિગતો પણ આપવામાં આવતી. કોંગ્રેસ અને ખેડૂત મંડળના સંબંધોનાં કેટલાંક ઠઠ્ઠાચિત્રો પણ રજૂ થતાં. દાસકાકાએ અઠવાડિક 'ખેડૂત' ૫-૧૨-૪૮ના રોજ શરૂ કર્યું. કારણ તેમને લાગતું હતું કે સ્વરાજ પછી દેશ બાપુના પગલે ચાલે તેમ લાગતું નથી. એટલું જ નહીં પણ કોંગ્રેસ ખેડૂતોનું ભલું કરી શકે તેમ નથી, તે સ્થાપિત હિતોની જ રક્ષા કરે તેમ છે. ઘણાં વર્ષો સુધી તેમણે આર્થિક બોજો ઉઠાવીને પણ આ વૃત્તપત્ર ચલાવ્યું. તેના ઉદ્દેશો સ્પષ્ટ હતા. 'ખેડૂત'માં ગામડાં અને ખેડૂત–ખેતીને લગતા પ્રશ્નો ચર્ચાય. 'ખેડૂત' દર ગુરુવારે પ્રગટ થતું. તે વાંચવાનો ખેડૂતોને આગ્રહ કરવામાં આવતો. ખેડુત મંડળના દરેક ખેડૂત સભાસદ બને. ખેડૂતપ્રવૃત્તિ કોંગ્રેસ સાથે સુમેળ રાખે. ગામડામાં રચનાત્મક પ્રવૃત્તિઓ કરે અને રાષ્ટ્રપિતાના સ્વપ્નને સાકાર બનાવે. ગામડાંમાં અને ખેડૂતોમાં સાચું રાજકીય જ્ઞાન ફેલાવવામાં લોકશાહી નિર્ભય બને છે.

'રાષ્ટ્રધર્મ' પણ અઠવાડિક તરીકે ૧૦–૧૦–૫૧ના રોજ શરૂ કર્યું. તે ઘણાં વર્ષો સુધી ચલાવ્યું. તેમાં ખાસ કરી રાજકીય પ્રવૃત્તિઓના અહેવાલ ઉપરાંત દાસકાકા, તુલસીદાસ શેઠ અને રામદાસ શેઠે ધારાસભા કે લોકસભામાં ગુજરાતના પ્રશ્નો ઉઠાવ્યા તેની ચર્ચા આવતી. અહેવાલો છપાતા. ઉત્તર ગુજરાતની જરૂરિયાતો અને મુશ્કેલીઓ પણ પ્રગટ કરવામાં આવતી. વિકાસની તકોની ચર્ચાઓ તેમાં થતી. તેના ઉદ્દેશમાં આ પત્ર સ્વતંત્ર, નીડર, પત્રકારત્વ તરીકે કામ કરશે. 'રાષ્ટ્રધર્મ' જીહજૂરિયાવાળાઓનું મુખપત્ર ન હતું. રાષ્ટ્રઉત્થાનની ચર્ચા કરતું અઠવાડિક હતું. આ બંને

અઠવાડિકોનું લવાજમ ઘણું ઓછું હતું. એકલે હાથે બબ્બે અઠવાડિક ચલાવવાનું ભગીરથ કાર્ય તેમણે કર્યું હતું. વકીલાતનો ધંધો તથા સામાજિક–રાજકીય પ્રવૃત્તિઓ ભરપૂર ચાલ્યે જતી હતી. તેમાં બબ્બે સાપ્તાહિકનો ભાર – માત્ર સંચાલનનો, તંત્રીનો જ નહીં પણ આર્થિક ભાર વહેવો ભારે હતો. છતાં તેઓએ સહજ રીતે નિભાવેલ. આ બન્ને મુખપત્રોમાં ખેડૂતોના પ્રશ્નો ચર્ચી, સમાજ અને સરકારનું ધ્યાન દોરવાની ફરજ પાડતા. આમ તો 'પત્રકારત્વ અને દાસકાકા' વિષય ઉપર જ આખું પુસ્તક થાય તેટલું સાહિત્ય ઉપલબ્ધ છે. આપણે તો માત્ર અહીં તેમની થોડીક શૈલીનો ખ્યાલ આપીશું.

રૈયતવારી અને વેઠપ્રથા તથા બાળલગ્નના વિરોધની ઘણી પુસ્તિકાઓ પણ દાસકાકાએ પ્રગટ કરી હતી. શ્રી રામલાલ કિલાચંદ મુંબઈ ધારાસભામાં જે પ્રશ્નો રજૂ કરતા તે અંગેની માહિતીપ્રદ પુસ્તિકા પ્રગટ કરી હતી. તેમના અઠવાડિકમાં સીતારામ શર્મા, ચંદ્રભાઈ ભટ્ટ, નારાયણ પટેલ, નટવર પટેલ, ધનાભાઈ વકીલ, સાંકળચંદ પટેલ, ત્રિભોવન પટેલ, મગનભાઈ પટેલ અને આત્મારામ પટેલ ધારદાર લેખો લખતા હતા. મગનભાઈએ તો સહતંત્રીની જવાબદારી પણ નિભાવી હતી. દાસનાં પુત્રવધૂ કુન્તાબહેન, ત્રિભોવન પટેલ અને નારાયણ પટેલે પણ તંત્રી તરીકે અને સહતંત્રી તરીકે સેવાઓ બજાવી હતી. કુન્તાબહેને તો સ્ત્રીઓના પ્રશ્નોને વાચા આપવા સ્ત્રીઓ અને બાળકોની કોલમ શરૂ કરી. કુન્તાબહેનને પિયર પક્ષે અને સ્વસુર પક્ષે નીડરતા અને સુધારાનો વારસો મળ્યો હતો. તેમના બા અનસૂયાબેન સુધારક હતાં. 'ખેડૂત'ના પ્રથમ અંકમાં અગ્રલેખમાં લખ્યું હતું: 'ખેડૂત મંડળોને કોંગ્રેસની રાજકીય દોરવણી ખપે છે. છતાં કોંગ્રેસે મંડળની ટીકા કરી.'

'રાષ્ટ્રધર્મ'ની કટારોમાં રાજકીય પ્રશ્નોની છણાવટ તો ખરી જ, તેમજ તુલસીદાસ, પુરુષોત્તમ પટેલ અને રામદાસ વગેરે મુંબઈ વિધાનસભા અને પાર્લામેન્ટમાં જે પ્રશ્નો રજૂ કરે તેના ગુજરાતી અનુવાદો આ મુખપત્રમાં છપાતા. પોતાના મતવિસ્તારના પ્રવાસો પણ 'મારો પ્રવાસ'

એ નામે લેખમાં સંપૂર્ણ માહિતી આપવામાં આવતી. ચા-પાણીમાં સમય ન બગાડવા મતદારોને વિનંતી કરવામાં આવતી. આ ઉપરાંત 'છેલ્લું પાનું', 'બાળવિભાગ' ધ્યાન ખેંચે તેવાં હતાં. કટાક્ષ લેખો 'નથાકાકાનો ડાયરો', 'બાપુજીની બકરી લખે છે કે' જેવા હાસ્યપ્રધાન લેખો આમાં છપાતા હતા.

વડોદરા રાજ્યની ધારાસભામાં શ્રી પુ. ર. પટેલે ભાષણ આપતાં જણાવ્યું હતું કે, "આપણે સાંભળતા હતા કે આપણે ત્યાં જનતાની સરકાર થવાની છે. ગામડાની સરકાર થવાની છે. ખેડૂતોની સરકાર થવાની છે. એવું આપણે આપણા રા. રા. ચુનીભાઈ સાહેબનાં ભાષણોમાં ઘણી વખત સાંભળ્યું હતું. પરંતુ આજે આપણી આગળ રજૂ થયેલું આખું બજેટ જોઈએ તો તેમાં ગામડાંને માટે કે ગામડાંની પ્રજા માટે શું છે? આમાં તો બરોડા સિટી ડેવલપમેન્ટ માટે રૂા. અડધો લાખની યોજના છે. બરોડા વૉટર વર્કસ ડેવલપમેન્ટ માટે રૂ. ૧।। લાખની યોજના છે. પરંતુ ગામડાંના ડેવલપમેન્ટ માટે કોઈ જગ્યાએ એક પૈસો પણ છે? શહેરોમાં જ્યાં સુધરાઈની હદ છે, મોટા કસ્બાઓની હદ છે, ત્યાં બધું કરો છો પરંતુ ગામડાં માટે શું કર્યું છે? મોટું મીંડું....હા કર્યું છે. ગામડાંમાં ફક્ત પ્રાથમિક શાળાઓ, પાંજરાપોળની હાલત જેવી અમારાં ગામડાંઓની શાળાઓ છે.

ગામના ચાકરીઆત નોકરોને પગાર આપો છો પણ તે તો જમીન મહેસૂલ વસૂલ કરવાનું તમારું કામ કરે છે માટે, અને ખર્ચ માત્ર ગામડાના નામે પડે છે. વહીવટદારને પગાર આપવામાં આવે છે તે શા માટે? વહીવટદારો ગામડાંની પ્રજાનાં સુખ અને સલામતી માટે છે પરંતુ ગામડાંનું ડેવલપમેન્ટ થાય એવી આ બજેટની અંદર શું સગવડ છે?

મને એવું કાંઈ આમાં છે—એવું બતાવી આપો તો ખરેખર ખુશી થઈશ.

એમ કહેવામાં આવે છે કે ગામડાંના લોકો સુખી થયા છે. ખરેખર તેવું હોય તો ખુશી થઈશ પરંતુ હું કેટલાક આંકડા આપણી

આગળ મૂકું છું તેના ઉપરથી ગામડાની હાલત શું છે તેની આપને ખાત્રી થશે........આપણે સને ૧૯૪૦નો સેસન્સ રિપોર્ટ જોઈએ તો તે વખતે એકંદર ૫૧ ગામડાંઓની સર્વે કરવામાં આવી હતી. તેમાં ૮૦૮૧ ઘરો હતાં. તેમાંથી ૪૯૯૫ ઘરો તો એક ઓરડીના રાજમહેલો હતા અને તેમાં ૨૩૫૪૩ માણસો વસે છે. આવી હાલતમાં અત્યારે ખેડૂતો રહે છે તે ખેડૂતો સુખી થઈ ગયા છે ? એક જ ઓરડીમાં રહેવાનું, દીવાનખાનું એ જ, રસોડું એ જ, એટલું જ નહીં પણ ઢોર બાંધવાની જગ્યા પણ એમાં જ, અને તેને ચાર માટીની દીવાલો અને એક છાપરું, છતાં ખેડૂતો સુખી થઈ ગયા છે એમ માનવું બરોબર નથી. આજે આપણે સ્વરાજ્ય મેળવ્યું છે તે ગામડાને માટે જ છે તેથી ગામડાંઓ માટે વધારે પૈસા ખર્ચ કરવા જોઈએ. હું જાણું છું કે હમણાં જ ૪ થી તારીખે આપે હોદ્દા સ્વીકાર્યા છે તે પહેલાં આ બજેટ તૈયાર થયેલું હશે, તેથી એ ભૂલ આપણી છે એમ હું કહેવા માગતો નથી. તેમજ આ દોષ અમારી સરકારનો છે એમ પણ હું કહેતો નથી. પરંતુ ભવિષ્યમાં વધારેમાં વધારે પૈસા આ ગામડાના ગરીબ લોકોને માટે વપરાય તેવા આપ પ્રયાસ કરશો એવી હું આશા રાખું છું........ ઉપયોગ થયો એમ કહેવાશે અને ત્યારે જ અમોને સંતોષ થશે. બીજું ઘણું બોલવાનું મને મન થાય છે પણ હું બોલતો નથી. અમારા મહેસાણા પ્રાંતના લોકોને કડવું બોલતાં આવડે છે અને કડવું બોલવામાં જ અમો ટેવાયેલા છે. સારું સારું બોલનારા ૯૯ ટકા હોય છે પરંતુ જ્યારે ખરું બોલવું હોય ત્યારે, કડવું બોલવું પડે છે. અમારા પ્રાંતની હાલત બહુ ખરાબ છે, હમણાં જ મારી પાસે એક રિપોર્ટ આવ્યો છે કે કડી વિભાગમાં બે શેર બાજરી મળતી હતી અને તે માટે પાંચ પાંચ છ છ ગાઉથી તેને માટે લોકો આવે છે. અમારા ત્યાં લોકો પાસે હવે બે માસ જેટલી પણ સગવડ નથી.......અમો અત્યાર સુધી લડતા હતા સને ૧૯૩૯માં મને પ્રજામંડળે જમીન મહેસૂલ તપાસ સમિતિમાં

નીમી માન આપ્યું તે વખતે અમારા ચુનીભાઈ હંમેશ અમારી પાસે આવતા – જતા હતા. જમીન મહેસૂલ વધારે છે તે કમી કરવું જોઈએ એવી જાહેરાતો કરી ઠરાવો કર્યા અને તેના લીધે લોકોએ મત આપ્યા. લોકો એમ માને છે કે હવે જમીન મહેસૂલ કમી થશે, ચૂંટણીનો ઢંઢેરો થયો. લોકોએ મત આપ્યા, પરંતુ જમીન મહેસૂલ ઘટાડવામાં આવ્યું નહીં. અમોએ લોકોને કહ્યું કે પ્રજાસંડળની સરકાર આવવા દો, બધું થઈ જશે. છતાં પણ આ બજેટમાં તે બાબત કાંઈ જ નથી. આ વખતે ના થયું હોય તોપણ આવતી સાલે તેમ કર્યા સિવાય એટલે તે બાબતમાં વિચાર કર્યા સિવાય છૂટકો નથી.

ખેડૂત મંડળના સભાસદોની નિમણૂકની બાબતમાં દાસકાકાએ તેનો વિરોધ કરેલો અને 'ખેડૂત'માં લખેલું :

ખેડૂત મંડળના સભાસદોને :

હિંદની આઝાદીની લડતો લડાતી હતી તે વખતે વર્ગીય હિતોની સાચવણી માટે મંડળો નીકળ્યાં હતાં. દેશમાં વર્ગીય ઘણાં મંડળો છે. મજૂરોનાં હિત સાચવવા મજૂર મહાજનો છે. મિલમાલિકો તેમના હિત માટે મિલમાલિક મંડળ ચલાવે છે પોસ્ટ અને રેલ્વેના કામદારો એમના હિતની જાળવણી માટે એમનાં મંડળો ચલાવે છે. ભાડુઆત મંડળ, વીજળી કામદાર મંડળ, વેપારી મહાજનો, સરકારી નોકર મંડળ વગેરે અનેક મંડળો કામ કરે છે. આ મંડળોનાં બંધારણ મંજૂર કરાવી લેવા કદી કહેવામાં આવ્યું નથી. કોંગ્રેસ બધાની હોવા છતાં વર્ગીય મંડળો નીકળ્યાં છે અને તેમાં કોંગ્રેસના માણસો કામ કરે છે તે સામે કોંગ્રેસે કદી વાંધો લીધો નથી.

દેશમાં આઝાદીની લડત કાળમાં ખેડૂતોએ મંડળો રચ્યાં નહીં. કોંગ્રેસને વફાદાર થઈ દેશની આઝાદીની લડતમાં ફાળો આપવામાં ગૌરવ માન્યું.

દેશ આઝાદ થયો. વડોદરામાં પ્રજાકીય પ્રધાનમંડળ આવ્યું. ખેડૂતોને પણ સંગઠન સાધવાનું મન થયું. કોંગ્રેસને પણ ખેડૂત સંગઠન

આપે છે. ખેડૂત સંગઠન એ સક્રિય સભાસદને માટે અનેક કામો પૈકી એક કામ છે.

કૉંગ્રેસ ખેડૂત રાજ સ્થાપવા માગે છે. ખેડૂતોમાં જાગૃતિ સિવાય અને તેમના સંગઠન સિવાય ખેડૂત રાજ કેમ સ્થપાશે? ખેડૂતો ખેડૂત મંડળો સ્થાપવા માંડ્યા. કૉંગ્રેસની રાજકીય દોરવણી ખેડૂતોએ સ્વીકારી. આર્થિક અને સામાજિક ઉન્નતિ સંગઠિત બની. ખેડૂત હિત સાધવા ખેડૂત મંડળો શરૂ થયાં.

ગુજરાતભરનો ખેડૂત જાગ્યો. ઠેર ઠેર ખેડૂત મંડળો સ્થપાયાં.

ખેડૂતોએ કાંધે બેસાડી ઘણાને આગેવાન બનાવ્યા. પોતાના કીમતી મત આપી ધારાસભામાં મોકલ્યા, મોટા પ્રધાનો બનાવ્યા એ માટે ખેડૂતોનો ઉપકાર માનવો જોઈએ.

આમ છતાં ખેડૂતોનાં સંગઠનો ખેડૂત મંડળો તોડવા તેમને વગોવવા પ્રયત્નો થયા. ખેડૂતોના ટેકાથી જે મોટા થયા તેમને ખેડૂત જાગૃતિમાં ઇન્દ્રાસન ડોલતું દેખાયું. ખેડૂત મંડળોની વગોવણીમાં કૉંગ્રેસ અને જનતા સેવા કેટલાકને દેખાવા લાગી.

ખેડૂત મંડળો જાગીરદાર મંડળ છે, કોમી મંડળ છે, કૉંગ્રેસ વિરોધી મંડળ છે વગેરે રીતે વગોવણી શરૂ થઈ. ગુજરાતમાં સૌરાષ્ટ્ર કે યુ. પી. કે બંગાળ જેવી જમીનદારી નથી. ગુજરાતમાં મોટા ખાતેદારો ભાગ્યે જ એક જ ટકો હશે. છતાં ખેડૂત મંડળને જમીનદારોનું મંડળ કહેવું એમાં સત્યાંશ ઓછું છે.

ખેડૂત મંડળમાં જમીનના માલિક અને ખેતમજૂરને સ્થાન અપાય છે. દરેકને સરખા હક્ક છે. દરેકના હિતને માટે ખેડૂત મંડળ છે. ગામડામાં આ બધા એક તાંતણે બંધાયેલા છે. તેમને જુદા પાડવામાં સેવા નથી. એમ થશે તો ગામડામાં આજે જે વર્ગવિગ્રહ નથી, તે જન્મશે. ખેડૂત મંડળો એ સમાજવાદ અને સામ્યવાદની સામે ઢાલ રૂપ છે. કૉંગ્રેસની રાજકીય દોરવણી સ્વીકારવા માગે છે. આમ છતાં ખેડૂત જાગૃત થાય એમાં કેટલાકને ભય લાગે છે અને બુમરાણ મચાવી છે.

પૂ. સરદારસાહેબ વડોદરા પધાર્યા. એમના માથે દેશનું ભારણ વિશેષ છે, છતાં તેમની સમક્ષ ખેડૂત મંડળો સામે ફરિયાદ મૂકવામાં આવી.

મહેસાણા પ્રાંત ખેડૂત મંડળના પ્રમુખ તરીકે મેં અને વડોદરા રાજ્ય કોંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકે જગજીવનદાસે નિવેદનો તૈયાર કર્યાં અને તે છાપવા મોકલી આપ્યાં. કોંગ્રેસ અને ખેડૂત મંડળ એક રાગ રહે અને કોંગ્રેસનું બળ વધે તેવો રસ્તો અમે નક્કી કર્યો. આ નિવેદનો છાપામાં મોકલી આપ્યાં. કેટલાક ભાઈઓને આ ન રુચ્યું. છાપાંને તાર કરી આ નિવેદનો અમે અટકાવ્યાં.

પૂ. સરદારસાહેબને ફરિયાદ કરવામાં આવી. પૂ. સરદારસાહેબ સાથે મકરપુરા મહેલમાં આ સંબંધે વાટાઘાટો થઈ. પૂ સરદારસાહેબે બિનરાજકીય ખેડૂત મંડળ સંબંધમાં મંતવ્ય રજૂ કર્યું અને સલાહ આપી.

આ પછી વડોદરા રાજ્ય કોંગ્રેસ સમિતિના પ્રમુખ સાથે મેં ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખશ્રીને મળવાનું રાખ્યું છે. તેમની સલાહ અને દોરવણી લેવાનું નક્કી કર્યું છે.

દરમ્યાન ખેડૂત મંડળ સંગઠન વિરોધી ભાઈઓ આકાશ-પાતાળ એક કરી રહ્યા છે. ખેડૂતોએ કોંગ્રેસ અને દેશનો એવો તે શો ગુન્હો કર્યો છે કે તેમનાં મંડળોને વગોવવાનું એકમાત્ર સેવાકાર્ય કેટલાક ભાઈઓ કરી રહ્યા છે? તેમને ધીરજ ધરવા વિનંતી કરું છું.

મહેસાણા પ્રાંત ખેડૂત મંડળ બંધારણીય સંસ્થા છે. પચીસ વર્ષ પહેલાંથી તે સ્થપાયેલ છે; આ મંડળના પ્રમુખ તરીકે મને એકલાને મંડળને લગતી બાબતોનો નિર્ણય કરવા હક્ક નથી.

ઉપર જણાવેલી વાટાઘાટો થયા પછી તે હકીકત પૂ. સરદારસાહેબ સાથે થયેલ વાતચીત, વડોદરા રાજ્ય કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી જગજીવનદાસ અને મેં નક્કી કરેલ નિવેદનો વગેરે પૂર્ણ હકીકત મારે

મહેસાણા પ્રાંત ખેડૂત મંડળના વ્યવસ્થાપક સંડળમાં મૂકવી પડશે. આ પ્રશ્ન ખેડૂતના હક્કનો-ખેડૂતો મંડળો સ્થાપી શકે? ખેડૂતો પોતાના મંડળનું બંધારણ ઘડી શકે? વગેરે સવાલ હોવાથી બધી હકીકત મહેસાણા પ્રાંત ખેડૂત મંડળની સમગ્ર સભા બોલાવવી. તેમાં મૂકવામાં આવશે અને છેવટે જ આખરી નિર્ણય લેવામાં આવી.

ખેડુતોને મારી સલાહ છે. ખેડૂતો મંડળીની વગોવણી કરે તો કરવા દો. બધું શાંત રીતે સાંભળ્યા કરો. સહન કરો. સહેજ પણ ઉશ્કેરાટ કરશો નહીં. મગજ શાંત રાખશો. આપણે બધા ભેગા મળી છેવટ નિર્ણય જે થશે તેને આપણે વફાદાર રહીશું.

આ સંબંધમાં મને જે સૂચનો-સલાહ જે ભાઈઓ આપશે તેને હું આવકારીશ.

આપનો
પુરુષોત્તમ ર. પટેલ
પ્રમુખ,
મહેસાણા પ્રાંત ખેડૂત મંડળ.

સરદારસાહેબે દાસકાકાને કહેલું કે કોંગ્રેસ એ ખેડૂતોની નથી તો કોની છે? દાસકાકાને સરદારશ્રીમાં પૂરેપૂરો વિશ્વાસ હતો પણ કોંગ્રેસ મેનો જે રસ્તે જઈ રહ્યા હતા તેનાથી તેમને ચિંતા ઊભી થઈ હતી. એટલે તેમણે ખેડૂત મંડળની પ્રવૃત્તિ ચાલુ રાખી. વડોદરામાં જગજીવનદાસ મહેતા, સરદારશ્રી અને દાસ વચ્ચે ચર્ચાઓ થઈ અને ખેડૂત મંડળની પ્રવૃત્તિ બંધ કરવાની પણ વાત થઈ હતી. અથવા કોંગ્રેસના પૂરક બનીને તે મંડળોએ પ્રવૃત્તિ કરવી તેવું નક્કી થયું હતું છતાં દાસે પોતાની રીતે ખેડૂત મંડળની પ્રવૃત્તિ ચાલુ રાખી હતી. એટલે વડોદરા રાજ્ય કોંગ્રેસ સમિતિના પ્રમુખ જગજીવનદાસ મહેતાએ તેમને એક પત્ર લખ્યો હતો. તે તેમના વિરુદ્ધનો હોવા છતાં દાસે પોતાના મુખપત્રમાં તે છાપ્યો અને તેનો ખુલાસો પણ આપ્યો.

## ખેડૂત મંડળો સ્થાપવાં એ શિસ્તભંગ છે

'ખેડૂત' અઠવાડિક મહેસાણાથી ભાઈશ્રી પુરુષોત્તમદાસ રણછોડભાઈ પટેલના તંત્રીપદે નીકળે છે. ભાઈશ્રી પુરુષોત્તમદાસ વડોદરા રાજ્ય કોંગ્રેસના એક જાણીતા આગેવાન ગણાય છે અને ધારાસભામાં કોંગ્રેસ પક્ષ તરફથી ચૂંટાયેલા છે, મહેસાણા પ્રાંતના સારા વકીલની ગણત્રીમાં આવે છે. એવા એક મારા સ્નેહી પોતાના જ અઠવાડિક પત્રમાં તેમનું અને મારું ખેડૂત મંડળો અંગેનું નિવેદન કે જે તા. ૧૮-૧-૪૯ ના રોજ લખેલું પરંતુ બીજે જ દિવસે તા. ૧૯-૧-૪૯ના રોજ અમે ભેગા મળીને અને એકમતીથી કોઈ પણ પત્રમાં પ્રગટ નહિ કરવાનું ઠરાવ્યું હતું અને તે પ્રમાણે સૌ પત્રોને તેનું પ્રકાશન બંધ રાખવા જણાવેલું અને તેનો બીજા છાપાના તંત્રીઓએ અમલ પણ કરેલો. તે જ નિવેદનો ભાઈ શ્રી પુરુષોત્તમદાસ પોતાના 'ખેડૂત' પત્રમાં તા. ૬-૨-૪૯ ના રોજ પ્રસિદ્ધ કરેલું છે, તે જોઈ મને ઘણું દુ:ખ થયું છે. મારા આવા સ્નેહી અને વકીલ મિત્ર આવું કરવા કેમ લલચાયા હશે તે સમજાતું નથી.

અમારાં નિવેદનો તૈયાર કરેલાં અને તે પ્રગટ કરવા બંધ રાખ્યાં તે પછી તો પૂ. સરદારશ્રીની વડોદરાની મુલાકાત થઈ અને તા. ૨૨-૧-૪૯ના રોજ મકરપુરા રાજમહેલમાં કાર્યકરોના વાર્તાલાપ પ્રસંગે તેઓની સમક્ષ ખેડૂત મંડળોની સ્થાપનાનો પ્રશ્ન રજૂ કર્યો હતો. તે વખતે સરદારશ્રીએ સ્પષ્ટ સલાહ આપી હતી કે કોંગ્રેસ ખેડૂતોની જ છે, અને ખેડૂતોના પ્રશ્નો માટે જુદાં મંડળો કાઢવાની બિલકુલ જરૂર નથી. આવી સ્પષ્ટ સલાહ અને દોરવણી મળ્યા પછી પણ ભાઈ શ્રી પુરુષોત્તમદાસે નિવેદનો પ્રગટ કરી પ્રજાને વમળમાં નાખી છે. ભાઈ શ્રી પુરુષોત્તમદાસ તો, સરદારશ્રીના ચુસ્ત સૈનિક હોવાનો હમેશાં દાવો કરે છે; છતાંયે તેઓ સરદારશ્રીની સલાહ-ની અવગણના કરી ખેડૂત મંડળો સ્થાપવાની ઝુંબેશ ઉઠાવે છે, અને એક યા બીજી દલીલો આગળ કરી કાર્યકરો અને ખેડૂત ભાઈઓની અંદરોઅંદર

જે તડ પાડી રહ્યા છે તે એમના જેવા માટે બિલકુલ શોભાસ્પદ નથી. તેઓ આમ કરીને શિસ્તનો ભંગ કરી રહ્યા છે.

હું આશા રાખું છું કે તેઓ હવેથી પોતાની આ નીતિ બદલી કોંગ્રેસની શિસ્તને વફાદાર રહે એવું વર્તન દાખવશે. તા.૧૯–૨–૪૯

( સહી ) ( સહી ) જગજીવનદાસ ના. મહેતા
મંત્રી, પ્રમુખ,
વડોદરા રાજ્ય કોં. સમિતિ. વડોદરા રાજ્ય કો. સમિતિ.

## ખેડૂત સંગઠન કરવાથી કોંગ્રેસ શિસ્તનો ભંગ થતો નથી

તા. ૧૮–૧–૪૯ ના વડોદરા રાજ્ય કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી જગજીવનદાસનું અને મહેસાણા પ્રાંત ખેડૂત મંડળના પ્રમુખ તરીકે મારું એમ બે નિવેદનો 'ખેડૂત'માં તા. ૬–૨–૪૯ ના અંકમાં છપાયાં તે માટે પૂ. જગજીવનદાસને દુઃખ થાય છે, તેમને દુઃખી કર્યા તે બદલ મને દિલગીરી થાય છે.

ખેડૂત મંડળો ગુજરાતભરમાં છે અને અત્યારે તો લગભગ બધાં ખેડૂત મંડળોમાં કોંગ્રેસીઓ કામ કરે છે. પૂ. સરદારસાહેબ સાથે વડોદરા રાજમહેલમાં વાતો કર્યા પછી થી જગજીવનદાસ સાથે મેં નક્કી કર્યું હતું કે ગુજરાતભરના ખેડૂત મંડળના સંચાલકો અને ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખશ્રી મળે અને ખેડૂત મંડળ અને કોંગ્રેસનો વાદગ્રસ્ત બનેલ પ્રશ્નનો ઉકેલ લાવે.

આ પછી વડોદરા રાજ્યના કેટલાક કોંગ્રેસીભાઈઓએ પ્રચાર કર્યો કે ખેડૂત મંડળો કોંગ્રેસનાં પૂરક નથી પણ હરીફ સંસ્થાઓ છે. શ્રી જગજીવનદાસે તા. ૨૪–૧–૪૯ ના રોજ એક નિવેદન બહાર પાડ્યું અને એને પરિણામે ખેડૂત મંડળો સંબંધે ખોટા ખ્યાલ જનતાને ન આવે અને ખેડૂત મંડળો માત્ર બિનરાજકીય સંસ્થા રહી ખેડૂતોની આર્થિક અને સામાજિક ઉન્નતિ સાધવા માગે છે તે સ્પષ્ટ કરવા ઉપરોક્ત બે નિવેદનો 'ખેડૂત'માં છપાવામાં આવ્યાં છે. આ નિવેદનોથી નીચેની હકીકત

સ્પષ્ટ થાય છે. તા. ૨૪–૬–૪૯ નું શ્રી જગજીવનદાસે નિવેદન પ્રગટ કર્યું ન હોત અને કેટલાક કોંગ્રેસી ભાઈ એએ શ્રી જગજીવનદાસની હાજરીમાં ખેડૂત મંડળો વિરુદ્ધ પ્રચાર કર્યો ન હોત તો નિવેદનો છાપવાની જરૂર ન પડત.

૧. ખેડૂત મંડળો કોંગ્રેસની પૂરક સંસ્થા બનવા માગે છે. કોંગ્રેસની હરિફ સંસ્થા બનવા માગતા નથી.

૨. ખેડૂત મંડળો ધારાસભાની ખુરશીને માટે ઉમેદવારો ઊભા કરવા માગતાં નથી.

૩. ખેડૂત મંડળો કોંગ્રેસની ખેડૂત અંગેની નીતિ સ્વીકારે છે.

૪. ખેડૂત મંડળો પોતાની પરિષદોમાં કોંગ્રેસ સિવાયની બીજી રાજકીય સંસ્થાઓમાં કામ કરનારને નોતરશે નહીં.

૫. ખેડૂત મંડળો કોંગ્રેસની રાજકીય દોરવણી સ્વીકારે છે.

ખેડૂત મંડળોની નીતિ આ બે નિવેદનોમાં સ્પષ્ટ છે. અને તેથી ખેડૂત મંડળો કોંગ્રેસ વિરોધી નથી તેવી સ્પષ્ટતા કરવા આ બે નિવેદનો 'ખેડૂત'માં છપાવવામાં આવ્યાં પણ તેથી મુ. શ્રી જગજીવનદાસને દુઃખ થયું તે માટે જરૂર દિલગીર છું.

વડોદરા રાજમહેલમાં પૂ. સરદારશ્રી સાથે ખેડૂત મંડળો સંબંધી વાટાઘાટ થઈ તેની વિગત પૂરી જનતા સમક્ષ મૂકવા શ્રી જગજીવનદાસને હું વિનંતી કરું છું.

ખેડૂત મંડળો સ્થાપવાની હું ઝુંબેશ ઉઠાવું છું અને તેથી શિસ્તનો ભંગ કરી રહ્યો છું અને મારે મારી નીતિ બદલી કોંગ્રેસની શિસ્તને વફાદાર રહેવું તેવી મને મુ. શ્રી જગજીવનદાસે શિખામણ આપી છે તે બદલ હું તેમનો આભાર માનું છું.

ખેડૂત મંડળો વડોદરા રાજ્ય બહાર ગુજરાતભરમાં સ્થપાયાં છે. અને સ્થપાયે જાય છે. આ કામ કોંગ્રેસના કસાયેલ કાર્યકરો કરી રહ્યા છે. બારડોલી સ્વરાજ આશ્રમમાં ખેડૂત સંઘની ઓફિસ છે. ગુજરાત

પ્રાંતિક સમિતિએ અદ્યાપિ ખેડૂત મંડળો સ્થાપવાં એ કોંગ્રેસની શિસ્તનો ભંગ છે તેવું કહ્યું નથી.

શ્રી પ્રાગજીભાઈ અને શ્રી ખુશાલભાઈ જેવા બારડોલીના ચુસ્તપીઢ કોંગ્રેસીઓ સુરત જિલ્લા ખેડૂત સંઘ ચલાવી રહ્યા છે. કોંગ્રેસ પક્ષે મુંબઈ ધારાસભામાં ચૂંટાયેલા શ્રી મોરારજીભાઈ કરસનજી બારડોલી તાલુકા કોંગ્રેસ સમિતિના પ્રમુખ હોવા છતાં હાલ ખેડૂત સંઘની કારોબારીના સભ્ય છે અને પહેલાં પ્રમુખ હતા.

આ સિવાય સુરત, ભરૂચ, ખેડા, અમદાવાદ પાલણપુર વગેરે જિલ્લાઓમાં ખેડૂત મંડળોમાં કોંગ્રેસના માણસો કામ કરી રહ્યા છે અને તેમ કરી ખેડૂતોમાં કોંગ્રેસની લાગવગ મજબૂત કરી રહ્યા છે.

હજુ સુધી ગુજરાત પ્રાંતિક સમિતિએ ખેડૂત મંડળોમાં કામ કરવાથી શિસ્તભંગ જણાયો નથી.

વડોદરા રાજ્ય પ્રજામંડળ કોંગ્રેસ સાંસ્થાને થોડા માસ જ થયા છે. વડોદરા રાજ્યમાં ખેડૂત મંડળોમાં કામ કરવું એ શિસ્તભંગ મનાય એ વાજબી નથી.

પૂ. સરદારશ્રીનો હું ચુસ્ત સૈનિક હોવાનું જણાવી મુ. જગજીવનદાસે મને માન આપ્યું છે તે બદલ હું તેમનો ઋણી છું. અને ઈશ્વરને મારી હંમેશ પ્રાર્થના છે કે એને હું લાયક રહું. ખેડૂત સંગઠન ન સાધવું, ખેડૂત મંડળો ન રચવાં એમ ખેડૂતોને કહેવું બરોબર નથી એમ મને લાગે છે. હાલમાં જ ગુજરાત વેપારી મહામંડળ સ્થાપવાની પ્રવૃત્તિ કેટલાક કોંગ્રેસી ભાઈઓ કરી રહ્યા છે. બેન્ક કામદાર સંઘ, કામદાર સંઘ, મજૂર મહાજન, સરકારી નોકર મંડળ, શિક્ષક મંડળ વગેરે મંડળો કોંગ્રેસીઓ સ્થાપે છે અને ચલાવે છે તેમાં કોંગ્રેસની શિસ્તનો ભંગ થતો જણાતો નથી, તેવાં મંડળો થાય તે સામે વાંધો લેવામાં આવ્યો નથી.

આમ છતાં ખેડૂત મંડળો–ખેડૂત સંગઠનો ન થવાં જોઈએ એમ કહી ખેડૂતોને આપણે ન્યાય કરતા નથી. ખેડૂતો દેશ અને કોંગ્રેસ પ્રત્યે હંમેશ વફાદાર રહ્યા છે, તેમને ખેડૂત અને ખેતીની સર્વાંગી ઉન્નતિ સાધવા ખેડૂત સંગઠનની ના કેમ પાડી શકાય?

ખેડૂત મંડળોમાં માણસો અગ્રપણે કામ કરે તો તેથી તો કોંગ્રેસની લાગવગ ખેડૂતોમાં મજબૂત થશે.

હિન્દી પ્રધાન મંડળના મજૂર સભ્યના કથન મુજબ શહેરના મિલ મજૂરને સમજાવવા જેટલું એ ખેડૂત સંગઠનનું સહેલું કાર્ય નથી. ખેડૂતોનું સંગઠન કરવું ખૂબ જ કઠીન છે. આજે તો કિસાન જ સાચા અર્થમાં ચુસાયો છે. આ ખૂબ જ કઠીન કામ ખેડૂત સંગઠન કરવાનું અને સાથે સાથે ખેડૂત મંડળો કોંગ્રેસની રાજકીય દોરવણી સ્વીકારી કોંગ્રેસની ખેડૂત અંગેની આર્થિક નીતિ મુજબ કામ કરે તેવું હું કરી રહ્યો છું. છતાં હું કોંગ્રેસની શિસ્તનો ભંગ કરી રહ્યો છું?

મારો ખ્યાલ ખોટો ન હોય તો હું જાણવવાની રજા લઉં છું કે પ્રો. રંગા હિંદભરની કિસાન પ્રવૃત્તિના પ્રેરક અને સંચાલક હોવા છતાં હિંદી મહાસભાના મંત્રી મંડળમાં હતા.

ખેડૂત મંડળો ગુજરાતભરમાં ઘણી સંખ્યામાં છે, ગુજરાત બહાર પણ ઘણાં છે. ખેડૂત મંડળો કોંગ્રેસનાં પૂરક બને; કોંગ્રેસની રાજકીય દોરવણી સ્વીકારે તેમાં કોંગ્રેસનું બળ રહેલું છે. ખેડૂતોનું એમનું સંગઠન સાધવાની અને મંડળો રચવાની મના કરી શકાય નહીં. એમ થાય તો ખેડૂત જનતાના પ્રાથમિક હક્કનો ઇનકાર થાય.

ગુજરાતભરના ખેડૂત મંડળોના સંચાલકોને એકઠા કરી દરેક ખેડૂત મંડળના બંધારણમાં કોંગ્રેસની રાજકીય દોરવણીના સ્વીકારની કલમ દાખલ કરવા આપણે સમજાવી શકીએ અને મને શ્રદ્ધા છે કે આ વાત ખેડૂત મંડળો પણ માન્ય કરશે.

એમ નહીં કરતાં શિસ્તનો કોરડો વિંઝવામાં આવે તો તેથી ખેડૂત જનતામાં અસંતોષ થશે.

ખેડૂત સંગઠન સાધવાના, ખેડૂત મંડળો સ્થાપવાની ઝુંબેશ ઉઠાવવાના કારણે મારા જેવા નાના માણસને શિસ્તના કારણે કોંગ્રેસની બહાર કાઢી મૂકવામાં આવશે. તેથી ખેડૂત મંડળોનો પ્રશ્ન ઉકેલાશે નહીં.

વડોદરા કોંગ્રેસ–પ્રજા મંડળ અત્યારે સત્તારૂઢ છે પણ જ્યારે એને ખાડાખૈયામાં મુસાફરી કરવી પડતી હતી, સરકારનો કોરડો વીંઝાતો હતો તેવા વખતમાં મને પ્રજા મંડળની સેવા કરવાનું અને તેના પડખે ઊભા રહેવાનું માન મળ્યું હતું.

પણ ખેડૂતોમાં અને ગામડાંમાં જાગૃતિ આપવાના અને ખેડૂત મંડળો રચી ખેડૂત સંગઠન સાધવાના મારા કામને લઈ હું કોંગ્રેસની શિસ્તનો ભંગ કરી રહ્યો છું એવું મને કહેવામાં આવે છે ત્યારે મને દુ:ખ થાય છે.

કોંગ્રેસના નવા બંધારણ મુજબ સક્રિય સભાસદ થવા માટે કેટલાંક કામો કરવાનાં ઠરાવ્યાં છે. તેમાંનું એક કામ ખેડૂત સંગઠન છે. ખેડૂત સંગઠન એટલે ખેડૂત મંડળો અર્થાત્ કોંગ્રેસ ખેડૂત સંગઠનની વિરુદ્ધ નથી. પણ ખેડૂત સંગઠન આવકારે છે.

તા. ૨૧–૨–૪૯ પુરુષોત્તમ ર. પટેલ.

તે વખતે વડોદરા રાજ્યની સરકારે ખેતી વિકાસ થાય તે હેતુથી એક મંડળની રચના કરેલી. પણ તેમાં કોઈ સાચો ખેડૂત નહોતો. એટલે દાસકાકાએ 'ખેડૂત'માં લખ્યું : વડોદરા સરકારે ખેતીવાડી ખાતાની નીતિ તથા થતાં કામકાજ અંગે લોકોની સહાનુભૂતિ તથા મત વિગેરે મેળવવા માટે એક ખેતી વિકાસ મંડળ એગ્રિકલ્ચર ડેવલપમેન્ટ બોર્ડ સ્થાપ્યું છે અને તેની જાહેરાત તારીખ ૩૧/૩/૪૯ ની આજ્ઞાપત્રિકામાં કરવામાં આવી છે. આ મંડળમાં આઠ બિનસરકારી સભ્યો નીમવામાં આવ્યા છે તેમનાં નામ :

૧. શ્રી મણિલાલ પ્રભુદાસ પરીખ — વડોદરા.
૨. શ્રી ચિમનભાઈ હરિભાઈ અમીન — વડોદરા.
૩. શ્રી વિજયકુમાર માધવલાલ ત્રિવેદી — મહેસાણા.
૪. શ્રી છોટાલાલ પુરુષોત્તમદાસ પટેલ — મહેસાણા
૫. શ્રી છોટુભાઈ વનમાલીદાસ પટેલ — નવસારી.
૬. શ્રી રણછોડભાઈ જીણાભાઈ પટેલ — ભલસાણા.
૭. શ્રી જગજીવનદાસ નારાણદાસ મહેતા — અમરેલી.
૮. શ્રી મોહનલાલ વિરજીભાઈ પટેલ — અમરેલી.

વડોદરા સરકારનું આયુષ્ય હવે ત્રણ અઠવાડિયાં છે. વડોદરા સરકારના અંત સાથે તેણે નીમેલ સમિતિઓનો અંત આવશે. ઉપરની સમિતિનું આયુષ્ય પણ ત્રણ અઠવાડિયાંનું છે એટલે એની નોંધ લેવા યોગ્ય પણ નથી.

ખેતી વિકાસ મંડળમાં ખેતી કરનારા અને ખેડૂતોમાં કામ કરનારા હોય તો સારું. ખેડૂત અને ખેતીની આબાદીનું કામ કરનારા હોય તો સારું, પણ ઉપરની નામાવલી જોતાં જણાય છે કે તેમાંના મોટા ભાગના સભાસદો ખેડૂત મંડળોનો વિરોધ કરનારા છે.

ખેડૂત મંડળોનો વિરોધ કરવો એ ખેતી વિકાસ મંડળના સભ્ય તરીકે નીમાવવાની લાયકી ગણાવવા માંડી છે, એવી કલ્પના ઉપરની નામાવલી જોતાં લાગે.

વડોદરા પ્રાંતમાં નાના મોટા ખેડૂતો ઘણા છે. સારા પાયા ઉપર ખેતી કરનારા પણ ઘણા છે. કરજણ, પાદરા, પેટલાદ, ભાદરણ, શિનોર, સાવલી વગેરે તાલુકામાં ખેતીના પ્રયોગો ખેડૂતો કરી રહ્યા છે. વડોદરા પ્રાંતમાં ખેડૂત મંડળો પણ છે.

લોકોની સહાનુભૂતિ અને મત જાણવા આ મંડળ રચ્યું. લોકો શબ્દ ખેડૂતો માટે વપરાયો છે. ખેડૂતોની સહાનુભૂતિ અને મત ખેડૂત મંડળ – ખેડૂત સંગઠનના વિરોધ કરનારા સારી પેઠે જાણી શકે એવું

તો સરકારનું માનવું નથીને ?

મહેસાણા પ્રાંતમાં શ્રી છોટાભાઈ પરસોતમદાસને નીમ્યા છે. શ્રી છોટાભાઈ કલોલમાં આશરે બે હજાર વીઘા જમીનના જમીનદાર છે. ભાદરણના વતની છે. માનનીય મગનભાઈ થોડા દિવસ પહેલાં બોલેલા કે ખેડે તેની જમીન. શ્રી છોટાભાઈ જેવા મોટા જમીનદારને એ ખેડૂત ગણતા હશે. શ્રી છોટાભાઈ તરફ મહેસાણા પ્રાંતના ખેડૂતોની લાગણી કેવી છે તેની તપાસ કરવામાં આવી છે કે તેમને ખેડૂતોની સહાનુભૂતિ અને મત જાણવા નીમવામાં આવ્યા '

શ્રી વિજયકુમારની સો પેઢીમાં ખેતી નથ ખેડૂતોનો મત જાણવા માટે આ મંડળ રચવામાં આવ્યું હોય એમ માનવા સરખું નથી.

આપણી વડોદરા સરકારના કેટલાક પ્રધાનો દિલ્હીના પાઠ શીખવા માગતા નથી. પૂ. સરદારસાહેબે પોતાના કામની સફળતા ખાતર બિન-કોંગ્રેસીઓને લેવામાં હિણપદ કોંગ્રેસને લાગ્યું નથી. દિલ્હી પ્રધાન મંડળમાં બિનકોંગ્રેસીઓ છે, દિલ્હી સરકાર સમિતિઓ નીમે છે, તેમાં પક્ષના જ માણસોને નહીં નીમતાં કાર્ય સફળતાનો ખ્યાલ રાખી બિન-કોંગ્રેસી કાર્યદક્ષને નીમવાની કાળજી રખાય છે.

મા. મગનભાઈને ખેડૂત મંડળો એમને ઊંઘમાં પણ પજવતાં લાગે છે. કોડી કચેરીમાં મુલાકાત વખતે પણ ખેડૂત મંડળો અને તેના કાર્યકરો ભૂલતા નથી.

પુરુષોત્તમ પટેલે ૧૯૪૯ના 'ખેડૂત'માં 'શરમ' નામે અગ્રલેખ લખ્યો હતો. હોળીના ઉત્સવે-તોફાને ગામનાં છોકરાં–જુવાનોને ગાંડા કરી નાખ્યા. પરંપરાગત હક્ક હરિજન પાસે અમુક અમુક કરાવ-વાના હક્કની ભાવના જાગૃત થઈ. પરિણામે હરિજનોને રંજાડયા.

હોળી જેવા ધાર્મિક ઉત્સવના પ્રસંગે હરિજન હોય કે અન્ય કોઈ ગરીબને પજવવો, કહેવાતા હક્કની ચુકવણીમાં પજવણી કરવી એના જેવું અધમ કૃત્ય આદરવામાં આવે એ ઓછું શરમજનક નથી.

આવા ઉત્સવ વખતે આપણે રાક્ષસી વૃત્તિ દાખવીએ, અસભ્ય બોલીએ, સત્તાના મદમાં ચકચૂર બની ગરીબોને પજવીએ એના જેવું હીણું બીજું શું હોય?

હરિજનો પ્રત્યે આપણા સમાજે પેઢી ઉતાર અન્યાય કર્યો છે. હરિજન એ માણસ નથી એવું વર્તન આપણે જાણવ્યું છે. હિન્દ હવે આઝાદ થયું છે. આઝાદી એ માત્ર ઉપલા થરને માટે છે એવું માનવાના દિવસો વહી ગયા છે. આઝાદી હિન્દના તમામ માનવીઓને માટે છે. હિન્દનો હરેક માનવી આઝાદ થયો છે.

ગુલામી મનોદશામાં જે જીવે છે, જે બીજાની ગુલામી કરે છે તે જ પોતાનાથી નીચલા થરના લોકોને ગુલામ જેવા માને છે. હરિજનો કે અન્ય ગરીબ વર્ગને આપણે હલકા માનીશું ત્યાં સુધી સમજી લેવું કે આપણા મગજમાંથી ગુલામી ગઈ નથી.

તા. ૧૭-૫-૫૪ ના રોજ પ્રો. રંગાના પ્રમુખપદે મહેસાણા જિલ્લા ખેડૂત પરિષદનું અધિવેશન મળવાનું હતું. તેની પૂર્ણ વિગતો આ બન્ને મુખપત્રોમાં આપી હતી. આ પરિષદનું ઉદ્ઘાટન ભાઈલાલભાઈ (ભાઈકાકા) કરવાના હતા. આ સંમેલનમાં તુલસીદાસ કિલાચંદ શેઠ, એમ. પી., ડૉ. અમુલ દેસાઈ, ઇન્દુલાલ યાજ્ઞિક, જીવણલાલ શેઠ, દાદુભાઈ અમીન વગેરે હાજરી આપવાના હતા. આ સંમેલન મહેસાણાના પરાના ચોકમાં રાત્રે આઠ વાગ્યે મળ્યું હતું. ખેડૂતો મોટી સંખ્યામાં અપીલ કર્યા મુજબ એક ટંકનું ભાથું સાથે લઈને આવ્યા હતા. રંગાએ પોતાના ભાષણમાં જણાવ્યું, 'ભારતમાં કિસાન મઝદૂર પ્રજારાજ સ્થાપવા અને ગાંધીજીનું સ્વપ્ન સિદ્ધ કરવા ગુજરાત પહેલ કરે.'

કોંગ્રેસ નામકી લૂંટ હૈ, લૂંટ શકે તો લૂંટ,
પીછે સે પછતાયેગો, કોંગ્રેસ જાયેગી તૂટ.

૩-૧-૫૫ના રાષ્ટ્રધર્મમાં દાસકાકાના પ્રમુખપદે મળેલી મોખાસણની ખેડૂત પરિષદમાં ૨૦૦૦ ખેડુતો હાજર હતા. ત્યાં દાસકાકાએ જણાવ્યું, '૮૦ ટકા ખેડૂતો જે દેશમાં હોય ત્યાં ખેડૂત રાજ કેમ ન

હોય? તે વખતે મહેસાણા જિલ્લા ખેડૂત મંડળના મંત્રી કેશવલાલ પટેલ અને પ્રમુખ ધનાભાઈ વકીલ હતા.

પ્રો. રંગાના પ્રમુખપદે મળેલી સભા વખતે મંડળના પ્રમુખ પુરુષોત્તમ પટેલ હતા. ત્યારે મગનભાઈ અં. પટેલ, ધનાભાઈ હ. પટેલ, કરસનભાઈ દેસાઈ મંત્રીઓ હતા. મુંબઈ ધારાસભામાં દાસકાકાએ અનેક પ્રવચનો આપેલાં. તેમાં તેમની બુદ્ધિચાતુયર્તા દેખાતી હતી. તેમણે એક પ્રવચનમાં જણાવ્યું, '૮૦ ટકા ખેડૂતનું કલ્યાણ ન જુએ તે કલ્યાણ રાજ્ય શાનું?' મહા-ગુજરાતની ચળવળના સિલસિલાબંધ લેખો આ વૃત્તપત્રોમાં પ્રગટ થતા હતા. કોઈ મહાન નેતાનું અવસાન થાય અથવા તેમની જન્મજયંતા આવતી હોય અથવા રાષ્ટ્રના કોઈ મહાન નેતા ઉત્તર ગુજરાતના પ્રવાસે આવવાના હોય તેમનો પરિચય ફોટા સાથે આપવામાં આવતો હતો. શ્યામજી કૃષ્ણ વર્મા, આંબેડકર, ભગતસિંહ, ટિળક, સુભાષચંદ્ર, અને વીર સાવરકર વિષે લેખો પણ લખાયા હતા. જનરલ કરિઅપ્પા, જવાહર, નંદા, મોરારજી દેસાઈ, જગજીવનરામે જ્યારે જ્યારે ઉત્તર ગુજરાતનો પ્રવાસ કરેલો ત્યારે તેની પૂર્ણ માહિતી આ પત્રોમાં આપવામાં આવી હતી. મુંબઈ ધારાસભાના રાજની પુનઃરચનાના ખરડા ઉપર, નવા ગણો-તધારા ઉપર, લાઈફ ઈન્સ્યોરન્સનું બિલ, ગુંડાઓને દેશ સોંપાય નહીં, ચૂંટણીનું કાર્ય લશ્કરને સોંપો, અટકાયત ધારાનો દુરઉપયોગ અટકાવો, સૌરાષ્ટ્રમાં વેચાણવેરાની લડત, કોંગ્રેસનું ૫૮મું અધિવેશન, અને ગૌવધ બિલ ઉપર અનેક પ્રેરક પ્રવચનો આમાં છપાયાં છે. ૧૨–૧૨–૫૫ના રાષ્ટ્રધર્મના અગ્રલેખમાં 'ભાષાવાદનું ઝેર' નામે પુરુષોત્તમ પટેલે અગ્રલેખ લખ્યો હતો.

'ભાષાવાદનું ઝેર દેશના શરીરમાં વ્યાપી જઈ શરીરને ઘાતક બને તે પહેલાં એ ઝેરને નાબૂદ કરવાની જરૂર છે."

પ્રાદેશિક ભાવના ભાષાવાદને લઈ ઊભી થઈ છે અને તેથી પ્રાદેશિક ખેંચતાણ અટકાવવાનો ઉપાય ભાષાવાદના ઝેરની નાબૂદીમાં છે.

આપણા દેશમાં કોમવાદે કારમું નુકસાન કર્યું છે. દેશના શરીરના ચીરા કર્યા, (તેના ફળ સ્વરૂપ) પાકિસ્તાન હજુ પણ અમેરિકાના હાથમાં રમી ભારત પ્રત્યે ઘુરકિયાં કર્યા કરે છે.

દેશ સમક્ષ ભાષાનો પ્રશ્ન અગત્યનો નથી, પણ આર્થિક અને સામાજિક ક્ષેત્રે સમાનતા સ્થાપવાનો પ્રશ્ન અગત્યનો છે. ભાષા પ્રમાણે ભારતમાં રાજ્ય પુનઃરચના થાય તો તેથી દેશની ગરીબાઈનો અંત આવશે ? બેકારી નાબૂદ થશે ? ઉદ્યોગોને પ્રોત્સાહન મળશે ? સામાજિક અસમાનતા ટળશે ?

## ભાષાવાદનું ઝેર પાઈ સત્તા મેળવવાની રમતથી સાવધાન :

સમાજવાદી અને સામ્યવાદીઓનો પાયો માર્ક્સિઝમ છે. માર્ક્સિઝમ આર્થિક સમાનતાના તત્ત્વ ઉપર પગભર છે, ભાષાવાદ ઉપર નહીં. છતાં સમાજવાદી અને સામ્યવાદી પક્ષ ભાષાવાદનો ઝંડો ઊંચો લઈ કેમ ફરે છે ? ભાષાવાદનું ઝેર જનતાને પાઈ એને ગાંડાતુર બનાવી એમના મતો મેળવી સત્તા કબજે કરવાની રમત છે – એ દીવા જેવું છે, જનતાએ આ સમજી લેવું જોઈએ.

દેશમાં જ્યારે રાષ્ટ્રીય જુવાળ જાગ્યો ત્યારે મુખપત્રોએ રાષ્ટ્રીય સ્પંદનો ઝીલ્યાં, તેને વાચા આપી. પાટીદાર નર-નારીઓ રાષ્ટ્ર માટે જેલમાં ગયાં. પાટીદાર આશ્રમના વિદ્યાર્થીઓ મેદાનમાં આવ્યા. રાષ્ટ્રીય પ્રવૃત્તિ અને રાષ્ટ્રીય નેતાઓની નાનામાં નાની વિગતો આ મુખપત્રો આપતાં હતાં, પછી તે ટિળક ફંડની હોય કે વીર સાવરકરની વાત હોય, ગાંધીનું જેલ જવાનું હોય કે સરદાર પટેલની હાકલ હોય. આમ આ મુખપત્રોએ માત્ર સંકુચિતતાનું વલણ નહીં રાખતાં બીજી જ્ઞાતિઓના પ્રશ્નો અને કુરિવાજોની માહિતી પણ છાપતાં. તેનું મુખ્ય ધ્યેય તો ભારતીય પરંપરાઓનું ઘડતર કરતાં કરતાં દેશાભિમાનનું હતું.

૪

## લોકાભિમુખ રાજકીય નેતા

સામાન્ય કિસાન પરિવારમાં જન્મેલું, કડી સુધરાઈની દીવાબત્તી નીચે વાંચનાર આ બાળક આગળ જતાં આવડું મોટું ગજું કાઢશે તેની કોને ખબર; પરંતુ દાસના વિદ્યાર્થીકાળમાં જ નેતાગીરીનાં લક્ષણો દેખાવા લાગ્યાં હતાં. વિદ્યાર્થીઅવસ્થામાં અન્યાય સામે પ્રતિકાર કરવાનું શરૂ કર્યું હતું. પછી સમાજસુધારણાની બાથ ભીડી અને તેમાંથી 'ખેડૂત' નામના 'ભગવાન'નાં તેમને દર્શન થયા, તેનું દુઃખ અને દર્દ લઈ તે રાજકરણમાં પ્રવેશ્યા.

૧૯૩૯માં આઝાદી પહેલાંના દિવસોમાં મહેસાણા જિલ્લાના ત્યારના લોકલ બોર્ડના પ્રમુખ થયેલા તેમણે સુવહીવટ અને કાર્યક્ષમ વહીવટનો સારો આદર્શ બેસાડેલો. માત્ર બે માસ જેટલા ટૂંકા ગાળા માટે સિંચાઈ વિભાગના પ્રધાન તરીકે કામ કર્યું, ત્યારે પણ ગ્રામાભિમુખ અને ખેડૂતલક્ષી નિર્ણયો લેવડાવી કામની સરળતા કરી આપી હતી. તેનાં બે જ દૃષ્ટાંતો અહીં પૂરતાં છે.

**તાત્કાલિક**

નં. એમ/આર ૨૬૨.<br>
મંત્રી શ્રી સિંચાઈની કચેરી,<br>
સચિવાલય, ગાંધીનગર.<br>
તા. ૧૨–૫–૭૧.

ખેડૂતો પાસેથી સિંચાઈના દરો ઉપરાંત ઈરીગેશન સેસ ( સિંચાઈ-

ઉપકર ) લેવામાં આવે છે અને દર એકરે રૂા. ૨.૫૦ છે.

જે ખેડૂતોએ પાણી લીધું ન હોય અથવા પાણી ન અપાયું હોય તેમને પણ સિંચાઈ ઉપકર દર એકરે રૂા. ૨.૫૦ આપવો પડે છે.

આ પરિસ્થિતિ ગુજરાત સરકારને યોગ્ય લાગતી નથી. તેથી આજ તારીખથી સિંચાઈ ઉપકર નાબૂદ કરવામાં આવે છે.

સિચાઈ મંત્રી શ્રી
મહેસૂલ મંત્રી શ્રી
નાણાં મંત્રી શ્રી
સુ. ઈ. શ્રી સિંચાઈ.

સિંચાઈ મંત્રીશ્રીની કચેરી,
સચિવાલય, ગાંધીનગર.
તા. ૧૩-૫-૭૧.

મારા પ્રવાસ દરમ્યાન મને માહિતી મળેલી કે રાજ્યના કેટલાક ભાગમાં તળાવની સિંચાઈની જમીન સરકાર તરફથી સાંથવામાં આવે છે. તેમને સાંથની રકમ ઉપર શિક્ષણ ઉપકર અને લોકલ ફંડ લેવામાં આવે છે. જ્યારે કેટલાક ભાગમાં જમીન મહેસૂલની આકારણીના દર ઉપર લેવામાં આવે છે.

આખાયે રાજ્યમાં એક સરખું ધોરણ હોવું જોઈએ અને તે કાયદેસર રીતે ઠરેલું હોવું જોઈએ. લોકલ ફંડ જમીન મહેસૂલની આકારણી 'એસેસમેન્ટ' ઉપર લેવાનું ઠરાવ્યું છે. તેમજ શિક્ષણ ઉપકર પણ જમીન મહેસૂલની આકારણીના એસેસમેન્ટના ઉપર લેવાનું ઠરાવ્યું છે.

આ માન્યતાને તથા હકીકતને વોલ્યુમ, ૧૯૭૦ XI ગુજરાત લૉ રિપોર્ટર પા. ૨૩૯ ઉપરના ગુજરાત હાઈકોર્ટના ઠરાવથી સમર્થન મળે છે. આથી હું ઠરાવું છું કે શિક્ષણ ઉપકર તથા લોકલ ફંડ સાંથની રકમ

ઉપર નહીં લેતાં સાંથેલી જમીનના એસેસમેન્ટ ઉપર લેવું જોઈએ.

(પુ. ર. પટેલ)
સિંચાઈ મંત્રીશ્રી

તેઓ મૂલ્યનિષ્ઠ રાજકીય પુરુષ હતા. નીડર, વિચક્ષણ રાજપુરુષ હતા. તેમ હોવાનું તેમને ગૌરવ પણ હતું. એ આઝાદી જંગના કડીના સેનાની જેવા હતા. પ્રજામંડળના એક અગ્રણ્ય નેતા હતા.

દાસભાઈના દિલમાં પોતે જે સમાજમાંથી આવે છે તે ખેડૂત સમાજની ભારે દાઝ હતી. એમની રાજકીય પ્રવૃત્તિમાં પણ ખેડૂતોનું હિત મોખરે રહેતું. તેઓ જે ધરતી અને સમાજમાંથી આવ્યા હતા તેમાંથી રાજકીય કારકિર્દી ખાતર પોતાને અલગ પાડી નાખવાનું એમણે સ્વપ્ને પણ વિચાર્યું નહોતું. ગામડા અને ગ્રામ પ્રજાને માટે મેળવાયેલું સ્વરાજ તેથી વિપરિત રીતે ચાલવા માંડ્યું તે તેઓ સહન કરી શક્યા નહીં. અને તેની સામે મજબૂત અવાજ રજૂ કરવા, તેઓએ મજૂર મહાજન જેવાં ખેડુત મંડળો સ્થાપવાની અને ચલાવવાની કોંગ્રેસમાં રહીને અને તેનાથી વિમુક્ત થઈને ભારે લડત આપી હતી. તે માટે તેમને મોરારજીભાઈ દેસાઈ અને કનૈયાલાલ દેસાઈની સામે પણ લડત આપવી પડી હતી. આઝાદી પછી ગણતરીબાજ રાજકીય પક્ષોએ અને સત્તા-ધારીઓએ અને સત્તાકાંક્ષુઓએ આપેલાં વચનો સ્વીકારવાની બાબતમાં અખાડાની નીતિથી શ્રી દાસકાકા વાજ આવી ગયા અને તેમના જીવનમાં કંઈક નારાજી અને કડવાશ આવી હોય તો તે આના પ્રતાપે જ.

રાજનીતિમાં સામ, દામ, દંડ અને ભેદ કહ્યાં છે. દાસકાકાને આ ચારેય આચરતાં નહીં આવડતાં હોય એમ નહીં હોય. દામ તો હોતા નથી, એટલે એની વાત તો રહેતી નથી. ભેદ તો રાજકારણનો મહામંત્ર, પણ તેની લપછપમાં બહુ ફાવતું નહીં હોય, એટલે તેઓ સામ–દામ ભેદ કૂદી સીધા દંડ ઉપર પહોંચી જતા જણાય છે. રાજકીય વ્યૂહ સરસ રીતે ગોઠવી શકતા. એના કારણે તો ખંડુભાઈ દેસાઈ જેવાને મહાત

કરવામાં સફળ થયા હતા. મિલમજૂરોની ફોજ ઉતારવામાં મોરારજીભાઈએ મોરચો ગોઠવ્યો. જવાહરલાલ નહેરુએ અમદાવાદની જાહેર સભામાં ઉત્તર ગુજરાતના મતદારોને ખંડુભાઈને મત આપવા અપીલ કરી છતાં દાસે તેમની આ ચાલ ઊંધી પાડી અને લોકસભામાં ચૂંટાયા.

સંસદસભ્ય શ્રી ખેમચંદભાઈ ચાવડા દાસકાકાની રાજકીય પ્રતિભાનું વર્ણન કરતાં લખે છે: 'શ્રી દાસકાકા એટલે ખેડૂતોનું લાઉડ સ્પીકર. નીડર રાજપુરુષ અને પ્રમાણિક સમાજસેવક.'

૧૯૫૨ ની પ્રથમ સામાન્ય ચૂંટણી વખતે સરકારી નોકરીમાંથી રાજીનામું આપી ચાણસ્મા, હારીજ, પાટણની મુંબઈ વિધાનસભાની અનામત બેઠક ઉપર હું ઊભો રહેવા માગું છું તે વાત કહોડાના સ્વ. શ્રી કેશવલાલ પરમારને મેં કરી. કેશવલાલ મહેસાણા પ્રાંત પંચાયતના સભ્ય હતા અને જિલ્લાના રાજકીય પ્રવાહોને સારી રીતે જાણતા હતા. તેમણે કહ્યું : 'મહેસાણા જિલ્લામાં સાંકળચંદ પટેલ, વિજયકુમાર ત્રિવેદી અને માનસિંહ પટેલ કરતાંય વધારે વર્ચસ્વ ધરાવનાર કોઈ વ્યકિત હોય તો તે શ્રી પુરુષોત્તમ ર. પટેલ (દાસકાકા) છે. તેમનો સહકાર મળે તો જ તમે ચૂંટાઈને આવી શકો. દાસકાકા વિના કૉંગ્રેસની સામે ઊભા રહેવું નકામું છે.'

બન્યું પણ એમ જ ચાણસ્મા, હારીજ, પાટણ મતવિભાગમાંથી રામદાસ કિલાચંદ અને હું તથા લોકસભાની બેઠક ઉપર સ્વ. તુલસીદાસ કિલાચંદ અને કડી વિધાનસભા મત વિભાગ ઉપરથી શ્રી દાસકાકા સ્વતંત્ર ચૂંટાઈ આવેલા. આમ ૧૯૫૨ની ચૂંટણી દરમિયાન બધાને ખાત્રી થઈ ગઈ કે શ્રી દાસકાકા મહેસાણા જિલ્લામાં એક મોટું રાજકીય બળ છે. મુંબઈ વિધાનસભામાં દાસકાકાએ ખેડૂત અને ખેડૂતોના પ્રશ્નો વિષે મને યાદ છે કે માથાસૂળના બનાવ અંગે ૧૯૫૩ ના ડિસેમ્બર માસમાં મુંબઈ વિધાનસભામાં જોરદાર પ્રશ્નોત્તરી થયેલી. હરિજનોના પ્રતિનિધિ તરીકે મેં જોરદાર પ્રશ્નો પૂછેલા; તો દાસકાકાએ ખેડૂતોના

પ્રતિનિધિ તરીકે એથીએ વિશેષ જોરદાર પ્રશ્નો પૂછ્યા હતા. હાલના વડાપ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈ તે વખતે મુંબઈ રાજ્યના મુખ્યમંત્રી હતા. આખરે માથાસૂળની તકરારનો સુખદ અંત આવેલો. લોકસભાની તેમની દસ વર્ષની કારકિર્દી દરમિયાન પાર્લામેન્ટમાં તેમણે જબરજસ્ત ખેડૂત લાંબી ઊભી કરેલી. પાર્લામેન્ટરી ફાર્મર્સ ફોરમની સ્થાપના કરવામાં શ્રી એસ. કે. પાટીલ અને શ્રી દાસકાકા મુખ્યત્વે હતા. પાછળથી પ્રો. રંગા પણ જોડાએલા. આ રીતે રાષ્ટ્રીય કક્ષાએ ખેડૂતોનો અવાજ બુલંદ બનાવવામાં દાસકાકાનો ફાળો અનેરો હતો.

દાસકાકા જેવા સન્નિષ્ઠ, પ્રામાણિક, નીડર અને રાજકીય પુરુષ બહુ ઓછા જોવા મળે છે. હું રાજકારણમાં પ્રવેશ્યો ત્યારથી તેમના ઉપરોક્ત ગુણોએ મને ઘણી પ્રેરણા આપી છે. અને રાજકીય મતભેદ હોય ત્યારે પણ અમે જુદા પડતા નથી. દાસકાકાની એક આગવી પ્રણાલિકા છે. તેમના ઘેર કોઈ પણ વ્યક્તિ આવે તો તેને ચા પીધા વગર તે જવા જ દેતા નથી. જિલ્લાના ખેડૂતો પછી ભલે તે ગમે તે કોમના હોય દાસનું સન્માન કરે એટલું ઓછું છે."

તેમની ચૂંટણી વ્યૂહરચના નમૂના રૂપ હતી. 'માર બૂધું અને કર સીધુ" એ લોકોક્તિ પ્રમાણે ક્યારેક વહેવારવાદી પણ બનતા. આ એમની કામ કરવાની રીત હતી. કુરુક્ષેત્રે ધર્મરાજાએ 'નરો વા કુંજરો વા' કહ્યું હતું તેવા કોઈ પ્રસંગે દાસકાકાને પૂછવામાં આવે તો તેઓ ધર્મરાજાની જેમ 'નરો વા કુંજરો વા' ન કહે પણ કહી દે કે 'નરસ્ય કુંજરસ્ય - બંને મરાયા, નર અને હાથી' તેમને ઝીણું કાંતવાનો અને વિતંડાવાદનો ભારે કંટાળો હતો.

ભારતના રાજકારણમાં સંતસંગ એક પગથિયું ગણાયો છે. ઘણા રાજકીય અને સર્વોદય સંતોની બોલબાલા રહી છે. રાજકારણમાં હનુમાન અને અંગદ કૂદકા મારવા તેમનો પગથિયા તરીકેનો ઉપયોગ રાખેતા મુજબનો મનાયો છે. રેંટિયો અને કાંતવાની બાબતનો ઘણાઓને હાથે આવો ઉપયોગ થઈ રહ્યો છે. પણ દાસકાકા તેનાથી દૂર રહ્યા હતા.

ચરણસેવા તેમનામાં જુગુપ્સા ઉત્પન્ન કરતી હતી. રાજકારણમાં દાસકાકાને હરાવી શકાય, પણ તેમને ભય પમાડી ન શકાય. એવા વજ્ર હૃદયના તેઓ ધણી હતા. તેઓએ ભયના માર્યા કોઈ બાંધછોડ કર્યાનું જાણમાં નથી.

શ્રી મોરારજીભાઈ અને કાનજીકાકા વગેરેએ ભેગા મળી ખેડૂત લોબી ઊભી થવા દીધી નહીં. ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાત એક થવા દીધું નહીં. સૌરાષ્ટ્રના માથાભારે લોકોને ભેગા રાખ્યા. ખેડૂતબળ તોડવામાં મોરારજીભાઈએ સારી ભૂમિકા ભજવી. તેમણે તુલસીદાસને હરાવવા ૨૨૦૦ મજૂરો અને ૧૨૦૦ કોંગ્રેસ કાર્યકરોને ખંડુભાઈના પ્રચાર માટે મોકલ્યા હતા. તુલસીભાઈ સ્વતંત્ર ઉમેદવાર. સ્વતંત્ર પક્ષની સ્થાપના પહેલાં ખેડૂત શ્રમજીવી લોબી સ્થાપવાનો દાસકાકાએ પ્રયત્ન કર્યો હતો. શ્રી સાંકળચંદે શ્રમજીવી પક્ષ સ્થાપ્યો. ૧૯૫૧માં ઉત્તર ગુજરાતના નેતાઓ સંગઠિત થઈ શક્યા નહીં. પરિણામે જુદા પડી ગયા. અને ઉત્તર ગુજરાતનું રાજકારણ નેતૃત્વ વિહોણું બની ગયું. રાજકીય સંગઠન અને એકતા તૂટી ગઈ. તેનાં પરિણામો આજ દિન સુધી ઉત્તર ગુજરાત ભોગવે છે. શ્રી રતિભાઈ ઉકાભાઈ સુરત બાજુ સારી પ્રવૃત્તિ કરી રહ્યા હતા. ખંડુભાઈની સ્થિતિ ઉત્તર ગુજરાતના તેમના મત વિસ્તારમાં ડામાડોળ હતી. તેમને વિજયી બનાવવા માટે ઘણા પ્રયત્નો થયા, પરંતુ આ બેઠક ખેડૂત પક્ષના ફાળે ગઈ. ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્ર ભેગું થયું હોત તો ૧૯૫૨થી ખેડૂતોની જ સરકાર બની હોત. શ્રી તુલસીદાસ ચૂંટણીમાં ઊભા રહે તે પહેલાં મોરારજીભાઈએ તેમને બોલાવી તેમને સમજાવવા સામ, દામ, દંડની નીતિ અજમાવી હતી. શ્રોફ અને બીજા ઉદ્યોગપતિઓનાં દબાણો કરી તુલસીદાસ સ્વતંત્ર ઊભા ન રહે તે માટે પ્રયત્ન કર્યો. પરંતુ દાસકાકાએ તુલસીદાસને ઉત્તર ગુજરાતનો પ્રવાસ કરાવ્યો અને તેમણે ચૂંટણી લડવાનું નક્કી કર્યું. દાસ ઉપર એવા આક્ષેપો થયા છે કે તેઓ ધનપતિઓની મદદ લેતા હતા. હકીકતમાં

ઉત્તર ગુજરાતના ધનિક શાહુકાર કોંગ્રેસની સામે લડી શકે તેમ હતા નહીં. એટલે દાસે તુલસીદાસને તૈયાર કર્યા. તુલસીદાસે પાર્લામેન્ટમાં ખેડૂતના સાચા પ્રતિનિધિ તરીકે અનેક પ્રશ્નો રજૂ કર્યા. એટલું જ નહીં પણ પ્રો. દાંતવાલા દ્વારા મહેસાણા જિલ્લામાં કયા કયા ઉદ્યોગો નાખી શકાય તેનો સર્વે કરાવ્યો અને તે પ્રમાણે મહેસાણામાં કાર્ય શરૂ કર્યું. મોરારજીભાઈ ખેડૂત સંગઠન માટે અને સ્વતંત્ર પક્ષ માટે એમ કહેતા હતા કે, 'કૂતરાનો સંઘ કાશીએ ન જાય' અને 'કાળંગાનો ભાર ન ભરાય' તેવું બોલી બોલી તેમણે ખેડૂતોની અંદર ઝેર રેડ્યું. પરિણામે મહેસાણા જિલ્લાને ગાયકવાડે મતાદાર બનાવી દીધો. જેના પરિણામે ઇતર કોમનું રાજકારણ શરૂ થયું. ખેડૂતોનાં હિતો ખાતર દાસકાકાએ કોંગ્રેસમાં પુનઃ જોડાવાનો નિર્ણય કર્યો. આ મતલબનો કાગળ દિલ્હીથી તેમણે તેમના શિષ્ય ધનાભાઈ વકીલને કડી લખ્યો. પરંતુ ધનાભાઈ વકીલ ખેડૂત પ્રશ્ને સમાધાન કરવા તૈયાર થયા નહીં અને પોતે કોંગ્રેસમાં ન જોડાયા. મગનભાઈ પણ કોંગ્રેસથી દૂર રહ્યા. દાસકાકાનું તબક્કાવાર રાજકીય કારકિર્દીનું વિશ્લેષણ કરવું હોય તો કહી શકાય કે તેમણે રાજકારણ દ્વારા ધનિક થવાનો પ્રયત્ન કર્યો નથી. તેમણે પોતાનું કડીનું મકાન પણ સંસ્થાને આપી દીધું હતું.

દાસકાકા રાજકારણમાં મૂલ્યનિષ્ઠ સિદ્ધાંતોના આગ્રહી હતા. તેમણે કોંગ્રેસ કેમ છોડી ? તેની પત્રિકાઓમાં પોતાના મતવિસ્તારને જાણ કરવાનો પ્રયત્ન કર્યો છે. આયારામ ગયારામના રાજકારણ માટે કે કોઈ રાજકીય લાભો માટે તેમણે પક્ષપલટાઓ કર્યા નથી. શ્રી સાંકળચંદે પણ પત્રિકાઓ બહાર પાડી હતી અને તેમણે કોંગ્રેસ કેમ છોડી તેનો ખુલાસો કર્યો હતો. શ્રી દાસ, સાંકળચંદ અને ત્રિભોવન પટેલ ઉત્તર ગુજરાતના શક્તિશાળી નેતાઓ હતા. દાસે વિદ્યાર્થી હતા ત્યારથી રાજકારણમાં રસ લેવા માંડેલો. કોલેજમાં હતા ત્યારે ૧૯૨૦માં વડોદરા પ્રજામંડળમાં જોડાઈ ભાગ લીધો. પ્રજામંડળના પ્રમુખ તરીકે પ્રજા-મંડળની યોજેલી સભામાં પ્રખ્યાત બેરિસ્ટર મગનભાઈ ચતુરભાઈની

પ્રમુખ તરીકે ગોઠવણી કરી હતી. મગનભાઈ હોમરુલિસ્ટ હતા અને બ્રિટિશ સરકારની મહેસૂલી બાબતના તેમજ ખેડૂતોને થતા અન્યાયની બાબતમાં પ્રખર ટીકાકાર હતા. તેઓ ખેડૂતોની પાયમાલી માટે બ્રિટિશ સરકારની આર્થિક નીતિને જવાબદાર ગણતા હતા. શ્રી મગનભાઈ પટેલે અખિલ ભારતીય કુર્મી પરિષદનું પ્રમુખપદ પણ શોભાવ્યું હતું. જૂનાગઢ ખાતેની પાટીદાર પરિષદ માટે તેઓ પ્રમુખપદે નિમાયા હતા. સાચા અર્થમાં તે રાષ્ટ્રવાદી હતા. દાસકાકાએ યોજેલ સભામાં મગનભાઈને આમંત્રણ આપવામાં આવ્યું. પણ તે વખતે તેમને બરોડા સ્ટેટમાં પ્રવેશવાની મનાઈ હતી, તેને ન ગણકારતાં તેમની પ્રજા-મંડળે પ્રમુખપદે વરણી કરી, અને મોટું જોખમ વહોરી લીધું. આ પ્રજામંડળનું સંમેલન કડીની બ્રાહ્મણ વાડીમાં યોજવામાં આવેલું હતું, જેમાં ઘણા શ્રોતાઓએ હાજરી આપી હતી. આ સંમેલન ઘણું સફળ અને લોકપ્રિય નીવડયું હતું. આમ દાસકાકા ત્યારથી જ રાજકારણના રંગે રંગાયા. દાસકાકામાં નેતૃત્વ તરીકેના જે ગુણો જોઈએ તે બધા જ જોવા મળતા હતા. કડીમાં કડવા પાટીદાર યુવક પરિષદનું અધિવેશન ભરાવાનું હતું. અમદાવાદમાં રહેતા બેરિસ્ટર મગનભાઈને પ્રમુખપદે બેસાડવાના હતા. એ અરસામાં તેમનું ભાષણ હોય ત્યારે વિદ્યાર્થી આલમ તો તેમને ખાસ સાંભળવા ઊમટે. પ્રખર ઓરેટર (વકતા) તરીકે તેઓ પ્રખ્યાત હતા.

વડોદરા રાજ્યના વહીવટ અંગે કેટલાંક ભાષણોમાં એમણે સારી એવી કડક ટીકા કરેલી. એ ઉપરથી તેમના પ્રત્યે રાજ્યના અમલદારોને પૂર્વગ્રહ બંધાયેલો. એટલે વડોદરા રાજ્યમાં તેઓશ્રી ભાષણ આપે તો ટીકા કરવા પ્રેરાય, એ ડરથી યુવા પરિષદના પ્રમુખ તરીકે તેઓશ્રી જે ભાષણ કરે તેને 'સેન્સર' કરાવીને જ કરી શકાય એવો હુકમ પરિષદના મંત્રીને રાજ્યના અધિકારીઓ તરફથી મળ્યો. એટલે શ્રી પુરુષોત્તમભાઈ અને શ્રી પોપટભાઈ કડીથી ચાલતા રાત્રે કલોલ પહોંચ્યા. ત્યાંથી અમદાવાદની ટ્રેઈન પકડી મગનભાઈને હકીકતથી વાકેફ કર્યા. તેમણે ભાષણ લખી આપ્યું અને એ વિધિ પતી. પરિષદ ભરાઈ ને સાંગોપાંગ

પાર પડી. એ પરિષદના સમયથી દાસકાકા રાજકીય અને સામાજિક કામ કરવા લાગ્યા.

કલોલ મુકામે પ્રજામંડળ તરફે પ્રાંત પંચાયતના સભ્યો સરદારશ્રી વલ્લભભાઈની હાજરીમાં મળેલા. તે પ્રસંગે કોઈ કમિટી નીમવાનો પ્રશ્ન ઊભો થયેલો. એ કમિટીમાં મહેસાણા પ્રાંત બહારના પણ મહેસાણા પ્રાંતમાં રહેતા એવા કેટલાક સભ્યોને સ્થાન આપવાની અને મહેસાણા પ્રાંતના જ સભ્યોને બાકાત રાખવાની સ્થિતિ જેવો પ્રસંગ ઉપસ્થિત થતાં દાસભાઈએ તડ અને ફડ સભાને સંભળાવી દીધું કે મહેસાણા પ્રાંત બહારના પ્રાંતની ગુલામી કરવા સર્જાયો નથી. સરદારસાહેબે દાસકાકાના આ પ્રસ્તાવને બરાબર સમજી લઈ તે પ્રસ્તાવ વાસ્તવિક છે એમ ગણી લીધો. મહેસાણા મુકામે પ્રાંત પંચાયતની સભા મળી હતી. પ્રમુખપદે સૂબા પિલાજીરાવ ગાયકવાડ હતા. કોઈક સંસ્થાની ગ્રાન્ટ આપવાનો પ્રશ્ન હતો. પિલાજીરાવે સંસ્થાને મદદ આપવાનું સભાને પૂછ્યાગાછ્યા સિવાય વચન આપી બેઠેલા. દાસકાકાએ આ અંગે વાંધો ઉઠાવ્યો. પિલાજીરાવે પોતાના ભાષણમાં સભ્યોને મૂર્ખ કહ્યા. દાસકાકાએ જવાબમાં "પ્રમુખસ્થાને બેઠેલા એ તો મૂર્ખના સરદાર જ ગણાય." એમ કહ્યું. આ એક જ વાક્યની દાસકાકાને ભારે કિંમત ચૂકવવી પડી હતી. તે આપણો સમાજ સારી પેઠે જાણે છે.

પિલાજીરાવ સૂબા સાથેના ઘર્ષણની વાતો તો ત્યારે તરેહ તરેહ વારની સંભળાતી. કિંવદંતી જેવી વાતો ત્યારે ગામે ગામ વહેતી થયેલી. ત્યારે સરકારનો પ્રભાવ લોકો પર એવો તો હતો કે કોઈ હરફ કાઢી ન શકે. પોલીસોનો કડપ એવો કે સહુ તેના દર્શનથી ફફડે. સત્તાના ભયથી ગુલામીની દશાથી લોકો મનમાં થરથરતા હતા. એવા દિવસોમાં જિલ્લાના હાકેમ જેવા સૂબાની સામે બોલવું, તેની સામે ટકરાવું એ કંઈ જેવીતેવી ઘટના ન હતી. વેઠપ્રથા સામે, પોલીસોની જોહુકમી સામે તે લડતા હતા. તેમની પાટીદારની તેજીલી, ફુહાડાફાડ ભાષાથી પિલાજીરાવ છેડાયા. અને દાસકાકા ઉપર જુદા જુદા ફોજદારી કેસ કરાવ્યા. સરકારની સામે

પડવું એ દોહ્યલું હતું અને તેમાં વળી કેસ થયો. કેસ ન લડે તો જેલ થાય તેવું હતું. કેસ ઠીક ઠીક લાંબો ચાલ્યો. દાસકાકા હિંમતપૂર્વક એકલા હાથે ઝઝૂમ્યા. નીડરતાથી કેસ લડયાં. અને પિલાજીરાવનાં જુઠાણાં ખુલ્લાં પાડયાં. કેસ જિત્યા. આક્ષેપોમાંથી હેમખેમ બહાર આવ્યા, પણ આ દિવસો દરમ્યાન એમને ભારે આર્થિક અને માનસિક ત્રાસ વેઠવો પડ્યો.

સરકારીની સામે લડવાનું સહેલું ન હતું. તે નમ્યા નહિ, સમાધાન ન કર્યું, એકલા હાથે લડયા. ન્યાય મળે તે માટે, સત્ય માટે, પ્રજાકીય હક્ક માટે, લોકોનાં સ્વમાન માટે, વાણીસ્વાતંત્ર્ય માટે તેઓ લડયાં. આઝાદીના ખમીર સાથે લડયા. કોર્ટના કેસથી એમની શક્તિઓ પ્રગટ થઈ. એમની નીડરતા પ્રકાશી ઊઠી. એમની વાણી ભયરહિત બની. એ કેસ લડયા એથી લોકોમાં હિંમત આવી. ગાંધીજી લોકોને ભયરહિત બનવાનું કહેતા હતા. મીઠા સત્યાગ્રહ દ્વારા પણ તે લોકોને બ્રિટિશ સરકારના ભયથી મુક્ત કરવા માગતા હતા. પ્રજાને નીડરતાથી લડવાનું શીખવી રહ્યા હતા. આ કાર્ય દાસકાકાએ રાજ્ય સામેના કેસ લડીને પ્રત્યક્ષ દર્શનનો પાઠ શીખવીને પ્રજાનું ઘડતર કર્યું. મહેસાણા જિલ્લાની જનજાગૃતિની આ એક ઐતિહાસિક ઘટના છે. પ્રજામંડળના કાર્યકરોમાં દાસકાકા એમની નીડરતાના ગુણોથી સૌમાં અગ્રણી રહ્યા. રાજકીય સંઘર્ષના કારણે તેમના વ્યક્તિત્વને નવો ઓપ મળ્યો. તેનો સઘળો લાભ સામાજિક સુધારા પ્રવૃત્તિને અને કડીની સંસ્થાના વિકાસને મળ્યો. ત્યારે સામાજિક જાગૃતિ માટે કડવા પાટીદાર પરિષદના અધિવેશન ભરાતાં. બાળલગ્ન, બારમાં, કેળવણી પ્રસારણ માટેના ઠરાવો થતા અને સામાજિક જાગૃતિ માટે કડીની સંસ્થા અને કાર્યકરો પણ કામ કરતા, તે બધાંમાં દાસકાકાના પાસાદાર હીરા જેવા ઝળહળતા વ્યક્તિત્વનો વ્યાપક લાભ મળી રહ્યો હતો. દાસકાકા સ્પષ્ટપણે માનતા હતા કે સામાજિક અને શૈક્ષણિક પ્રગતિથી જ રાજકારણ ઘડી શકાય. પિલાજી સામેના કેસમાં શ્રી તુલસીદાસ ગોકળદાસ પટેલ અને શ્રી રામચંદ્ર

અમીનની આર્થિક સહાય અને હૂંફ દાસને મળ્યા હતાં. શ્રી તુલસી-દાસ રૂ મહાજનના પ્રમુખ હતા.

પિલાજીરાવ સામે કેસ જીત્યા પછી દાસકાકા કડી છોડી મહેસાણા ગયા અને તેમની સર્વ પ્રવૃત્તિઓનું કેન્દ્ર મહેસાણા બનાવ્યું અને કેન્દ્રમાં ખેડૂત કલ્યાણ રાખ્યું. ખેડૂતના દીકરા હતા, તેથી તેમનામાં ધરતીનું ખમીર, ધરતીની સહનશીલતા અને નીડરતા લોહીમાં વણાઈ ગયાં હતાં. પોતાની સાચી માનેલી વાતમાં તે હંમેશાં અડગ રહેતા. એકલાએ ઝઝૂમવાનું હોય તો સાચી વાત છોડતા નહિ. ક્યારેક અપ્રિયતા વહોરીને, સાથી કાર્યકરોનો વિરોધ વહોરીને તે લોકહિતની સાચી વાતને પકડી રહેતા. આવા તેમના વ્યક્તિત્વના ગુણો મને કડીમાં ભણતાં અનેક પ્રસંગોમાં જોવા મળેલા.

૧૯૭૫ના "ધરતી"ના ૨૯મા પુસ્તકમાં દાસ લખે છે, "મારા ગુરુ રામચંદ્ર અમીન હતા. પૂ. સરદારસાહેબના પ્રમુખપદે ભાદરણમાં વડોદરા રાજ્ય પ્રજામંડળનું અધિવેશન ૧૯૩૬માં ભરાયું, ત્યારે હું ગયો હતો. ૧૯૪૦માં પ્રજા મંડળની ટિકિટ ઉપર વડોદરા રાજ્યની ધારા-સભા માટે ઉમેદવારો ઊભા રાખ્યા. તે પહેલા ૧૯૩૯ માં મહેસાણમાં પ્રજા-મંડળનું અધિવેશન મળ્યું હતું. મેં મારી જીવનનોંધ રાખી નથી, તેથી સાલ લખવામાં ભૂલ થવા સંભવ છે. શ્રી રામચંદ્રભાઈએ કડી વિભાગમાંથી વડોદરા ધારાસભાના સભ્યપદની ઉમેદવારી કરાવી હતી. ત્યારે એવું હતું કે ઉમેદવાર એ વિભાગનો રહીશ હોવો જોઈએ. મામલતદારે મારી ગેર-હાજરીમાં મારી બાની જુબાની લીધી અને એ પહેલાં રામચંદ્ર કડીના રહીશ છે, એ સાબિત કરવા મેં મારા ઘરનો વેચાણ દસ્તાવેજ તેમના નામનો કરી નાખ્યો હતો.

મામલતદાર, તે સમયના વહીવટદારને મેં મારી ગેરહાજરીમાં મારી બાને ધમકાવી ખોટું લખી લીધાની નોટિસ આપેલી અને તેથી રહીશનો પ્રશ્ન પતી ગયો. એ વખતે ધારાસભાની ચૂંટણીમાં મતદાર તાલુકા પંચા-

યતના ચૂંટાયેલા સભ્યો હતા. ધરમપુરના શ્રી મનજીભાઈ પટેલ મતદાર હતા, તેમના ઉપર મતપત્ર રવાના થયેલું ત્યારે તે માટે તેમની સહી કરાવી લઈ આવી શ્રી મનજીભાઈ પટેલ દ્વારા નાયબ સૂબાને મોકલવાનું હતું. ધરમપુર કડીથી સાત માઈલ, વાહન કશું ન મળે. પ્રથમવાર ઘોડે બેઠો. તે રામપુર ગયેલા. ત્યાંથી ઘોલામદ, ત્યાંથી પાછો ધરમપુર અને મારતે ઘોડે મતપત્ર લઈ કડી આવ્યો. રામચંદ્રભાઈ ધારાસભામાં ચૂંટાયા. રામચંદ્ર અભ્યાસી તથા નીડર. એમની કામગીરીને લઈ વડોદરા રાજ્યના કાર્યકરોમાં એ જાણીતા હતા. મહેસાણા જિલ્લામાંથી ત્રણ સભ્યો, શ્રી કેશવલાલ શેઠ (સિદ્ધપુર), શ્રી કાનજીભાઈ વકીલ, શ્રી રામચંદ્ર અને મેં ઉમેદવારી કરેલી. મેં મારા માણસો હોવા છતાં પોણા પાંચ વાગ્યા સુધી વોટ આપવા દીધા નહિ. મને જ વોટ મળવાના હતા, ત્યારે રામચંદ્રે કહ્યું. તું નાનો છે. મત કાનજીભાઈને અપાય નહિ તો તેમને ખૂબ ખોટું લાગશે. હું રામચંદ્રને મારા વડીલ માનતો. એમને ગુરુ કહેતો. વડીલનું કહેવું માનવું તેમાં ગૌરવ મનાતું. મારા ત્રણ સભ્યોને મેં કહ્યું, તમે એક મત અમીનને અને એક કાનજીભાઈને આપો અને ત્રીજો મત નહિ વાપરવા કહ્યું. મને મત આપે તો ચૂંટાઈ જવાય તેમ હતું. આ બન્નેએ પ્રજામંડળમાંથી લોકોપયોગી કાર્યો કર્યાં અને લોકપ્રિય બન્યા. રામચંદ્ર પોતાની કાબેલિયતતાથી આખા વડોદરા રાજ્યના નેતા બની ગયા. બેંતાળીસની લડતમાં પડ્યા. તેઓ ગીતાના ભારે અભ્યાસી હતા. ૧૮-૮-૪૨માં હું, રામચંદ્ર પશાભાઈ (કલોલ), સાંકળચંદ પટેલ જેલમાં સાથે હતા. જેલમાં શ્રી રામશંદ્ર ગીતા અને ધર્મની વાતો કરતા. દાસકાકા સિવાય બધાને એક માસમાં છૂટા કર્યા. તેમણે રામાયણ, મહાભારત જેલમાં વાંચી નાખ્યાં. પ્રેમચંદ પણ વાંચ્યાં. સરકાર આપે તે વાંચવાનું. છ મહિના પોલીસ હેડક્વાર્ટરમાં એકલો હતો. પછી મને વડોદરા લઈ ગયા, ત્યાં બે મહિના રહેવાનું થયું. આપણા રાજકીય અગ્રણીઓને ત્રણ-ચાર વર્ષે એક વખત ચાર-છ મહિના માટે અટકાયતમાં જેલમાં રાખવામાં આવે તો એમની તંદુરસ્તી સુધરે અને જ્ઞાનમાં વધારો

થાય. આપણા રાજકારણીઓનો મોટો ભાગ રાજકીય જ્ઞાનથી ભરેલાં પુસ્તકો વાંચતા નથી, અને તેથી તેમનામાં વિશાળતા અને ઉદારતા આવતી નથી.

૧૯૪૬-૪૭માં વડોદરા ધારાસભાની ચૂંટણી થઈ. રામચંદ્ર વિજાપુરમાંથી અને હું કડીમાંથી ચૂંટાયો. આ ધારાસભા યાદગાર અને ઐતિહાસિક બની. શ્રી કનૈયાલાલ (નવસારી) પ્રજામંડળ ધારાસભા પક્ષના નેતા ચૂંટાયા. શ્રી કનૈયાલાલ કૉન્સ્ટિટ્યુઅન્ટ એસેમ્બ્લીમાં ચૂંટાયા. તેમાં તેઓ હાજરી આપવા દિલ્હી જઈ રહ્યા હતા. એમના ડબ્બાને આગ લાગી અને તેમાં તેમનું અવસાન થયું. રામચંદ્રભાઈ સૌના આગ્રહથી પક્ષના નેતા બન્યા. દેશમાં નવું વાતાવરણ ઊભું થયું. કોંગ્રેસ અને મુસ્લિમ લીગની દિલ્હીમાં કેન્દ્ર સરકાર બની. ત્યાર પછી દેશના ભાગલા પડ્યા અને ભારત આઝાદ બન્યું. એની અસર વડોદરા ઉપર થઈ. વડોદરાના મહારાજા સાહેબે જવાબદાર રાજ્યતંત્રની ઘોષણા કરી અને વડોદરામાં પ્રજાકીય સરકારની વાતો થવા લાગી. સરદારસાહેબ વડોદરાના મુખ્ય પ્રધાન તરીકે ડૉ. જીવરાજ મહેતાને લાવવા માગતા હતા. મહારાજા અને તેમના સલાહકારોને આ રુચતું ન હતું. વડોદરામાં શ્રી સુતરિયાને ઘેર અમારી કારોબારીની મીટિંગ તે વખતના પ્રમુખશ્રી દરબાર સાહેબના પ્રમુખપદે મળી રહેલી. તેમાં એક ઠરાવની ચર્ચા થતી હતી. આ ઠરાવ સરદારસાહેબની સંમતિથી ઘડવામાં આવ્યાનું જણાવવામાં આવ્યું. પણ તેના ઉપર સરદારસાહેબની સહી નહોતી, તેથી તેમની સહી લાવવાનું ઠર્યું. તે વખતે ખબર આવી કે ન્યાયમંદિરના હૉલમાં વડોદરાના નાગરિકોની સભાના નામે વડોદરાના નગરશેઠના પ્રમુખપદે, 'ડૉ. જીવરાજ મહેતા મુખ્યમંત્રી ના જોઈએ,' તેવો ઠરાવ થવાનો છે. આ સભામાં મિલિટરીના માણસોની મુખ્યત્વે હાજરી હોવાનું જાણવા મળ્યું.

શ્રી જયંતીલાલ શેઠ (ન્યાયમૂર્તિ ગુજરાત હાઈકોર્ટ) વિજાપુરના વતની વડોદરામાં વકીલાત કરતા. ચંદ્રકાંત મહેતા અને મેં (દાસકાકા)

શ્રી સુતરીઆ પાસે ન્યાયમંદિરની એ સભામાં જવાની રજા માગી. શ્રી સુતરીઆએ એમાં રહેલા જોખમની વાત કરી. અમને સમજાવવા પ્રયાસ કર્યો. પણ છેવટે અમારા આગ્રહને તાબે થઈ અમને રજા આપી, અમે સભામાં ગયા. નગરશેઠની ખુરશી પાસે પડેલ ખુરશીઓમાં મંચ ઉપર બેઠા. અમે ઠરાવ મૂક્યો કે વડોદરાની પ્રથમ પ્રજાકીય સરકારના મુખ્ય પ્રધાન તરીકે ડૉ. જીવરાજ મહેતા આવે તેવું આ સભા ઇચ્છે છે. પ્રથમ મેં ભાષણ કર્યું. પછી બીજા મારી સાથે આવેલા ભાઈઓએ ટેકો આપ્યો અને ઠરાવ સર્વાનુમતે પાસ થવાનું જાહેર કર્યું અને સભાનું કામ પૂરું થયું છે તેવી જાહેરાત કરી અને સભા વિખરાઈ. રાત્રે ફરી કારોબારી બેઠી. પેલા ઠરાવ ઊપર સરદારસાહેબની સહી આવી ગઈ હતી. બીજે દિવસે આ ઠરાવ ધારાસભામાં રજૂ કરવાનું નક્કી થયું. આ ઠરાવ પક્ષના નેતા તરીકે શ્રી રામચંદ્રભાઈએ એમની જોરદાર ભાષામાં ઉત્તમ પ્રકારનાં મંતવ્યો સાથે રજૂ કર્યો. આ ઠરાવમાં મહારાજા સાહેબ શ્રીમંત પ્રતાપસિંહરાવને તેમના ગેરવર્તન અને રાજ્યની મિલકત સ્વે હકે કરવાનો આક્ષેપ હતો. અને તેમને પદભ્રષ્ટ કરવામાં આવે છે અને તેમની ગાદી ઉપર શ્રી ફતેહસિંહરાવને મૂકવામાં આવે છે તેવું હતું. આ ઠરાવ ધારાસભામાં રજૂ થવાનો છે; એવી જાણ શહેરમાં થતાં શહેરીઓમાં ભારે ઉત્સાહ આવ્યો અને અફવાઓ શરૂ થઈ. લશ્કર ધારાસભાને ઘેરી લે છે. ગોળીબાર કરશે, બધાને પકડી લેશે, જોરસોરથી આવી હવા ઊભી થઈ હતી.

ધારાસભામાં જતાં પહેલાં સૌએ નિશ્ચય કર્યો હતો કે ગમે તે પરિણામ આવે પણ આ ઠરાવ રજૂ કરવો અને પાસ કરવો. શ્રી રામચંદ્રે પક્ષના નેતા તરીકે આગેવાની લીધી. ધારાસભામાં આ ઠરાવ ચર્ચાયો, ખૂબ ચર્ચાયો. કોઈ ચકલું ય ફરક્યું નહિ અને કાંઈ થયું પણ નહિ. દેશી રાજ્યોમાં દેશી રાજ્યની ધારાસભા તેના રાજવીને પદભ્રષ્ટ કરે તેવો આ પ્રથમ જ ઠરાવ હતો. મહારાજા સાહેબના રાજ્યના અધિકારો તેમને પદભ્રષ્ટ કરી લઈ લીધા, અને તેમના પુત્રને આપ્યા.

આમ મશ્કરીમાં "રાધાસભા" કહેવાતી આ ધારાસભા સાચા સ્વરૂપમાં "ધારાસભા" બની. શ્રી રામચંદ્રભાઈની કુનેહ અને પક્કડે તેમના ઠરાવને સફળતા અપાવી. ડૉ. જીવરાજ મહેતાની પ્રથમ રાજકીય સરકાર રચવામાં કશી મુશ્કેલી રહી નહિ. શ્રી સુતરિયાએ મને મહેસાણાથી વડોદરા બોલાવ્યો. ત્રણ દિવસ મને રોક્યો. એમની ઇચ્છા મને પ્રધાનમંડળમાં લેવાની હતી. મને સમજાવવાનું કંઈ બાકી રાખ્યું નહિ. પણ મેં તો ચોખ્ખી ના પાડી. શ્રી રામચંદ્રભાઈને લેવા આગ્રહ કર્યો. છેવટે એ કબૂલ થયા. શ્રી સુતરિયા, શ્રી મુનશી વગેરે સરદારસાહેબને મળવા દહેરાદૂન ગયા. સરદારસાહેબે લિસ્ટ જોયું અને પૂછ્યું કે આમાં પરસોત્તમ કેમ નથી? શ્રી સુતરિયાએ જણાવ્યું કે મેં એમને બોલાવ્યા–સમજાવ્યા પણ તેમણે ચોખ્ખી ના પાડી. ત્યારે સરદારસાહેબે કહ્યું, એને ના કહેવાનો શો અધિકાર? એને તાર કરી અહીં બોલાવો. શ્રી સુતરિયાએ કહ્યું કે એણે એના બદલે એના ગુરુ શ્રી રામચંદ્રભાઈનું નામ આપ્યું છે અને એમને લીધા છે. ત્યારે સરદારસાહેબે મજાક કરી કે હું ગુરુ ઓછો પડ્યો કે તેણે બીજો ગુરુ કર્યો? પણ અંતે સંમત થયા. શ્રી રામચંદ્ર રેલપ્રધાન થયા, તેનો મને અનહદ આનંદ થયો. અમે બન્ને ભાઈ જેવા. એ મારા વડીલ અને ગુરુ. પિલાજીરાવે મારા ઉપર કેસ કર્યો ત્યારે પોતાના ખર્ચે એમણે મારો બચાવ કરેલો. એ વખતે મહેસાણાના કોઈ વકીલ મારા વકીલ થવા તૈયાર નહિ, એટલી ધાક પિલાજીની હતી. પિલાજીરાવની પરવા કર્યા વગર નીડરતાથી મારો કેસ રામચંદ્રભાઈ લડ્યા. એમનો ઉપકાર મારાથી કેમ ભુલાય? અમારા બન્નેના વિચારો જુદા, મારે ભીંત પલાણવા જોઈએ. કડી સંસ્થાના કામમાં અમે અથડાઈ પડતા. પણ મારાં તેમના પ્રત્યે પ્રેમ, ભક્તિ અને આદર ઓછાં થયાં નથી; તેમ તેમને મારા પ્રત્યેનો પ્રેમ અને મમતા ઓછી થઈ નહિ. વડોદરા રાજ્યની પ્રજાકીય સરકાર નવ મહિનાથી વધારે નહિ ચાલે તેવી મારી માન્યતા. હું તો કહેતો કે આને કસુવાવડ થવાની છે અને થયું પણ એમ જ. થોડા જ સમયમાં વડોદરા રાજ્યનું

મુંબઈ રાજ્યમાં વિલીનીકરણ થયું."

સરદાર પટેલ જેમની કાર્યશક્તિ પર વિશ્વાસ મૂકે તે માણસ પોતાના વિચારોને આકાર આપીને જ જંપે તેવો હોય તેની પ્રતીતિ તેમના પરિચયમાં આવનાર દરેકને થઈ શકે. દાસકાકાના વ્યક્તિત્વનું બળ માત્ર ધન સાથે જ નથી જોડાયેલું; તે જ તેમનું ગૌરવ અને મહત્તા હતાં. બીજા રાજકારણી સ્વકેન્દ્રિત માણસો અર્થશુદ્ધિવાળા ન હોવાથી કીચડમાં પડે છે, તેમાંથી દાસકાકા ઊગરી ગયા હતા અને તેથી જ સૌનાં માન અને અહોભાવને પાત્ર બન્યા. તેની પાછળ તેમની અર્થશુદ્ધિ હતી એમ મને લાગે છે. આજના રાજકારણમાં આવા માણસો શોધ્યા પણ ક્યાં જડે છે?

આઝાદી પછી નવી જન્મેલી પેઢીને દાસકાકાના ભોગનો, એ કારમા દિવસોનો સાચો અને પૂરો ખ્યાલ નહીં આવી શકે. મહેસાણા જિલ્લાના આજ સુધીના કાર્યકરોમાં દાસકાકા જેટલું ભાગ્યે જ કોઈએ સહન કર્યું હશે. ભાગ્યે જ કોઈએ જનહિતનું અને જનજાગૃતિનું કામ કર્યું હશે. પણ આજનું રાજકારણ ભૂતકાળને ક્યાં પ્રગટવા દે તેવું છે ?

ઈ.સ. ૧૯૩૦-૩૨ના એ દિવસો હતા. ગાંધીજીનો મીઠા સત્યાગ્રહ પૂરજોશમાં ચાલતો હતો. લાઠીમારથી લોકો ઘવાયા હતા. બહેનો પણ પીકેટિંગ કરવા બહાર પડી હતી. તેમનામાંથી બાપુએ જેલનો ભય નાબૂદ કર્યો હતો. સત્યાગ્રહીઓ ઉપર ઘોડા દોડાવવામાં આવે, ધર-પકડો થાય, પણ સત્યાગ્રહીઓ ડગ્યા નહિ. આ સત્યાગ્રહની અસર ગાયકવાડી પ્રદેશમાં પણ થઈ હતી. ઈ.સ. ૧૯૨૨માં ગાંધીવિચારને વરેલી ગૂજરાત વિદ્યાપીઠની પ્રેરણા લઈ કડીની સંસ્થાના કાર્ય-કરોએ પણ આઝાદી સંગ્રામમાં ઝંપલાવ્યું હતું. વિદ્યાર્થીઓ પકડાયા, શિક્ષકો પકડાયા, કારાવાસ થયો. ત્યારે સમગ્ર વાતાવરણમાં સ્વાતંત્ર્ય જંગની ચેતનમય હવા પ્રસરી રહી હતી. તે દિવસોમાં કડી સંસ્થામાં ભણતાં કિશોરવયનાં બાળકો પણ આ વાતાવરણથી રંગાયાં હતાં.

અંગ્રેજોની ગુલામીમાંથી મુક્ત થવા યુવાનો તલપાપડ થઈ રહ્યા હતા. ક્રાન્તિના આ ઝંઝાવાતમાં પણ વિચારસરણીમાં વિવિધતા પ્રવર્તતી હતી. અમીનસાહેબ શાંત, નીડર અને આધ્યાત્મિક બાબતોમાં રસ ધરાવતા હતા. સામાજિક, રાજકીય અને ધાર્મિક ક્ષેત્રે પરિવર્તન લાવવા એ સંયમપૂર્વક કામ કરવામાં માનતા હતા. ત્યારે બીજી બાજુ દાસકાકા જેવા યુવાનોનો એક વર્ગ નર્મદનું સૂત્ર "યા હોમ કરીને પડો ફતેહ છે આગે" સૂત્ર કામયાબ બનાવવા હિંસા દ્વારા ક્રાંતિ કરી સ્વરાજ્ય મેળવવામાં માનતો હતો. તે વિચારસરણી સાથે દાસકાકા પણ જોડાયેલા હતા.

વડોદરા નરેશ મહર્ષિ સયાજીરાવ તા. ૩–૧–૧૯૨૬ના દિવસે કડીમાં પધાર્યા વડોદરા રાજ્યની પ્રણાલિકા કે મહારાજા સાહેબ જ્યાં જાય ત્યાં આગળ પડતી સંસ્થાઓની મુલાકાત લે. તેમની મુલાકાતનો પ્રોગ્રામ તે પધારે તે પહેલાં સંસ્થાઓને જણાવવામાં આવે. મહારાજા સાહેબ ૪–૧–૧૯૨૬ના રોજ સવારે આઠ વાગે કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમની મુલાકાત લેશે તેવું જણાવવામાં આવ્યું.

તા. ૪–૧–૨૬ ની આગલી રાત્રે વડોદરા રાજ્ય સ્કાઉટ કમિશ્નર બોર્ડિંગમાં આવ્યા અને આશ્રમના વિદ્યાર્થીઓની સ્કાઉટ ટ્રુપ રચવા આગ્રહ કર્યો અને મહારાજા સાહેબના શુભ હસ્તે સ્કાઉટનો વાવટો ટ્રુપને આપવાનું કહ્યું. તે વખતે સ્કાઉટને ફોર ગોડ, કીંગ એન્ડ કન્ટ્રી (ઈશ્વર, રાજા અને દેશ)ને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેવાનું હતું. કમિશ્નર સાથે વાટાઘાટો કરવામાં શ્રી દાસકાકા, શ્રી પોપટભાઈ, શ્રી કુબેરભાઈ અને શ્રી છગનભા હતા. ચર્ચા બે કલાક ચાલી. ઉગ્ર ચર્ચાઓ થઈ. દાસકાકાએ પોતાનો અભિપ્રાય આપતાં જણાવ્યું: "ભારતમાં રાજાઓ આવ્યા અને ગયા. વડોદરાની ગાદી ઉપર પણ રાજાઓ આવ્યા અને ગયા. આથી રાજાની વફાદારીના સોગંદ લેવામાં અમે માનતા નથી. સ્કાઉટની પ્રતિજ્ઞામાં રાજા શબ્દ એ ઇંગ્લેંડના રાજાને માટે છે. ભારત ઉપર અંગ્રેજો તેમના નામથી રાજ્ય કરે છે. ભારત આઝાદ થવા માગે છે. રાજા પ્રત્યે

વફાદારીના સોગંદ એટલે ભારતને કાયમ અંગ્રેજોના હાથ નીચે આપવાનું, ભારતની આઝાદીનો દ્રોહ કરવાનું. આ અમારાથી કે અમારા વિદ્યાર્થીઓથી નહિ થાય. અમે તો માત્ર દેશને વફાદાર રહેવાના સોગંદ લઈએ.”

કમિશનર નારાજ થઈ કડી ગેસ્ટ હાઉસ ગયા. દીવાન સાહેબે વાત કરી. આ સંસ્થા તો બંડખોર છે. દીવાન સાહેબે મહારાજા સાહેબને વાત કરી. તેમની સંમતિ લઈ મહારાજા સાહેબની કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમની મુલાકાત રદ કરતો ફતવો કાર્યકરોને રાત્રે એક વાગે પહોંચાડવામાં આવ્યો. સંસ્થાના કાર્યકરો મહારાજા સાહેબની મુલાકાત રદ થવાની ખબર પડતાં નારાજ થયા. પણ વિદ્યાર્થીઓને તેની જાણ કરવામાં આવી નહિ, એટલે વિદ્યાર્થીઓ તો બેન્ડ-વાજાં સાથે મહારાજાનું સ્વાગત કરવા તૈયાર થઈ ગયેલા. મહારાજા સવારે ફરવા નીકળ્યા, ત્યારે એકાએક તેમને આ બંડખોર સંસ્થા જોવાનું મન થઈ ગયું અને મહારાજાએ ઓચિંતી સંસ્થાની મુલાકાત લીધી. મહારાજા વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ જોઈ ખુશ થઈ ગયા. બાળકોને ભોજન આપ્યું અને વિદ્યાર્થીઓ જમવા બેસે તેવી પોતાને ખબર મળ્યા બાદ પોતે ભોજન લે છે, તેવી જાહેરાત કરી. તેમને આ સંસ્થા જો બંડખોર હોય તો, ભલે મારા રાજ્યમાં આવી સંસ્થાઓ ઠેર ઠેર પેદા થાય તેવી ઇચ્છા વ્યક્ત કરી.

આવી સંસ્થા તૈયાર કરવામાં દાસકાકા જેવા સન્નિષ્ઠ કાર્યકરોએ પોતાની ખુમારી અને પરિશ્રમ રેડ્યો હતો. ગાંધીજી, કસ્તુરબા, પ્યારેલાલજી અને ડૉ. હરિપ્રસાદ પણ બાપુ આવ્યા ત્યારે સાથે આવ્યા હતા.

૧૯૩૦ના ગાંધીજીએ શરૂ કરેલા મીઠા સત્યાગ્રહમાં આશ્રમ અને સ્કૂલના વિદ્યાર્થીઓ, શિક્ષકો અને સંચાલકોએ સારી સંખ્યામાં ભાગ લીધો. શ્રી નગીનભાઈએ તો ઝંડા સત્યાગ્રહમાં પણ ભાગ લીધો હતો અને જેલવાસ ભોગવ્યો હતો. દાસકાકા પોતાના ‘સંભારણાં’ નામના લેખમાં લખે છે, “....આઝાદીની લડત લડી લેવાની તમન્ના ઉગ્ર બની.

લાઠીઓ ખાધી, માથાં ફોડાવ્યાં, મીઠાના અગર લૂંટવામાં ફાળો આપ્યો, જેલના સળિયા પાછળ પુરાયા. ગાંધીજીએ સત્યાગ્રહ બંધ કર્યો ત્યાં સુધી આ બધું ચાલ્યું. ગાંધીજી ઈંગ્લેન્ડ ગયા અને નિરાશ થઈ પાછા આવ્યા. વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો. તેમાં પણ વિદ્યાર્થી, શિક્ષક અને સંચાલકોએ સારા પ્રમાણમાં ભાગ લીધો. જેલમાં ધકેલાયા.

આ વાતાવરણમાં આશ્રમ અને સ્કૂલના વિદ્યાર્થીઓ એમના ગામમાં ગયા ત્યાં આ સામાજિક અને રાજકીય ક્રાંતિનો અગ્નિ લઈ ગયા. ગામડામાં હાઈસ્કૂલો થવા લાગી. નવું વાતાવરણ જન્મ્યું, પરિણામે ઉત્તર ગુજરાત ખાસ કરી મહેસાણા જિલ્લામાં પરિવર્તન આવ્યું આ બધાંનું મૂળ પાટીદાર આશ્રમ અને સર્વ વિદ્યાલય, કડી મુખ્ય ગણાય.

ઈ. સ. ૧૯૩૦માં મીઠાના સત્યાગ્રહથી અને ઈ. સ. ૧૯૪૪ સુધી આશ્રમ અને સ્કૂલમાં આઝાદીનું વાતાવરણ રહ્યું. વાતો એની જ થાય. જેલમાં જવાની વાતો અને તૈયારીઓ થાય. તેમાંયે ઈ. સ. ૧૯૪૨માં ઉગ્રતા આવી. રવિવારે મહાસભાએ પૂર્ણ આઝાદીનો ઠરાવ કર્યો અને રાષ્ટ્રધ્વજ રોપ્યો, તે પછી તરત જ જાન્યુઆરી ૨૬મી એ પાટીદાર આશ્રમના ચોગાનમાં કૂવા પાસે ખુલ્લી રીતે રાષ્ટ્રધ્વજ ફરકાવવામાં આવ્યો અને રાષ્ટ્રગીત ગવાયાં. પોલીસનું કામ તો રિપોર્ટ કરવાનું. રિપોર્ટ થયા કરે. અંતે સંસ્થાને જપ્ત કેમ ન કરવી તેવી નોટિસ નીકળી. ઈ. સ. ૧૯૪૨માં મુખ્ય સંચાલકો વગેરે તે વખતે જેલમાં. નોટિસથી કોઈ ગભરાયું નહિ અને નોટિસ સરકારના દફતરમાં રહી."

૧૯૩૦ અને ૧૯૩૨માં દાસકાકા મહાત્માજીનાં "નવજીવન" અને "યંગ ઇન્ડિયા" પત્રો સરકારે જપ્ત કર્યાં ત્યારે તેની સાઈક્લો-સ્ટાઇલ નકલો કરી વહેંચવાની પ્રવૃત્તિ કરતા અને તેઓ મોટું જોખમ લેતા. સત્યાગ્રહની ટુકડીઓ તૈયાર કરી સત્યાગ્રહ પણ કર્યો હતો. ઈ. સ.

૧૯૪૨માં હિંદ છોડો આંદોલન વખતે તેમને આઠ માસ સુધી અટકાયતમાં રાખવામાં આવ્યા હતા.

પ્રજામંડળના સભ્ય તરીકે, મુંબઈની ધારાસભાના સભ્ય તરીકે અને પાર્લામેન્ટના સભ્ય તરીકેના દશ વર્ષનું સરવૈયું કરીએ તો તેમની કામગીરીનો દળદાર ગ્રંથ તૈયાર થાય. પ્રજાના પ્રશ્નોની ઉપેક્ષા ન થઈ શકે, લોકોના પ્રતિનિધિ તરીકે બેસીએ તો આળસ ન ચાલે. મતદાતાઓની આટલી ઉપેક્ષા દાસકાકાને પરવડતી ન હતી. હંમેશાં તેઓ પ્રજાના પ્રાણપ્રશ્નો આગળ ધરી જોરદાર રજૂઆત કરતા. "રાઈટ ટુ રીકોલ"–પ્રતિનિધિને પાછા બોલાવવાની ઠીક ઠીક ચર્ચાઓ ત્યારે ચાલેલી. પછી તો પક્ષપલટાઓ પર બાન મૂકવા માટે સંસદે જ કાયદો ઘડયો. પરંતુ આ પહેલાં ઈ.સ. ૧૯૫૩માં દાસકાકા ચૂંટાયેલા પ્રતિનિધિ હતા અને તેમને કોંગ્રેસમાં આવવું હતું ત્યારે તેમણે જે મતદારોનો અભિપ્રાય માગેલો તેમજ પત્રિકાઓ બહાર પાડેલી, તે શબ્દશઃ અત્રે રજૂ કરી છે. આમાં મતદારો પ્રત્યેની સચ્ચાઈ, સાચા રાજ્યનેતાના લક્ષણનાં દર્શન થાય છે.

## "મારી મૂંઝવણ"

લોકશાહીમાં પાર્લામેન્ટ કે ધારાસભામાં ચૂંટાનારના માલિક મતદારો છે. એણે મતદારોનો આદેશ માનવો જોઈએ.

લોકશાહીમાં પક્ષો આવશ્યક છે. લોકશાહીમાં પક્ષો ધીરે ધીરે વ્યવસ્થિત થાય છે. શરૂઆતમાં પક્ષો વ્યવસ્થિત ના થાય ત્યાં સુધી સ્વતંત્ર સભ્યોને સ્થાન છે. પરિપક્વ લોકશાહીમાં હજુ પણ સ્વતંત્ર સભ્યો સ્થાન ભોગવે છે.

ગઈ ધારાસભાની ચૂંટણીમાં ધારાસભાની કડીની બેઠક માટે હું સ્વતંત્ર ચૂંટાયો. સ્વતંત્ર ઉમેદવાર તરીકે હું ઊભો રહ્યો. પણ મારું પીઠબળ ખેડૂત મંડળનું હતું. વાસ્તવિક રીતે ખેડૂત મંડળના ટેકાથી ચૂંટાયો હતો.

કડીની બેઠક માટે બે ઉમેદવારો હતા. એક કોંગ્રેસના હતા અને બીજો હું હતો.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ અને કોંગ્રેસ વચ્ચે મતભેદ ઉભો થયા તે પહેલાં હું પણ કોંગ્રેસી હતો. ઈશ્વરની કૃપાથી મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ અને કોંગ્રેસ વચ્ચેના મતભેદનો અંત આવ્યો છે અને મહેસાણા જિલ્લા ખેડૂત મંડળે તેના સભ્યોને કોંગ્રેસના સભાસદ થવા આદેશ આપ્યો છે. લોકશાહીની રીતરસમ મુજબ મહેસાણા જિલ્લા ખેડૂત મંડળે દરેક તાલુકાની ખેડૂત મંડળીને તેમના અભિપ્રાય જણાવવા તક આપી. તાલુકા ખેડૂત મંડળોએ વિચારણા કર્યા પછી અભિપ્રાય આપ્યો અને તે તમામનો વિચાર કરી છેવટે મહેસાણા જિલ્લા ખેડૂત મંડળે નિર્ણય લીધો.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળે તેનું બંધારણ પણ સુધાર્યું. ખેડૂત મંડળના સભાસદને કોઈ રાજકીય સંસ્થામાં જોડાવવું હોય તો કોંગ્રેસમાં જ જોડાવું અને કોંગ્રેસ સિવાય બીજી કોઈ રાજકીય સંસ્થામાં જોડાય તો આપોઆપ ખેડૂત મંડળના સભ્યપદથી કમી થાય. આ ઉપરાંત ખેડૂત મંડળે તેના સભાસદોને કોંગ્રેસના સભ્ય બનવા અથવા કોંગ્રેસમાં જોડાવા આદેશ આપ્યો.

હું મહેસાણા જિલ્લા ખેડૂત મંડળનો પ્રમુખ છું અને તેથી મારે પૂરા હૃદયથી ખેડૂત મંડળના આદેશને માન આપવું જોઈએ અને એ આદેશ અનુસાર મારે કોંગ્રેસમાં જોડાવું જોઈએ.

હું કોંગ્રેસમાં સભાસદ બનું – જોડાઉં એટલે મારે ધારાસભામાં પણ કોંગ્રેસ પક્ષમાં જ રહેવું જોઈએ અને તેની શિસ્ત સ્વીકારવી જોઈએ. હું કોંગ્રેસનો સભ્ય બનું અને છતાં ધારાસભામાં સ્વતંત્ર રહું તે બની શકે નહિ. લોકશાહીની એ રીત નથી. આથી મારે સ્વતંત્ર સભ્ય મટી કોંગ્રેસ પક્ષના સભ્ય પણ બનવું જોઈએ. મતદારોએ મને સ્વતંત્ર ઉમેદવાર તરીકે કોંગ્રેસી ઉમેદવારને હરાવી ચૂંટયો છે અને તેથી હું કડી

તાલુકાના મતદારો સમક્ષ તેમના અભિપ્રાય માગું છું. કોઈ પણ ધારાસભ્યને તેના મતદારોની ઇચ્છા જાણ્યા સિવાય મનસ્વી રીતે પક્ષ બદલવાનો અધિકાર નથી અને તે મતદારોને પૂછ્યા સિવાય પક્ષ બદલે તો તેમાં લોકશાહીની રીત-રસમનું ખૂન થાય છે.

કડી તાલુકા ખેડૂત મંડળે તેમજ મહેસાણા જિલ્લા ખેડૂત મંડળે એકસરખા અને એક જ ભાવનાના ઠરાવો કર્યા છે અને તેનો અર્થ હું એ સમજું છું કે ખેડૂત મંડળ અને કૉંગ્રેસ સભ્ય બની સ્વતંત્ર ધારાસભ્ય મટી જઈ કૉંગ્રેસ પક્ષના ધારાસભ્ય બનવા કહે છે. આમ છતાં આથી હું મતદારોને તેમના વિચારો જણાવવા વિનંતી કરું છું.

ખેડૂત મંડળના ઠરાવ પછી મારે કૉંગ્રેસના સભ્ય બનવું જ જોઈએ અને તેથી મારે માટે બે રસ્તા છે:

(૧) મતદારો જણાવે તો ધારાસભ્ય તરીકે મારે રાજીનામું આપવું અને ત્યાર પછી કૉંગ્રેસ મને ઉમેદવાર તરીકે પસંદ કરે તો મારે કડીની બેઠક માટે ઉમેદવારી કરવી.

કડી તાલુકામાં બે સંસ્થાઓ એવી છે કે જેને આ પ્રશ્નમાં રસ છે. એક છે કૉંગ્રેસ અને બીજી છે ખેડૂત મંડળ. બન્નેની હવે ઇચ્છા એવી છે કે મારે કૉંગ્રેસમાં જોડાવવું. છતાં તેમની ઇચ્છા હોય તો હું સ્વતંત્ર ધારાસભ્ય પદનું રાજીનામું આપવા તૈયાર છું. મતદારોનો મોટો ભાગ મને જણાવે કે હું સ્વતંત્ર ઉમેદવાર તરીકે ચૂંટાયેલો હોઈ મારે રાજીનામું આપવું તો તે માટે પણ હું તૈયાર છું.

મોટા ભાગના મતદારો તેમજ કડી તાલુકા ખેડૂત મંડળ તથા કડીની કૉંગ્રેસ મને સ્વતંત્ર ધારાસભ્યનું રાજીનામું આપવા જણાવે, નહિ તો, બીજો રસ્તો એ રહ્યો કે મારે કૉંગ્રેસના સભ્ય બની ધારાસભામાં કૉંગ્રેસ પક્ષના સભાસદ બની બાકી રહેલ વખત માટે કામ કરવું.

ત્રીજો રસ્તો એ છે કે ખેડૂત મંડળના સભ્યપદમાંથી રાજીનામું આપી સ્વતંત્ર ઉમેદવાર તરીકે કામ કરવું. ખેડૂત મંડળમાંથી રાજીનામું

આપવાની કલ્પના મને કંપારી ઉપજાવનારી છે અને તે હું કરવા માગતો નથી. ધારાસભાના સભ્યપદનો ત્યાગ કરવાનું હું પસંદ કરું પણ ખેડૂત મંડળના સભ્યપદનો ત્યાગ હું ના કરું, અને તેથી ત્રીજા રસ્તાનો વિચાર કરવાની જરૂર નથી.

મતદારો, ખેડૂત મંડળ તેમજ કોંગ્રેસ એમના અભિપ્રાય મુક્તપણે જણાવે અને હું જે આદેશ આપે તેનો અમલ કરવા ખુશી છું.

– પુરુષોત્તમદાસ પટેલ.

તા.૧૩–૧૦–૫૫

મૂલ્યનિષ્ઠ રાજકારણીની પ્રામાણિકતાનો આનાથી ઉત્તમ દાખલો બીજો કયો હોઈ શકે ?

મુંબઈની ધારાસભામાં દાસકાકા ગુજરાતના પ્રાણપ્રશ્નોને બેધડક રજૂ કરતા. દાસકાકાએ જે રાજકીય કાર્યો કર્યાં તેની નોંધો નથી રાખી, પણ તેમણે ધારાસભા કે પાર્લામેન્ટમાં રજૂ કરેલા પ્રશ્નોની છણાવટ તેમનાં મુખપત્રો "રાષ્ટ્રધર્મ" અને "ખેડૂત"માં કરતા. ઉપરાંત ઉત્તર ગુજરાતની મુશ્કેલીઓ પણ જણાવતા અને તેમના શિષ્ય કડી તાલુકા ખેડૂત મંડળના પ્રમુખશ્રી ધનાભાઈ હરગોવદદાસ પટેલ (વકીલ) "ખેડૂતોની હાકલ", "કોંગ્રેસ ખેડૂત વચ્ચેનો પત્રવ્યવહાર", "ગૌ વધ અટકાવતું બિલ" જેવી પુસ્તિકાઓ બહાર પાડી જનતા સુધી પહોંચાડવાનું કામ કરતા. અત્રે એ વાતનો ઉલ્લેખ કરવો પડે કે તે વખતે લગભગ ત્રીસ જેટલા જુવાનો દાસકાકાની વિચારસરણીના ચુસ્ત હિમાયતી બન્યા હતા અને તેમના કાર્યને ઉપાડી લીધું હતું.

શ્રી પુરુષોત્તમ પટેલે મુંબઈની ધારાસભામાં ગૌવધ અટકાવવાનું બિલ રજૂ કર્યું તે તેમની વિદ્વત્તાનો ઉચ્ચ કોટિનો નમૂનો હતો, તેમાં તેમની વિષય પરની પકડ અને ગહનતા દેખાઈ આવે છે, મુંબઈના દૈનિકપત્રોએ આ બિલને કારણે દાસકાકાની પ્રશંસા કરી હતી.

દ્વિભાષી મુંબઈ રાજ્યમાં તેમના ધારાસભ્ય તરીકેના અનુભવ ટાંકતાં તેમણે એક જાહેર સભામાં જણાવેલું કે કોયના યોજનાને સાકાર કરવા તે

સમયના દ્વિભાષી મુંબઈ રાજ્યના એક વિરોધ પક્ષના મરાઠી ધારાસભ્યે કોયના યોજના માટેની પ્રસ્તાવના રાજ્ય ધારાસભામાં રજૂ કરેલી, જેને કોંગ્રેસ સાથેના તમામ પક્ષોના મહારાષ્ટ્રીયન ધારાસભ્યોએ એકમતિથી વધાવી લીધેલી અને આખા મુંબઈ રાજ્યની તમામ આવક કોયનામાં વપરાઈ ગયેલી. પરિણામે ગુજરાતની યોજનાઓ માટે એક પાઈ પણ ફાળવી શકાયેલી નહિ. આ સમયે ગુજરાતના કોંગ્રેસી ધારાસભ્યોનો અવાજ બહુમતી મરાઠી સભ્યોએ કાને ધરેલો નહિ. આ વિશેની સીલસીલાબંધ હકીકતો દાસકાકાએ મહેસાણાની જાહેરસભામાં રજૂ કરેલી ત્યારે લોકોની આંખો ઊઘડી ગયેલી કે દ્વિભાષી રાજ્યમાં ગુજરાતનું કોઈ હિત સધાવાનું નથી. આવા અન્યાયી પ્રતિઘોષમાંથી "મહાગુજરાત"નું આંદોલન જન્મ્યું 'ગાંધીજી–મહાગુજરાત' નામનો દાસકાકાનો લેખ જાણીતો બન્યો.

મુંબઈ રાજ્યની ધારાસભામાં મહારાષ્ટ્રના સદસ્યોની બહુમતીને કારણે ગુજરાતને પ્રાણપ્રશ્નોમાં સહન કરવું પડતું હોવાની પરિસ્થિતિને ગુજરાતના સ્વમાની સદસ્યો સહન કરી શક્યા નહિ. ભારત સરકારના રોષને વહોરીને પણ આ સ્વમાની ગુજરાતી નરવીરોએ મહાગુજરાતના અલગ રાજ્યની રચનાની માગણી ફરી લડત ઉપાડી. સ્વ. ઇન્દુલાલ યાજ્ઞિક તેના કર્ણધાર બન્યા. દાસકાકા જેવાઓએ સેનાનાયકો તરીકે ઝંપલાવી મહાગુજરાતમાં લડતની આંધી ઊભી કરી દીધી.

લડતના આરંભ પહેલાં પાટીદાર સોસાયટી, અમદાવાદ ખાતે દાદુભાઈ અમીનને ઘેર મીટિંગ મળેલી તેમાં સમગ્ર લડતનું સંચાલન શ્રી રામચંદ્ર અમીન કરે તેવો સૂર રજૂ થયેલો, પણ પાછળથી સમાજવાદીઓ તરફથી શ્રી જયંતિ દલાલનું નામ પણ મૂકવામાં આવ્યું. આ ઉપરાંત શ્રી ત્રિકમભાઈ પટેલનું નામ પણ વિચારાયું. દાસકાકા અને ત્રિકમભાઈ વચ્ચે સમાધાન થયું અને ઇન્દુલાલ યાજ્ઞિક સર્વમાન્ય નેતા નક્કી થયા.

ઈ.સ. ૧૯૫૬–૫૭માં ઇન્દુલાલ યાજ્ઞિકે જ્યારે મહાગુજરાતની લડત ઉપાડી ત્યારે કોંગ્રેસે પ્રજાની આકાંક્ષાઓને છેહ દઈ ને દ્વિભાષી રાજ્યની તરફેણ કરી. પરંતુ દાસકાકાએ ઇન્દુચાચાને નિર્ભિકપણે સબળ ટેકો

આપ્યો. ઇન્દુચાચા ૧૯૫૭માં આવી પડનારી ચૂંટણીઓ માટે તે સમયે કોઈ રાજકીય પક્ષની સ્થાપના કરવાનું વિચારતા હતા ને તે માટે તેમણે અમદાવાદમાં મહાગુજરાતની વિચારસરણીમાં માનતા કાર્યકરોની એક મોટી સભા બોલાવી હતી. અમદાવાદમાં આ સભામાં જૂના કોંગ્રેસીઓ અને બીજા નામી–અનામી અનેક કાર્યકરો ઉપસ્થિત રહ્યા હતા. તે સમયના અમદાવાદના મેયર ડૉ. સોમાભાઈ દેસાઈ પણ હાજર હતા. સભા સામે પ્રશ્ન એ હતો કે, "કેવા સ્વરૂપે રાજકીય પક્ષની સ્થાપના કરવી કે જેથી પ્રજાને તેમાં પોતાની આકાંક્ષાઓનું પ્રતિબિંબ પડતું લાગે ને ચૂંટણીમાં પ્રજા પોતાના પ્રતિનિધિત્વનું પ્રતિબિંબ આ નૂતન પક્ષમાં જુએ ?"

અનેક ચર્ચાઓ થઈ. અનેકાનેક સૂચનો આવ્યાં પણ કોઈ સૂચન ઇન્દુચાચાને ગળે ઊતર્યું નહિ. આ બધા સમય દરમ્યાન દાસકાકા મૂક બની આ ચર્ચાઓનો તમાશો જોતા હતા. એકાએક ઇન્દુચાચાની નજર દાસકાકા ઉપર પડી. દાસકાકાને શાંત, મૌન, બેઠેલા જોઈ, ઇન્દુચાચાએ દાસકાકાને પૂછ્યું કે, "દાસભાઈ, તમે કેમ કંઈ બોલતા નથી ? તમે જિંદગી આખી રાજકરણમાં વ્યતિત કરી છે."

"મને કોઈ સાંભળે તો બોલું ને ? અહીં તો દરેકે દરેક જણને પોતાની તતૂડી વગાડવી છે." દાસકાકાએ થોડા વ્યથિત બની આક્રોશ વ્યક્ત કર્યો........ને ઇન્દુચાચાએ ઊભા થઈ ચર્ચા અટકાવીને દાસકાકાને સાંભળવા સભાને સૂચવ્યું. દાસકાકાએ પોતાના રાજકીય અનુભવના નિચોડરૂપ પક્ષની આખી રૂપરેખા આપી. પક્ષના નામાભિધાનનો પ્રશ્ન પલક માત્રમાં ઉકેલી નાખ્યો ને તેમણે સૂચવેલું નૂતન રાજકીય પક્ષનું નામ "જનતા પરિષદ" સૌએ એક અવાજે વધાવી લીધું. આ પક્ષે જ ૧૯૫૭માં કોંગ્રેસ સામે ચૂંટણી લડી મહાગુજરાતના મુદ્દા ઉપર કોંગ્રેસને ચૂંટણીમાં જબરજસ્ત શિકસ્ત આપી, મહાગુજરાતનો માર્ગ મોકળો કર્યો અને આખરે મહાગુજરાત થઈને રહ્યું. ત્યારે મહેસાણા જિલ્લાની બધી બેઠકો જનતા પરિષદ જીતી ગયેલી.

૧૯૫૭માં અમદાવાદમાં સમાંતર સભાઓનું આયોજન કરવામાં આવ્યું હતું. વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂની સભા લાલદરવાજા-ના મેદાન ઉપર હતી ને જનતા પરિષદની સભા લૉ કૉલેજ મેદાનમાં હતી. લૉ કૉલેજની જનતા પરિષદની સભાના મુખ્ય વક્તાઓમાં જાણીતા લેખક જયન્તિ દલાલ, દાસકાકા ને ઇન્દુચાચા હતા તો સામે પક્ષે જવાહરલાલ નહેરુ કે જે તાજેતરમાં સાઉદી અરેબિયાનો પ્રવાસ કરીને આવ્યા હતા તે સભાને ઉદ્બોધન કરવાના હતા.

અમદાવાદની પ્રજાએ તે દિવસે પ્રજાની આકાંક્ષાઓની વિપરીત દિશામાં ગતિ કરતી કૉંગ્રેસને પાઠ ભણાવવા, ઇન્દુચાચાની સભામાં લાખો-ની સંખ્યામાં હાજરી બતાવી. લૉ કૉલેજનું મેદાન માનવ કીડિયારાથી ઉભરાઈ ગયું ને આજુબાજુના રસ્તાઓ લાંબે સુધી, ફર્લાંગો સુધી, સંભળાય ત્યાં સુધી પ્રેક્ષકોથી ખીચોખીચ ભરાઈ ગયા. સામે પક્ષે પંડિત નહેરુની લાલદરવાજાની સભામાં પંડિત નહેરુને આવવાનો સમય થયો ત્યાં સુધી જૂજ પ્રેક્ષકોની ઉપસ્થિતિ હતી ને આબરૂ જાય તેમ હોવાથી કૉંગ્રેસના કાર્યકર્તાઓએ મજૂર મહાજનના સહકારથી મિલો છોડાવી મૂકી ને કામદારોને લાલદરવાજાના મેદાનમાં એકઠા કર્યા ત્યારે માંડ થોડા હજાર પ્રેક્ષકો લાલદરવાજાના મેદાનમાં દેખાવા લાગ્યા.

દાસકાકાએ લૉ કૉલેજના મેદાનમાંથી તેમના વ્યક્તવ્યમાં ઘોષણા કરી કે, " કૉંગ્રેસીઓ જો પ્રજાની આકાંક્ષાઓની પૂર્તિ કરતા ન હોય ને રાષ્ટ્ર-પિતા ગાંધીજીના નામ ઉપર ચરી ખાવા નીકળ્યા હોય તો તેવા પક્ષને પ્રજાએ ફેંકી દેવો જોઈએ, ભલે પછી તેમાં પંડિત નહેરુ જેવા પ્રખર રાષ્ટ્રભક્ત હોય. ને નહેરુ જો એમ કહેતા કે હોય "દ્વિભાષી રાજ્ય પથ્થર કી લકીર હૈ, મીટ નહિ શકતી" તો નહેરુને પ્રજાએ બતાવી દેવું જોઈએ કે લોકશાહીમાં કોઈ વ્યવસ્થા પથ્થરની લકીર બનવી ન જોઈએ પરંતુ પરિવર્તિત થતી પ્રજાની આકાંક્ષાઓ સાથે રાજકીય વ્યવસ્થાનું પણ પરિવર્તન થવું જોઈએ. અને શ્રી મોરારજી દેસાઈ પણ જો એમ કહેતા હોય કે, " મહાગુજરાત મારા મડદા ઉપર થશે. હું જીવતો છું ત્યાં સુધી મહાગુજરાત નહિ થવા દઉં" તો શ્રી

મોરારજી દેસાઈ સમસ્ત પ્રજાને ખાનમાં લે તે કેમ ચાલે ? પ્રજાએ મોરારજીને ફગાવી દેવા જોઈએ." ........ને આપણે જોયું છે કે દાસકાકાની બધી જ ભવિષ્ય વાણીઓ સાચી ઠરી. મહાગુજરાત થઈને રહ્યું. આવા દાસકાકા દ્વિભાષી રાજ્યમાં પણ ધારાસભ્ય તરીકે ચૂંટાયા હતા. મુંબઈની તે સમયની ધારા સભામાં તેમનો મહાગુજરાત માટેનો અવાજ કોઈની શેહ-શરમ સિવાય પ્રબળ રીતે રજૂ કરતા હતા. પાર્લામેન્ટમાં પણ પ્રજાનો અવાજ અને આંતરવ્યથાને રજૂ કરવા ચૂંટાયા હતા. તે પછી મહાગુજરાતના પ્રધાન મંડળમાં પણ થોડોક સમય પ્રધાન તરીકે રહ્યા હતા.

હાલના કડી સંસ્થાના ઉપપ્રમુખ શ્રી ધનાભાઈ હ. પટેલ મહાગુજરાતની ચળવળનો ઉલ્લેખ કરતાં લખે છે, " કૉંગ્રેસ સામે લડત લડવાનું બંધ રાખવામાં મેં દાસભાઈને પત્ર લખ્યો કે, માંડ ખેડૂત મંડળની લડાઈમાંથી પરવાર્યા છીએ અને ફરી પાછી આ "હોળી"માં ઝંપલાવવાનું બંધ રાખો તો સારું." પણ દાસકાકા માન્યા નહિ. કડીમાં "પટેલ ભુવન"માં સભા કરી સ્વમાની ગુજરાતી મહાગુજરાતની લડતને ટેકો નહિ આપે તો ઇતિહાસકારો આપણને બાયલા કહેશે, તેમ સૌને જણાવી જાહેર જનતાનો ટેકો અને રજા મેળવી લડતની દુંદુભિ વગાડી. ગામેગામની જનતાએ વીરહાકલ ગજાવતાં, ગોળી ખાધી, જેલો ભરી. " મહાગુજરાત લેકે રહેંગે"નો નાદ ગજાવતા આ જવાંમર્દની પાછળ જનતા જંગે ચઢી, ફરી પાછો દાસકાકાને તેમના સાથીદારો સાથે કૉંગ્રેસે જાકારો આપ્યો.

કૉંગ્રેસના જાકારા સામે પ્રત્યુત્તર આપતાં દાસકાકાએ રાજનીતિનાં મૂલ્યોને સરસ રીતે મૂલવ્યાં છે. એમણે આપેલો જવાબ તેમની મૂલ્યનિષ્ઠા પ્રસ્થાપિત કરે છે. એમનો જવાબ અહીં શબ્દશઃ રજૂ કરું છું.

શ્રી પુરુષોત્તમદાસ ર. પટેલ
મહેસાણા

શ્રી. પ્રમુખ,

ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ,

અમદાવાદ.

આપશ્રીના તા. ૧૩–૧૦–૫૬ તથા તા.૧૯–૧૦–૫૬ ના પત્રો મળ્યા તે બદલ આભાર.

કૉંગ્રેસ એ લોકશાહી સંસ્થા છે. જનતાના મંતવ્યને માન આપવામાં લોકશાહી છે. મહાગુજરાત – ગુજરાતના અલગ રાજ્યની રચના માટે મહેમદાવાદમાં ગુજરાત પ્રદેશ કૉંગ્રેસે ઠરાવ કર્યો હતો અને ગુજરાતમાં ગુજરાતના અલગ રાજ્યની રચના માટે ગુજરાત કોંગ્રેસ પણ વાતવરણ જનમાવ્યું હતું. હાલના દ્વિભાષી મુંબઈ રાજ્યમાંથી કોઈ પણ ભાગ છૂટો કરવામાં આવે તો ગુજરાત રાજ્ય અલગ રચવા ગુજરાત પ્રદેશ કૉંગ્રેસે રાજ્ય પુનઃરચના પંચ સમક્ષ નિવેદનથી માગણી કરી હતી. અલગ ગુજરાત રાજ્ય માટે રાજધાની, સેક્રેટેરિયેટ, પ્રધાનોના બંગલા અને પ્રધાનોની પસંદગી વગેરે વાટાઘાટો ગુજરાત પ્રદેશ કૉંગ્રેસના અગ્રણીઓએ કરી નહોતી.

ગુજરાતમાં તા. ૫–૮–૫૬ સુધી કૉંગ્રેસના નાના મોટા બધાએ મહાગુજરાતની રચના માટે એક મતે વાતો કરી છે. તા. ૫–૮–૫૬ સુધીમાં મહાગુજરાતનું અલગ રાજ્ય થશે તો ખાદીલુ થશે અથવા મહાદ્વિભાષી - વિદર્ભ સાથેના રાજ્યથી ગુજરાતને લાભ થશે એવું કોઈએ કહેલું નહોતું. ઊલટું 'હરિજનબંધુમાં' શ્રી મગનભાઈ દેસાઈ તથા શ્રી રાવજીકાકા તેમજ અન્ય બધાએ મહાગુજરાતનાં ગીત ગાયાં હતાં. ગુજરાતનું અલગ રાજ્ય થવાથી રાષ્ટ્રની એકતા અને રાષ્ટ્રીયતા જોખમાશે એવું કોઈએ કહેલું નહોતું.

તા. ૭–૮–૫૬ના દિવસે વિદર્ભ સાથેના મહાદ્વિભાષીનો નિર્ણય લેવાયો. વિદર્ભ સાથેના મહાદ્વિભાષી મુંબઈની દરખાસ્ત મહારાષ્ટ્ર પ્રદેશ કોંગ્રેસે કરી હતી અને તે મહેમદાવાદ મુકામે ગુજરાત પ્રદેશ કોંગ્રેસે નકારી હતી અને આપણા નેતા શ્રી મોરારજીભાઈએ તે દિવસે નિવેદન

કરતાં જણાવ્યું હતું કે ગુજરાત મૂર્ખ બનવા માગતું નથી. અંતે ગુજરાતને મૂર્ખ બનવું પડયું એનું દુઃખ ગુજરાતને છે.

આપણા દેશમાં તેર રાજ્યો ભાષાના ધોરણે રચાયાં છે. એથી ભારતની એકતા ને રાષ્ટ્રીયતાને આંચ આવતી નથી, છતાં ગુજરાતનું અલગ રાજ્ય થવાથી દેશને કેવી રીતે નુકસાન થવાનું છે!

ગુજરાતને અલગ રાજ્ય બનાવતું રાજ્ય પુનઃરચના બિલ રજૂ કરવામાં આવ્યું ત્યારે તે પહેલા વાચનમાં ગયું ત્યારે જ તે પ્રવર સમિતિમાં, પ્રવર સમિતિ પછીના પહેલા વાચનમાં ગુજરાતના કોઈ અગ્રણીએ મહાગુજરાતના અલગ રાજ્યનો વિરોધ કર્યો નહોતો, પણ ટેકો આપ્યો હતો. ગુજરાતના અલગ રાજ્યથી ભાષાવાદનું ઝેર ફેલાશે અથવા રાષ્ટ્રના વિશાળ હિતને નુકસાન થશે એવું તે દરમ્યાન કોઈને લાગ્યું નહીં અને છેવટે એ મરાઠી ભાષીનો નિર્ણય ગુજરાતને માથે મારવામાં આવ્યો, ત્યારે ગુજરાત ભાષાવાદ કે પ્રાંતવાદના રોગથી પીડાતું નથી. રાષ્ટ્રની આઝાદીની પ્રાપ્તિમાં ગુજરાતે ગૌરવભર્યો ભાગ ભજવ્યો છે અને ભોગ આપ્યા છે. ગુજરાત તો તેને થયેલ અન્યાય દૂર કરવા મથે છે તે ભુલાવું નહીં જોઈએ. ખરી હકીકત તો એ છે કે કોંગ્રેસ અને ભારત સરકાર મુંબઈનો પ્રશ્ન ઉકેલવામાં નિષ્ફળ નીવડયાં તેથી ગુજરાતને અન્યાય કરવામાં આવ્યો છે. મહારાષ્ટ્રમાં કોંગ્રેસની લાગવગ ટકાવી રાખવા ગુજરાતને અન્યાય થયો છે.

મહેમદાવાદના ઠરાવ પછી મુંબઈ અને અન્ય સ્થળે ઘણાના જીવ ગયા અને લાખો મિલકતોનો નાશ થયો. મહારાષ્ટ્ર પ્રદેશની દરખાસ્ત જે આજે ગુજરાતને માથે મારવામાં આવી છે, તે તે વખતે સ્વીકારી હોત તો ઘણાના જીવ અને લાખોની મિલકતો બચત.

મહેમદાવાદના ઠરાવ પછી ગુજરાતીઓની મુંબઈ વગેરે સ્થળે પરેશાની થઈ. જીવ ગયા અને મિલકતો ગુમાવી અને વૈમનસ્ય વધ્યું. વિદર્ભ સાથે દ્વિભાષી રાજ્ય સ્વીકારવા માટે જો કોઈ કારણ હોય તો આ છે, આ સિવાય શું છે?

મને લાગે છે કે ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ ગુજરાતનો અવાજ રજૂ કરવામાં નિષ્ફળ નીવડી છે. મહેમદાવાદનો ઠરાવ છતાં મહાદ્વિભાષી રાજ્યનો સ્વીકાર કરી ગુજરાતી મોવડી મંડળે શિસ્તનો ભંગ કર્યો છે અને ગુજરાતનો દ્રોહ કર્યો છે. ગુજરાત પ્રદેશ કોંગ્રેસના મોવડી મંડળે નબળાઈ બતાવી છે અને શિસ્તના ઓથે એ ઢાંકવા પ્રયત્નો થાય છે. ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ પાસે તા. ૧૯–૮–૫૬ના રોજ ઠરાવ કરાવી ગુજરાતની જનતાની મહેચ્છાની ગુજરાત કૉંગ્રેસ વિરોધી બની છે.

જનતાના મંતવ્યને માન આપવામાં સાચી લોકશાહી છે. જનતા ઉપર નિર્ણય ઠોકી બેસાડવામાં લોકશાહીનો નાશ છે. ગુજરાત કોંગ્રેસે જનતાના મંતવ્યને માન નહીં આપી બિનલોકશાહી વલણ ધરાવ્યું છે.

તા. ૮–૮–૫૬ અને તે પછીની હડતાલો, સરઘસો, સભાઓ, ઠરાવો વગેરે જનતાનું મંતવ્ય રજૂ કરે છે તે સામે ગોળીબાર, ટીયર ગેસ અને લાઠીમારે ગુજરાતનું દુઃખ વધારી મૂક્યું છે. કેટલાક લોકો ગાંડા થયા અને દોઢ લાખની કિંમતની ખાનગી તેમજ જાહેર મિલકતોનો નાશ કર્યો અને કેટલાકે સભ્યતા ગુમાવી તેનું મને દુઃખ છે. આથી ગુજરાતની પ્રતિષ્ઠા જોખમાઈ છે.

ગુજરાતની જનતામાં મહાગુજરાતનો મંત્ર આપણે મૂક્યો નથી? મહાગુજરાતની કલ્પના અને મનોરથ આપણે ગુજરાતમાં ઊભાં કરવામાં અગ્રભાગ ભજવ્યો નથી. કલ્પના અને મનોરથ રાતોરાત ભોંય ભેગાં થાય અને તેથી લોકો હતાશ અને નિરાશ થાય અને પરિણામે થોડા ગાંડા બની તોફાને ચઢે તો તે માટે આપણે જવાબદાર નથી ?

ગુજરાતના ઘણા મોટા વર્ગની સાથે હું પણ માનું છું કે કોંગ્રેસ પ્રત્યે ગુજરાતની ભક્તિના અતિરેકના કારણે ગુજરાતનો ભોગ લેવાયો છે. ગુજરાતને અન્યાય કરવામાં આવ્યો છે અને તેથી ન્યાય મેળવવા ગુજરાતે બંધારણીય રીતે લડત આપવી જોઈએ.

આ લડતની આગેવાની ગુજરાત પ્રદેશ કૉંગ્રેસે લીધી નહીં અને તેથી મારા જેવા અદના કોંગ્રેસીઓ લડતમાં સાથ, સહકાર અને દોરવણી

આપે છે. ગુજરાતમાં મહાગુજરાત અને ગોળીબાર માટે વ્યગ્રતા અને દુઃખ છે. જનતા જાગી છે અને એને કૉંગ્રેસીઓ સાથ નહીં આપે તો બીજા સાથ આપશે અને એ કૉંગ્રેસના હિતમાં નથી. એમ થશે તો જનતાનો વિશ્વાસ ગુજરાત કૉંગ્રેસ ગુમાવી બેસશે અને જનતા કૉંગ્રેસની વિરુદ્ધ થશે.

કૉંગ્રેસ વ્યક્તિઓને સ્વતંત્ર વિચારો પ્રદર્શિત કરવા ના દે અને ઉપરના હુકમોનો અમલ વ્યક્તિઓને કરવાનો થાય તો ત્યાં લોકશાહીનો અંત આવે છે. સરમુખત્યારશાહી એમાંથી જન્મે છે. ઇંગ્લેન્ડ અને બીજા લોકશાહી દેશોમાં વ્યક્તિને વિચાર પ્રદર્શિત કરવાની છૂટ હોય છે જ અને પક્ષમાં પણ ઉદ્દામ વિચારનું જૂથ હોય છે અને એ જૂથ એના ઉદ્દામ વિચારો જાહેરમાં તેમ પાર્લામેન્ટમાં રજૂ કરે છે. માત્ર મત પક્ષ સાથે રહીને આપે છે.

આપણા દેશમાં લોકશાહી બાળ અવસ્થામાં છે અને તેથી લોકશાહી રીતરસમો ચુસ્ત રીતે અનુસરાવવી જોઈએ. વ્યક્તિગત માન્યતાને બાજુ ઉપર મૂકવાથી તેમ જ વ્યક્તિગત વિચારો પ્રદર્શિત કરવાની મના કરવાથી વ્યક્તિઓ વિચારતી બંધ થાય અને સરમુખત્યારશાહીમાં થાય છે તેમ, હુકમોને અનુસરતા થાય તો લોકશાહી જોખમાશે. થોડા માણસોના નિર્ણયને શિસ્તના નામે મૂક અનુસરવામાં લોકશાહી નથી, તે તો આપશ્રી પણ કબૂલ કરશો જ. મારી અઢાર વર્ષની ઉંમરથી હું કૉંગ્રેસનો ભક્ત રહ્યો. કૉંગ્રેસની નાની મોટી લડતોમાં તેમ જ સને ૧૯૪૨ની આઝાદીની લડતમાં ફાળો આપવા હું ભાગ્યશાળી થયેલો. આઝાદી પછી ખેડૂત સંગઠન અંગે મતભેદ જાગતાં મારે કૉંગ્રેસ છોડવી પડેલી અને તે મતભેદનો સુખદ અંત આવતાં નવેમ્બર ૧૯૫૫માં ફરી કૉંગ્રેસમાં દાખલ થયો. કૉંગ્રેસ પ્રત્યેની મારી જીવનભરની અંગત માન્યતાને લઈ આ ગાળામાં જ બીજા કોઈ રાજકીય પક્ષમાં જોડાયો નહીં.

નવ મહિનાના ટૂંકા ગાળામાં ગુજરાતને માટે મહાગુજરાતનો પ્રશ્ન ઊભો થયો. ગુજરાત માટે આ પ્રશ્ન જીવન-મરણનો છે. મને એમાં

વિશ્વાસ છે. વિદર્ભ સાથેના મહાદ્વિભાષી રાજ્યમાં ગુજરાતને ઓશિયાળું જીવન જીવવું પડશે, એથી ગુજરાતની નીતિમત્તા હણાશે અને ગુજરાતને બે પાંચ વર્ષે માથું નમાવી છૂટા થવા માગણી કરવી પડશે.

પૂ. રાષ્ટ્રપિતા ભાષાના ધોરણે રાજ્ય રચના કરવા માગતા હતા. પૂ. સરદાર સાહેબનું પણ આ મંતવ્ય હતું. કોંગ્રેસના ચૂંટણીના ઢંઢેરામાં ભાષાના ધોરણે રાજ્યો રચવા મતદારોને કોંગ્રેસે વચન આપ્યું છે. કોંગ્રેસે ૧૯૨૦ પછી અનેક વાર ભાષાના ધોરણે રાજ્ય રચવાના ઠરાવો કર્યા છે. ગુજરાત એકલાનું અલગ રાજ્ય નહીં રચી આપણે આપણા ઠરાવો અને વચનોનો ગુજરાત પૂરતો ભંગ કર્યો નથી ? મહાદ્વિભાષી રાજ્યમાં મરાઠીભાષી પ્રદેશને છાસઠ ટકાની બહુમતિ મળે છે, એટલે માત્ર ગુજરાતને જ અન્યાય થયો છે. મહારાષ્ટ્ર તો માત્ર મુંબઈ માગતું હતું, પણ પહેરામણીમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ આવ્યાં અને એ ખાતર કે મહારાષ્ટ્રની કોંગ્રેસ નિર્બળ ના બને.

મહાગુજરાતનું અલગ રાજ્ય બીજાં રાજ્યો રચાયાં છે તે પ્રમાણે થવું જોઈએ. એ તેર રાજ્યો ભાષાના ધોરણે રચવાથી તેની આસપાસ દીવાલો ઊભી થતી નથી, એ કેદખાના બનતાં નથી. દેશને માથે આફત આવતી નથી તો ગુજરાતનું રાજ્ય રચાવાથી તેની આસપાસ દીવાલ કેમ ઊભી થશે ? ગુજરાત કેદખાનું કેમ બનશે ?

આમ છતાં દેશભરમાં દ્વિભાષી રાજ્યો કે ઝોનલ કાઉન્સિલો રચાય તો દેશમાં બીજાં રાજ્યોની હરોળમાં ગુજરાત ઊભું નહીં રહે ? એ શંકા શા માટે ?

ગુજરાત પ્રદેશ કોંગ્રેસના ડેલિગેટો ક્રિયાશીલ સભ્યો અને કોંગ્રેસી ધારાસભ્યોના મોટા શિસ્તની સાંકળથી બંધ કરી દેવામાં આવે અને એમ કરી ગુજરાતને માથે મહાદ્વિભાષી રાજ્ય ઠોકી બેસાડવામાં આવે અને ગુજરાતના કોંગ્રેસી વિરોધ પણ કરી ના શકે, તે સ્થિતિ અસહ્ય છે અને દેશની લોકશાહી તેમ જ કોંગ્રેસ માટે સારી નથી.

કોંગ્રેસ પ્રત્યે કોંગ્રેસીઓની વફાદારી, શિસ્ત હોવી જોઈએ.

કૉંગ્રેસ એ જનતાની સંસ્થા છે અને જનતા પ્રત્યેની વફાદારી, શિસ્ત ગુજરાત કૉંગ્રેસે પાળવાની છે. ગુજરાતની જનતાના હૃદયનો અવાજ ગુજરાત કૉંગ્રેસ કાઢવો ચૂકે તો દરેક કૉંગ્રેસીની ફરજ છે કે જનતાનો અવાજ કાઢે તેમ જ એમ કરી લોકશાહી ઢબે ગુજરાત કૉંગ્રેસને જનતાના અવાજને માન આપતી કરે.

કડી તાલુકા મતદાર મંડળમાંથી હું ચૂંટાયો છું. મારા મતદારોએ મહાગુજરાત માટે શકય તે કરી છૂટવા મને આદેશ આપ્યો છે. મારી શિસ્ત–વફાદારી જનતાના મારા મતદારોના અવાજને માન આપવાની નથી?

મુંબઈ કૉંગ્રેસ ધારાસભા પક્ષનો હું સભ્ય હોઈ ધારાસભામાં મારા મતદારોનું મંતવ્ય મહાગુજરાત અને ગોળીબાર અંગે રજૂ કરવા મને પરવાનગી આપવા પક્ષના નેતાને મેં વિનંતી કરી. મારી વિનંતી નકારવામાં આવી. શિસ્ત ખાતર ધારાસભામાં હું મૂંગો રહું અને મહાદ્વિભાષી તેમજ ગુજરાતના ગોળીબારને ટેકો આપું — મત આપું તો તેથી હું જનતા અને મારા મતદારો પ્રત્યે બેવફા થતો નથી? આમ જ હોય તો ધારાસભામાં જવું શા માટે? ધારાસભા શા માટે? વિચારવિનિમય કરી દેશને લાભદાયી નિર્ણયો લેવાના બદલે શિસ્ત આગળ ગરદન નમાવી હાજી હા કરવાની હોય તો પછી એ શિસ્ત લોકશાહીને ઘાતક છે.

આથી મેં કૉંગ્રેસ ધારાસભા પક્ષમાંથી રાજીનામું આપ્યું અને ગુજરાત તેમ જ મારા મતદારોનો અવાજ મેં ધારાસભામાં રજૂ કર્યો.

ધારાસભામાંથી ઘેર આવી કૉંગ્રેસમાંથી રાજીનામું આપી દેવા મેં વિચારેલું. પણ ઘેર આવતાં મને આપશ્રીનો તા. ૧૩–૧૦–૫૬નો પત્ર મળ્યો અને તા. ૨૦–૧૦–૫૬ના રોજ બીજો પત્ર મળ્યો. ગુજરાતને, મારા મતદારોને તેમજ મારા આત્માને વફાદાર રહી તેમની મહાગુજરાત અને ગુજરાતના ગોળીબાર અંગેની લાગણી લેખિત અને મૌખિક જાહેર પ્રચાર કરી રજૂ કરું છું. ગુજરાત કૉંગ્રેસની દૃષ્ટિએ આ

શિસ્તભંગ હોય તો શિસ્તભંગ મેં કર્યો છે.

આ પત્રને કોંગ્રેસના સામાન્ય સભ્યપદનું રાજીનામું ગણી મને કોંગ્રેસમાંથી છૂટો કરી શકો છો. શિસ્તભંગ નીચે સખતમાં સખ્ત શિક્ષા પણ કરી શકો છો.

જે કરશો તે આનંદપૂર્વક સહન કરવા હું ખુશી છું.

તા. ૨૪-૧૦-૫૬  -પુરુષોત્તમદાસ ર. પટેલ.

પણ કોંગ્રેસમાંથી હાકલપટ્ટીની પરવા કર્યા સિવાય છેવટે મહાગુજરાતની રચના કરાવીને જ સૌ જંપ્યા. મહાગુજરાતની રચના થતાં જ જે કોંગ્રેસ તેમનો વિરોધ કરતી હતી તે બહુમતીના જોર ઉપર સરકાર બથાવી પડી. મહાગુજરાત ખાધવાળું રાજ્ય બનશે તેવું કહેનારા તે બધા માલમલીદા ઉપર તૂટી પડ્યા. લડતનો ભાર બીજાઓએ વહન કર્યો અને લડત પછી વિજયનાં પરિણામો મેળવવા દ્રોહી ગુજરાતીઓ બેસી ગયા. માધવ માત્ર કર્ણના દરબારમાં નહોતો. ગુજરાતને અનેક માધવો મળ્યા છે, જેમણે માત્ર પોતાના અંગત સ્વાર્થ માટે ગુજરાતનું અવમૂલ્યાંકન કર્યું છે. દાસકાકા જેવા નીડર તેવા જ નિસ્વાર્થી, જેવા પ્રામાણિક તેવા જ ચારિત્ર્યવાન અને નિર્મોહી. તેમણે પોતાના કે પોતાના સાથીદારો માટે ક્યાંય પદની કે સ્વાર્થની માગણી કરી નહિ. વળી પાછા ઝૂંપડી જેવા મહેસાણાના ભાડાના મકાનની સાદી ઓરડીમાં પોતાનો હુક્કો ગગડાવતા પોતાને કામે લાગી ગયા. ધન્ય છે આ ફળની સ્પૃહા નહિ કરનાર નિષ્કામ કર્મયોગી જેવા નિઃસ્વાર્થ પુરુષને !

મહાગુજરાતની રચના થતાં કોંગ્રેસે જેમની સામે શિસ્તભંગનાં પગલાં ભર્યાં હતાં તેવા મહાગુજરાતની લડત લડનારા કોંગ્રેસી સામેનાં પગલાં પાછાં ખેંચી લીધાં. દરમ્યાનમાં કોંગ્રેસના શ્રી રાજગોપાલાચારી જેવા પીઢ આગેવાનોએ "સ્વતંત્ર પક્ષ"ની રચના કરી, કોંગ્રેસ છોડી કોંગ્રેસની "સહકારી ખેતી" અને "સ્ટેટ ટ્રેડિંગ"ની નીતિનો વિરોધ પોકાર્યો. દાસભાઈની કાયમની નીતિ "મુક્તખેતી", "મુક્ત ધર્મ",

"મુક્ત વેપાર"ના સિદ્ધાંતોને મળતી હતી. પણ આ વખતે તે હતા ત્યાં જ રહ્યા. અન્ય શ્રી ધનાભાઈ વકીલ જેવા કેટલાય તેમના સાથીદારો કોંગ્રેસમાં હતા, પણ સિદ્ધાંતો કરતાં સ્વાર્થને વહાલાં ગણવામાં જે તત્ત્વો કોંગ્રેસમાં ઘૂસેલાં હતાં અને પૂ. ગાંધીજીના નામને આગળ ધરતા હતા, તેમની સાથે મેળ પાડી શકતા ન હતા. વિધાનસભા અને પાર્લામેન્ટની ટિકિટો આપવામાં ખેડૂત મંડળના કાર્યકરોને જાકારો આપનાર કોંગ્રેસે દાસકાકાને તેમના કાર્યક્ષેત્ર મહેસાણા વિભાગમાં પાર્લામેન્ટની ટિકિટ નહિ આપતાં પાટણ વિભાગની આપી. તેની પાછળ એવી ગણત્રી કરવામાં આવેલી કે આ દાસકાકા પાટણની ટિકિટ નહિ સ્વીકારે અને ટાઢા પાણીએ ખસ જશે. પણ મહેસાણા જિલ્લાના આવી નીચ કક્ષાની રાજરમત રમનારાં તત્ત્વોને દાસકાકાએ ઠંડા કલેજે કોંગ્રેસે આપેલી પાટણની ટિકિટ સ્વીકારી લપડાક લગાવી. પોતાની મુત્સદ્દીનો પરચો આપી દીધો અને વિધાનસભાના કોંગ્રેસી સાત ઉમેદવારોથી જોડાયેલ પાર્લામેન્ટના રથમાં સૂર્યનારાયણની પેઠે સવારી કરી તેમને પાડવા મથનારાં તત્ત્વોએ જ તેમને જીતાડવા મહેનત કરવી પડી. કહે છે કે ઘણા જ ઓછા ખર્ચે અને ઓછા જાતિકા પ્રયત્ને સફળતાએ તેમને સામા પગલે વિજયની વરમાળા પહેરાવી. કળથી અને બળથી કામ કાઢી લેવાની તેમની કુનેહના કારણે તેમના વિરોધીઓએ છાનાં છાનાં આંગળાં કરડ્યાં !

પાટણની ચૂંટણી વખતે તેમણે પ્રજાને માટે કરેલી અપીલ પણ ઉલ્લેખનીય છે. તેમની જાહેર કારકિર્દીનો ઇતિહાસ આલેખતી અપીલ અહીં શબ્દશઃ આપી છે :

## પાટણ લોકસભા મતવિભાગના મતદાર ભાઈ-બહેનોને

કોંગ્રેસ પક્ષે મેં પાટણ લોકસભાની બેઠક માટે ઉમેદવારી નોંધાવી છે. આપ જાણો છો કે સને ૧૯૫૭ થી સને ૧૯૬૨ સુધી પાંચ વરસ લોકસભામાં ગામડાં અને ખેડૂતોના પ્રશ્નો દાખલા-દલીલો અને આંકડાઓથી રજૂ કર્યા છે અને એના પરિણામે ગામડાંના પ્રશ્નો તરફ ધ્યાન દોરાયું

છે. અનાજ અને ખેતી પેદાશના પોષાય તેવા તળિયાના ભાવ વાવેતર વખતે બાંધવાનો સિદ્ધાંત સ્વીકારાયો છે અને ગામડાંના વસવાટ અને આરોગ્ય તરફ ધ્યાન દોરાયું છે. ગામડાંને વહેલી તકે વીજળી આપવાનું નક્કી થયું છે. કલોલ-મહેસાણા ડબલ લાઇન નાખવાનું નક્કી થયું છે અને હિંમતનગર-ભીલડીને જોડવાનો પ્રશ્ન વિચરાતો થયો છે.

સને ૧૯૫૦ થી સને ૧૯૫૬ સુધી મુંબઈ વિધાનસભામાં કામ કર્યું છે, અને તે પહેલાં વડોદરા રાજ્ય ધારાસભામાં. ત્યાં પ્રજાના પ્રાણ-પ્રશ્નો હલ કરવા પ્રયાસ કર્યા છે.

સને ૧૯૩૯ થી સને ૧૯૪૨ ઑગસ્ટ સુધી મને આઝાદીની લડતમાં પકડવામાં આવ્યો, ત્યાં સુધી મહેસાણા પ્રાંત પંચાયતના (લોકલબોર્ડ) અધ્યક્ષપદની જવાબદારી અદા કરી લોકલબોર્ડનું ગૌરવ વધારવા નીડરપણે કામગીરી બજાવી છે અને એ પહેલાં વર્ષો સુધી કડી નગરપાલિકા, મહાલ પંચાયત અને પ્રાંત-પંચાયતના સભ્યપદે રહી કામગીરી બજાવી છે.

ભાદરણ અધિવેશન પૂ. સરદાર સાહેબના અધ્યક્ષપદે મળ્યું તે વખતે વડોદરા સરકારના મનાઈ હુકમ વિરુદ્ધ જમીન મહેસૂલ તપાસ સમિતિ ડૉ. સુમંત મહેતા, શ્રી છોટાભાઈ સુતરિયા અને હું એમ ત્રણ સભ્યોની નીમવામાં આવેલી અને તેની સફળ કામગીરીના કારણે કાયમને માટે ત્રણ આની જમીન મહેસૂલ ઘટાડવામાં આવેલું જેનો લાભ હજુ ખેડૂતોને મળે છે.

મહેસાણા જિલ્લામાં સ્વ. શ્રી પિલાજીરાવ ગાયકવાડ સૂબા હતા અને એમને "મહારાજા"થી સંબોધી મુજરો કરવામાં આવતો. તેમની સાથે ગ્રામ્ય પ્રજાના હક-રક્ષાને સારુ અથડામણમાં ઊતરવું પડ્યું હતું અને મને ક્રાંતિકારી લોહીઆળ પ્રવૃત્તિમાં સંડોવવાના વગેરે પ્રયાસો થયા હતા. ફોજદારી કેસ થયો હતો. એમનો સામનો નીડરતાથી કર્યો હતો.

અઢાર વર્ષની ઉંમરે કાળા કાયદાના વિરોધમાં (રોલેટ એકટ) સભાઓમાં પ્રવચનો કરવાની શરૂઆત કરી, રાજકરણમાં ભાગ લેવો શરૂ કર્યો હતો અને પૂ. મહાત્મા ગાંધીજીની કોલેજ હાઈસ્કૂલના બહિષ્કારની હાકલને માન આપી કૉલેજ બી.એ. કલાસમાંથી છોડી હતી અને ત્યાર પછી મીઠા સત્યાગ્રહ જેવી નાની મોટી આઝાદીની લડતોમાં ભાગ લીધો હતો અને સને ૧૯૩૦ અને ૧૯૩૨ની લડતનું ઉત્તર ગુજરાતનું સુકાન સંભાળ્યું અને ૧૯૪૨ની "અંગ્રેજો હિંદ છોડો"ની લડતમાં મને મહેસાણા જિલ્લામાં સૌ પહેલો પકડવામાં આવ્યો હતો અને સાત મહિના અટક પછી સૌ છેલ્લો છોડવામાં આવ્યો હતો. વડોદરા રાજ્યમાં પ્રજામંડળની નાની મોટી જનતાની લડતોમાં ભાગ લીધો છે.

ખેડૂતો અને ગ્રામ્ય જનતાના પ્રશ્નો પ્રત્યે હું હંમેશ જાગૃત રહ્યો છું અને વેઠ નાબૂદી માટે લડયો છું. ખેડૂતો સ્વમાનપૂર્વક ઊંચું માથું રાખી જીવે અને રાજકીય રીતે જાગૃત બની ભારતની લોકશાહીને સુદૃઢ કરે તેવા પ્રયાસો મેં કર્યા છે.

"ખેડૂત" અઠવાડિકનું સંચાલન કરી ખેડૂતોને જાગૃત કર્યા છે અને "રાષ્ટ્રધર્મ"નું સંચાલન કરી રાષ્ટ્રભાવના પેદા કરવા મેં પ્રયાસ કર્યો છે અને કરું છું. આ અઠવાડિકો દ્વારા અસ્પૃશ્યતા હટાવવા પ્રયાસો કર્યા છે. ગ્રામ્ય જનતાની માગણીઓ રજૂ કરી છે.

વકીલાતનો ધંધો ત્રીસેક વર્ષ મેં કર્યો છે અને તેથી કાયદાની આંટીઘૂંટીનો હું જાણકાર છું. જાહેર જીવન પ્રામાણિક અને શુદ્ધ હોવું જોઈએ અને વહીવટીતંત્ર તટસ્થ અને શુદ્ધ, લાગવગ વિહોણું જોઈએ તેવું મારું મંતવ્ય છે. મારું જાહેર જીવન શકય તેટલું પ્રામાણિક અને શુદ્ધ રાખવા મેં પ્રયાસ કર્યો છે અને કોંગ્રેસના ઉચ્ચ સિદ્ધાન્તો મુજબ વર્તવાની ખ્વાહેશ સાથે હું આપને વિનંતી કરું છું કે આપના મત મને અને મારી સાથેના વિધાનસભાના ઉમેદવારોને આપશો આ

અમે આપના વિશ્વાસને યોગ્ય બનવા પ્રયત્નશીલ રહીશું.

આપનો
પટેલ પુરુષોત્તમદાસ રણછોડદાસ
ના જયહિંદ

આ દિવસોથી ઉત્તર ગુજરાતના રાજકરણમાં તકસાધુઓ દાખલ થયા અને તેની ટોળી બની જેણે છતરકોમને તૈયાર કરી ભડકાવી બ્હેકાવી ગંદી રમતો શરૂ કરી. પરિણામે દાસકાકા જેવા નેતાઓ તૈયાર થયા નહિ. રાજકારણે ક્યારેક તેમની પાસે વિવાદાસ્પદ નિર્ણયો લેવડાવ્યા હશે. પણ તેનાથી તેમણે ઉત્તર ગુજરાતનું અહિત નથી જ કર્યું. જ્યારે તકસાધુ રાજકારણે ભારે નુકસાન કર્યું છે. ઉત્તર ગુજરાત ચૂંટણીઓ દરમ્યાનમાં હંમેશાં શાસકીય પક્ષની વિરોધમાં રહ્યું, જેથી ઉત્તર ગુજરાત વિકાસની દ્રષ્ટિએ હંમેશાં પછાત રહી ગયું. આજ સુધી ઉત્તર ગુજરાતની ઘણી સમસ્યાઓ હલ થઈ નથી. તેમાં પાણીનો પ્રશ્ન મહત્ત્વનો છે જ.

પકડયું એ પૂરું કરવાની દાસકાકાની આદત હતી અને તે માટે તેમનો આગ્રહ પણ રહેતો. શ્રમ, જોખમ અને કડણાઈ જોઈ કોઈ પકડેલા કામના રસ્તામાંથી સાથીદારો કદાચ બાજુએ ખસે તો અમાણી મક્કમતાથી એ કામને રવીન્દ્રનાથ ટાગોરની પેલી પંક્તિ "હાક સૂણી તારી કોઈ ન આવે તો એકલો જાને રે" એમ કામને આગળ ધપાવે રાખવાની તેમની હિંમત અને હામ હતાં. તેમનાં શુદ્ધ ચારિત્ર્ય, પ્રામાણિકતા, નિષ્કામ કર્મયોગ અને પોતાની પ્રામાણિક માન્યતાઓ માટે સહન કરીને પણ અમલ કરવાનું જે નિઃસ્વાર્થ દૃઢ મનોબળ હતું તેને કારણે દાસકાકાની આગવી વિશેષતાઓ હતી.

વંટોળિયાની જેમ લોકોપયોગી કાર્યો માટે ગામે ગામ ઘૂમતા. રસ્તામાં મોટર બગડવાના પ્રસંગે તેઓ ઈંદ્રિયોના તમામ દરવાજા બંધ કરી નિશ્ચિંત થઈ તરત જ જેમાં પા–અડધો કલાક સમય મળે તેમાં ગાડીમાં

પડચા પડચા ઘસઘસાટ ઊંઘી લેતા. ગામડે રસ્તામાં ઢોરની અવરજવરવાળા ખુલ્લા રસ્તામાં ખાટલો નાખી ઊંઘ ખેંચી કાઢતા. આડંબર સિવાયનો સાદો ખોરાક, સાદાં કપડાં અને સતત કામ એ તેમની વિશેષતા હતી. રાજકારણીને વાચનનો શોખ હોવો એ ખૂબ જરૂરી છે; તો જ તે પ્રશ્ન–સમસ્યાઓને સમજી શકે. દાસકાકાને સાહિત્ય વાંચવાનો ખૂબ જ શોખ હતો. પૂર્ણ તૈયારી વિના તેઓ પાર્લામેન્ટમાં જતા જ નહિ. પ્રો. રંગાને એક વાર મારે દિલ્હીની ચાલુ પાર્લામેન્ટે મળવાનું થયેલું. ૧૦ મિનિટની તેમની સાથેના વાર્તાલાપમાં તેઓએ દાસકાકાનાં ભારોભાર વખાણ કર્યાં. એટલું જ નહિ પણ તેઓ જ્યારે ખેડૂત પરિષદના પ્રમુખ તરીકે પધારેલા તે પ્રસંગને યાદ કરી દાસના વ્યક્તિત્વ અને હિંમત માટે અને જાગૃત લોકસભાના સભ્ય તરીકે તેમને યાદ કરતા હતા.

દાસકાકા પોતાના વિચારોમાં બહુ જ સ્પષ્ટ હતા. બક્ષીપંચના પ્રશ્નો માટે જ્યારે રાણે પંચ નીમવામાં આવ્યું ત્યારે રાણેપંચને તેમણે એક પત્ર લખેલો.

મે. રાણેપંચ,

જ્ઞાતિવાદ દેશની એકતાને ભારે હાનિ કરી રહ્યો છે. દેશના અગ્રણી રાજકારણીઓ જ્ઞાતિવાદ વિરુદ્ધ જોરથી પ્રવચનો કરે છે અને જ્ઞાતિવાદ ત્યજવા શીખ આપે છે.

આમ છતાં જ્ઞાતિવાદ સ્વરાજ્ય પ્રાપ્તિ પછી વધ્યો છે. જ્ઞાતિવાદનો અંત લાવવો હોય તો નિદાન ભાવિ પ્રજા – વિદ્યાર્થીઓ જ્ઞાતિવાદને સ્પર્શ ના કરે તેવો ઉપાય કરવો જોઈએ.

આ માટે શાળાના પત્રકોમાં તેમજ સર્ટિફિકેટોમાં જ્ઞાતિ લખવાનું બંધ કરવું જોઈએ. હિન્દુ કે મુસ્લિમ લખવાનું બંધ કરવું જોઈએ. માત્ર ભારતીય કે બિનભારતીય એટલું જ લખાય.

હરિજનો, આદિવાસી અને બક્ષીપંચ નીચેની જ્ઞાતિના શિક્ષક ઉમેદવારે પોતાની અરજીમાં અમુક જ્ઞાતિનો છે તે લખે છે. એના પરિણામે શિક્ષક જે વિદ્યાર્થી માટે આદર્શ છે, તે જ જ્ઞાતિવાદના ધોરણે નોકરી શોધે છે અને વિદ્યાર્થી સમક્ષ જ્ઞાતિવાદ ઊભો કરે છે.

નિદાન શિક્ષણ ક્ષેત્રમાં જ્ઞાતિવાદ અટકાવવા અને વિદ્યાર્થી તેમના શિક્ષક ભારતીય છે, એ ભાવના પેદા કરવામાં આવે તો ભવિષ્યમાં જ્ઞાતિવાદનો રોગ અસ્ત પામે.

અંગ્રેજો રાજ્ય કરતા હતા ત્યારે માત્ર હિન્દુ અને મુસલમાન બે વર્ગો હતા. પણ શિક્ષણ ક્ષેત્રમાં જ્ઞાતિ કે ધર્મના કારણે ભરતી થતી નહોતી, પણ માત્ર યોગ્યતાના કારણે ભરતી થતી.

હવે તો બક્ષીપંચે બ્યાસી જ્ઞાતિઓમાં જ્ઞાતિવાદ જાગૃત કર્યો છે અને આપનું પંચ કદાચ તેમાં ઉમેરો કરે. આમ જ્ઞાતિની સભાનતા વધશે. એથી જ્ઞાતિવાદ વધશે કે ઘટશે ? એથી દેશની એકતા જે સમસહી છે તેના ચૂરા નહિ થાય? આનો વિચાર કરવા મારી નમ્ર વિનંતી છે.

દરેક જ્ઞાતિમાં સુખી અને દુઃખી માણસો છે. દરેક જ્ઞાતિમાં શ્રીમંત અને ગરીબ છે. હરિજનો તેમજ આદિવાસીમાં પણ શ્રીમંતો છે. બક્ષીપંચની જ્ઞાતિઓમાં પણ શ્રીમંતો છે. જ્ઞાતિના ધોરણે વિચાર કરવાથી શ્રીમંતો લાભ ઉઠાવે છે અને ગરીબો મોટા ભાગે ત્યાંના ત્યાં રહે છે અને જ્ઞાતિવાદ વધે છે.

કોઈ પણ જ્ઞાતિનો શ્રીમંત જ્ઞાતિના કારણે લાભ ના ઉઠાવે તે સારુ જ્ઞાતિના ધોરણે વિચાર કરવાનું છોડી દેવું જોઈએ અને કોઈ પણ ગરીબ ભારતીયને સહાયક થવાનું કરવું જોઈએ.

આપણા દેશમાં આપણે ભારતીય છીએ તે ભુલાઈ ગયું છે અને હું અમુક જ્ઞાતિનો છું, હું હિન્દુ છું અગર મુસલમાન છું. એ ભાવના જાગૃત થઈ છે. પરિણામે જ્ઞાતિવાદ વધે છે.

દેશને માટે એ ભારે ભયજનક છે. પરિણામે કોઈક દિવસ દેશની સ્વતંત્રતા જોખમાય.

આપ અને પંચના સભ્યો વિદ્વાન છો. અનુભવી છો. દેશનું અકલ્યાણ ના થાય એવાં સૂચન આપના રિપોર્ટમાં કરશો એવી શ્રદ્ધા સાથે

આપનો

પુરુષોત્તમદાસ પટેલ

ના જયહિંદ

કડવા પાટીદાર જ્ઞાતિના મુખપત્ર 'ધરતી' (૧૯૬૪-૬૫) ના એક અંકમાં શ્રી પ્રહ્લાદભાઈ અમીચંદ, શ્રી પુરુષોત્તમ ર. પટેલ (દાસકાકા) નાં કાર્યોની મુલવણી કરતાં લખે છે: "પાટીદાર કોમે ગાંજ્યા ન જાય તેવા લેખકો, કેળવણીકારો, સમાજસેવકો, વિદ્વાનો અને સંતો તેમજ મુત્સદ્દી રાજપુરુષો આપ્યા છે. દાસકાકા ભલે કેન્દ્રમાં પ્રધાનપદે નથી, પણ એ એક શકિતશાળી, કાર્યદક્ષ અને કાબેલ રાજપુરુષ છે. તેમનામાં આચાર્ય કૃપલાણી જેવી સ્પષ્ટ અને કાતિલ દલીલ-શકિત તેમજ રાજાજી જેવી નિરીક્ષણતા, વલ્લભભાઈ જેવી નીડરતા અને ખડતલપણું, વિરોધીઓને કઠોર લાગે એવા પુરુષોત્તમ (દાસકાકા) મિત્રો માટે સ્વજનો માટે કોમળ ચીવટવાળા અને લાગણીશીલ હતા. સ્વભાવે નીડર હોવાથી રણસંગ્રામો ખેલવા, હારવા કે જીતવા એ તેમની પ્રકૃતિ બની ગયેલી. નાનાપણમાં ગરીબાઈમાં ઊછરીને આપ બળે આગળ આવ્યા.

મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહોના બુલંદ અવાજો આ પુરુષે ઝીલ્યા હતા. દેશભક્તિના આતશે જલીને જેલવાસ ભોગવ્યા હતા. ઝૂંપડીમાં વસતા ખેડૂતોના આર્તનાદોએ તેમને પીગળાવ્યા હતા. પછી ભલે વડોદરાના પ્રજા મંડળમાં હોય કે મુંબઈની ધારાસભામાં કે દિલ્હીની પાર્લામેન્ટમાં હોય, વિરોધપક્ષમાં કે કોંગ્રેસમાં હોય, ઘરમાં હોય કે બહાર, ઊંઘમાં અને જાગતાં સઘળી અવસ્થામાં તેમણે જિંદગીભર તેમણે ગરીબ અને કચડાયેલા દેશબંધુઓના હિતની યોજનાઓ અને વિચારો કર્યા છે.

મહેસાણા જિલ્લાની આપણી જાહેર સંસ્થાઓનો વહીવટ કર્યો છે. પણ ક્યાંય અનીતિ કે ગેરવહીવટનો ડાઘ પડવા દીધો નથી. મહાગુજરાતના આંદોલન વખતે તેમણે જબાનથી ચમત્કાર સર્જ્યો. મહેસાણા જિલ્લાની બે બેઠકોનું બુદ્ધિપૂર્વક સંચાલન કર્યું. વિરોધ પક્ષમાં રહી સત્તાધારી પક્ષને પછાડ આપી. બીજી વાર કોંગ્રેસમાંથી લોકસભામાં જોડાયા. દિલ્હીની પાર્લામેન્ટમાં એક વજનદાર અને બુદ્ધિશાળી સભ્ય તરીકે કામગીરી કરતા. કોંગ્રેસ પક્ષના બાર સભ્યોની સમિતિમાં તેઓ એક હતા. તેઓ કેન્દ્રમાં પ્રધાનમંડળમાં ન હતા. પણ તેમની આવડત, અનુભવ અને કાર્યદક્ષતા સહેજ પણ ઊતરતાં ન હતાં, જેના પરિણામે તેઓ પાર્લામેન્ટમાં ખેડૂત લોબી ઊભી કરી શક્યા. દાસકાકા તેજસ્વી, જોરદાર અને પ્રાણવાન રત્ન હતા.

જાણીતા સમાજસેવક અને "ધરતી" માસિકના તંત્રી શ્રી પ્રભાતકુમાર દેસાઈ લખે છે: "શ્રી પુરુષોત્તમદાસ પટેલ એટલે એક જીવતી જાગતી ખુમારી. સિંહની છાતીવાળા વિચક્ષણ રાજપુરુષ તરીકે આખુંયે ગુજરાત એમને પિછાણે છે. એક પ્રામાણિક, નિષ્ઠાવાન, સ્વતંત્ર મિજાજ ધરાવતી વ્યક્તિ તરીકે દાસકાકાનું એક અનોખું વ્યક્તિત્વ હતું

લોખંડની દીવાલને પણ ભેદીને આગેકૂચ કરી જવાની પ્રચંડ શક્તિ દાસકાકામાં આપણને જોવા મળે છે. અન્યાય અને જોહુકમી સામે પડકાર કરવાનો હોય ત્યારે દાસકાકા મોખરે જ હોય. ગાયકવાડી સત્તા સામે, અંગ્રેજ હકૂમત સામે, માથું મૂકીને ઝઝૂમવાનું હોય ત્યારે તો દાસકાકાની શક્તિ સાગરમાં વિરાટ મોજાની જેમ ઉછાળા મારતી હોય. એવા પ્રસંગે એમની વીર વાણી સાંભળી હોય તેમને સરદાર સાહેબની યાદ તાજી થયા વગર રહે નહિ."

સરદાર પટેલ યુગપુરુષ હતા. ભારતના સરદાર હતા, ત્યારે દાસકાકા અમારે મન ઉત્તર ગુજરાતના "છોટે સરદાર" હતા. જેમણે સાચા અર્થમાં ભારતની કાયાપલટ કરવા માટે ગાંધીજી અને સરદારના આદર્શો અપનાવ્યા હતા.

## ૫

## પ્રાણવાન ખેડૂત નેતા

"કિસાનોને પોતાની શક્તિનો ખ્યાલ જ નથી. જગતનું પોષણ કરનારો કિસાન પામર છે. કંગાલ છે, રંક છે, એવું એવું જ્યારે હું સાંભળું છું ત્યારે મને અપાર દુઃખ થાય છે. પણ પોતાની શક્તિ ભૂલી જઈને ખુદ કિસાન એવું માનવા લાગ્યો છે એ જાણીને તો મને વધારે દુઃખ થાય છે. કરોડોની સંખ્યા એ જ એનું મોટામાં મોટું બળ છે અને એથી યે મોટું બળ એની મજૂરી કરવાની અખૂટ શક્તિ છે. જ્યારે કિસાનોને તેમની આ બે શક્તિઓનું જ્ઞાન થશે તે દિવસે એની સામે કોઈ ટકી નહીં શકે. કિસાનોને તેમની આ શક્તિનું ભાન કોણ કરાવે ?

સંગઠન વિનાનું સંખ્યાબળ એ બળ નથી. સૂતરના બારીક તાર જુદા જુદા હોય છે ત્યારે હવાના સપાટાથી પણ તૂટી જાય એવા કમજોર હોય છે. પણ જ્યારે મોટી સંખ્યામાં ભેગા થઈને મહોબત કરે છે. તાણાવાણામાં વણાઈને કપડાનું રૂપ લે છે, ત્યારે એની મજબૂતી, સુંદરતા અને ઉપયોગિતા અદ્ભુત બની જાય છે. કિસાનો જ્યારે સૂતરના તારોની જેમ પરસ્પર મહોબતથી એક સંગઠન ઊભું કરશે ત્યારે એમને પોતાની શક્તિનું ભાન થશે અને એનું માપ જડશે. એકલો અટૂલો કિસાન બધાની ઠોકરો ખાતો આવ્યો છે અને ખાશે. માટે જો કિસાન જાતનું ભલું તાકતો હોય તો એણે પોતાનું મજબૂત સંગઠન ઊભું કરવું જોઈએ. અને એકબીજા તરફ પ્રેમ અને વિશ્વાસ કેળવવો જોઈએ. એણે એ સમજી જવું જોઈએ કે તમામ કિસાનો

એક જ પિતાનાં સંતાનો છે. હું 'કિસાન'ની આ વ્યાખ્યામાં અનેક નાના જમીનદારો તથા આપણી સાથે રાતદિવસ ખેતરોમાં મહેનત કરનારા મજૂરોનો પણ સમાવેશ કરું છું."

સરદાર પટેલના આ વિચારોએ શ્રી દાસકાકાના હૃદયમાં તેમની ચોવીસ વર્ષની ઉંમરે 'ખેડૂત મંડળ' સ્થાપવાના પડેલા વિચારને હચમચાવી મૂક્યો. મહેસાણા જિલ્લા ખેડૂત મંડળની તેમણે સ્થાપના કરી અને આ મંડળે તેની પાંખ ગુજરાતભરમાં પ્રસરાવી એટલું જ નહીં પણ "ફાર્મર્સ લોબી"ના સ્વરૂપે સંસદમાં પ્રગટ થઈ. સંસદમાં આ ભડપુરુષે સૌ પ્રથમ ખેડૂતોની દર્દીલી દાસ્તાન રજૂ કરી ખેડૂતોનાં રક્ષણ માટે અવાજ ઉઠાવ્યો. દાસકાકાએ ખેડૂતોને તેમના હક્ક મળે, તેમના અધિકારો છીનવાય નહીં, કોઈ સત્તા તેને નમાવે નહીં તે માટે ખેડૂત સંગઠન પર ભાર મૂક્યો, એટલું જ નહીં પણ મુંબઈની ધારાસભામાં અને સંસદમાં ખેડૂતોના પ્રશ્નોને વાચા આપી.

"ખેડૂત મંડળ"ની જરૂરિયાત જણાવતાં દાસકાકાએ ઈ. સ. ૧૯૨૪માં "કડવા વિજય"ના એક અંકમાં લખ્યું છે :

"શિયાળાની બરફ જેવી ઠંડી ટાઢમાં ઉઘાડે ચોગાન વાસો પડી રહી ટાઢ સહે અને ઉનાળાની પ્રખર ગરમી માથા ઉપર ઝીલે અને ચોમાસામાં મુશળધાર પડતા વરસાદમાં પણ કર્મયોગથી વિમુખ ન બને તેવા તપસ્વી ખેડૂતને રાજસભામાં કે નગર સભામાં કોઈ સ્થાન નહિ જ્યારે પારકા પૈસે દિવાળી કરનાર, ગરીબ બિચારાંનાં લોહી-માંસ વ્યાજરૂપે ચૂસી ખાનારો વાણીઓ માન પામે તેનું કારણ શું ? પાંચ વીસ રૂપિયાની નોકરી કરતો હવાલદાર, જમાદાર કે તલાટી ગામમાં પૂજનીય બને છે, અને ખેડૂત બિચારો ગામમાં કે દરબારમાં ધક્કા ખાય. રાજ્યની તીજોરી, જમીન મહેસૂલથી ઉભરાવી નાખનાર ખેડૂતને માથે વેઠની ગુલામી અને અન્ય લોકો ખેડૂતના પૈસે મોજમઝા ભોગવે તેઓને વેઠમાંથી મુક્તિ તેનું શું કારણ ? રાજ્યની તીજોરી તે પોષનાર ખેડૂતનાં છોકરાં તે માટે ખેતીવાડીની શાળા કે કોલેજ નહિ અને અન્ય લોકોને

માટે લાખો રૂપિયા ખર્ચી તૈયાર કરેલી કૉલેજ અને શાળાઓ, રાજ્યપિતા મુસાફરી દરમ્યાન નગરશેઠો અને ભણેલા ગણેલાઓને મળે અને તેમના પ્રત્યે દિલસોજી બતાવે અને બિચારા ખેડૂત માટે કોઈ નહિ? રાજ્ય દરબારમાં ખેડૂતોનો પ્રતિનિધિ નહિ? ટૂંકામાં કાંઈ નહિ. ખેતી પ્રત્યે અસંતોષ થાય તેમાં નવાઈ શી?

આમ ખેડૂતનાં દુઃખ શોધવા અને લખવા બેસીએ તો વર્ષો વીતી જાય.

દુઃખ રોવા કરતાં સ્વાવલંબી થઈ દુઃખ ટાળવા પ્રયત્ન કરવો તેમાં જ આપણું ડહાપણ સમાયેલું છે.

ખેડૂતનું દુઃખ કેમ કરી ઓછું થાય, શું કરીએ તો ખેડૂત અસલનું ગૌરવ અને માન પ્રાપ્ત કરી શકે તે બાબત ઉપર અમદાવાદના એક પ્રખ્યાત ખેડૂત મિત્ર પાસેથી બે શબ્દો સાંભળવાની તક મળી.

ખેડૂત અને ખેતીને લગતું જ કાર્ય કરી શકે તેવું એકાદ મંડળ તાલુકા દીઠ સ્થપાય અને તે મંડળ દ્વારા ખેડૂતનાં દુઃખો અડચણો વ. ટાળવા પ્રયત્ન કરવામાં આવે તો ખેતીને પ્રોત્સાહન મળે અને ખેડૂત સુખી થાય.

મંડળ સ્થાપવું એ સહેલું છે, પણ તેને વ્યવસ્થિત રીતે કાર્યમાં જોડવું કઠણ છે. ખંતીલા કાર્યકર્તાઓ મળવા મુશ્કેલ હોય છે. કાર્યકર્તા ઘણીએ વખત વિશ્વાસને પાત્ર નીવડતા નથી. કેટલીક વખત સામાજિક રાજ્ય સાથે અથડામણમાં આવવાનો પ્રસંગ બને છે અને મંડળનું વહાણ ડૂબું ડૂબું થઈ જાય છે. તેવે પ્રસંગે ખાડા-ટેકરામાંથી સરળ રસ્તે હાંકી જાય તેવા હોશિયાર ખલાસી કે પ્રમુખ જોઈએ. આ સર્વ બાબતોને ધ્યાનમાં લઈ એકાદ તાલુકાને માટે ખેડૂત મંડળ સ્થાપી શકાય કે કેમ તેનો સ્પષ્ટતાથી વિચાર કરી ફરી કોઈ વાચક ભાઈ તેમના વિચારો લખી મોકલી, આભારી કરશો તેવો મારો નમ્ર આગ્રહ છે."

આ બધા ગુણો દાસકાકાએ નેતૃત્વમાં દેખાડયા.

૧૮મી શતાબ્દી ઉમિયા મહોત્સવની પ્રશંસા કરતાં "આપણે ક્યાં છીએ ?" તે નામનો લેખ તેમણે "ધરતી"માં લખેલો. ઊંઝાની આયોજન શક્તિ અને સંપ દ્વારા હરેક કોમના લોકોએ પ્રસંગને સફળ બનાવ્યો. પંદરથી સોળ લાખ યાત્રાળુઓએ તેમાં ભાગ લીધો. તેનું શ્રેય ઊંઝાની હરેક કોમને આપ્યું.....માતાજી સોમવારે નંદી પર, મંગળવારે મયૂર ઉપર, બુધવારે સિંહ ઉપર, ગુરુવારે ગજરાજ ઉપર શુક્રવારે કુકડા ઉપર, શનિવારે ઐરાવત ઉપર અને રવિવારે વાઘ ઉપર સવારી કરે છે. ખેતીનો આધાર બળદ, બળદની માતા ગાય. બળદ ના હોય તો ખેતી ના હોય. દેશ સમૃદ્ધ ન થાય, અર્થાત્ સમૃદ્ધિદાયક બળદ અને તેની માતા ગાયને કોઈ અવગણે નહિ તે સારુ માતાજીનું આ વાહન છે. ખેડૂતોએ સ્વરક્ષણની તાલીમ લેવી જોઈએ અને સ્વરક્ષણ અને રાષ્ટ્રરક્ષણ માટે હંમેશાં તૈયાર રહેવું જોઈએ. માતાજીનું સ્વરૂપ નીડર અને તેનાં હથિયાર કેવાં.... ?

દાસકાકાએ ખેડૂતોમાં ચેતનાનો સંચાર કર્યો. સરદાર પટેલ સાહેબને ખેડૂત માટે જે લાગણી હતી, તેનાથી સહેજ પણ ઊતરતી લાગણી દાસકાકાની ન હતી. કારણ બંને ભૂમિપુત્રો હતા અને બંનેને તેનું ગૌરવ હતું.

આમ તો ઈ.સ. ૧૮૯૬થી અખિલ ભારતીય કુર્મી પરિષદનું આયોજન કરવામાં આવ્યું હતું. ઈ.સ. ૧૯૧૧, ૧૯૧૨ અને ૧૯૧૩ માં આવાં અધિવેશનો પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, બેરિસ્ટર વિઠ્ઠલભાઈ પટેલ, શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, બેરિસ્ટર મગનભાઈ પટેલ જેવાઓને અધિપતિ થવાનું બહુમાન મળ્યું હતું. આ અધિવેશનમાં શ્રી કુંવરજી અને કલ્યાણજી મહેતા શ્રી નગીનભાઈ, શ્રી છોટુભાઈ વ. પણ ભાગ લેતા શ્રી ગોવિંદ હાથીભાઈ દેસાઈ, પાટડી દરબાર સૂરજમલજી વગેરેને આવી પરિષદોમાં અધિપતિ થવાનાં આમંત્રણો મળ્યાં હતાં. આ પરિષદોમાં કુરિવાજો, ખેડૂતનાં બાળકોનું શિક્ષણ અને મહેસૂલ પદ્ધતિની સામે સંગઠનનો વિચાર જન્મ્યો. પરિણામે ઉત્તર ભારત, બિહાર, મધ્યપ્રદેશ અને ગુજ-

રાતમાં કુર્મી સંગઠનો અસ્તિત્વમાં આવ્યાં.

કડી પ્રાંતમાં જ ઈ. સ. ૧૯૦૭માં "શ્રી કડી પ્રાંત ખેડૂત સમાજની સભા બ્રાહ્મણવાડીમાં મળી હતી. શ્રી કડી પાંત ખેડૂત સમાજની સ્વાગત કમિટીના ચેરમેન અને એક્ટિંગ પ્રમુખ અમીન માણેકલાલ રાધાભાઈ હતા.

આ સભામાં હજારેક માણસની હાજરી હતી. આ સમાજ-સભામાં ભાગ લેવા માટે કડી પ્રાંતના દરેક તાલુકા માંહેના જુદા જુદા ગામોના મુખી મતદારોને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

બ્રાહ્મણોની વાડીમાં સમાજની બેઠક પૂરદમામ વાવટા સાથે મળી હતી. જેનું પ્રમુખસ્થાન લેવા માટે અમદાવાદથી મહૂમ શેઠ બેચરદાસ લશ્કરીના પૌત્ર શેઠ દુર્ગાપ્રસાદને ખાસ બોલાવવામાં આવ્યા હતા. સેક્રેટરી શ્રી માણેકલાલે સુંદર ભાષણ કર્યું. પ્રમુખસ્થાન સર્વાનુમતે શ્રી ચતુરભાઈ અમીનને આપવામાં આવ્યું. જે તેમણે સ્વીકાર્યું. તેમણે સામાજિક સુધારા ઉપર ઉપરાંત ખેતીવાડીના જ્ઞાનની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો. મહારાજા ગાયકવાડે ગ્રામ્ય મહાલ અને પ્રાંત પંચાયતના અધિકારો અને હક્કો આપેલા, તે માટે ઉપકાર દરખાસ્ત પાસ કરવામાં આવી. પથ્થરનાં બાણોની માગણી કરતો ઠરાવ પણ થયો....કુંડાળાના મુખી પાટીદાર પીતાંબરદાસ ભગવાનદાસે, વીરમગામથી આવેલા નારણભાઈ દેસાઈએ સંપ તથા ખેતીની કેળવણી વિષે સુંદર ભાષણ આપ્યું હતું. 'કડવા વિજય'ના તંત્રીશ્રી પુરુષોત્તમભાઈએ ઊભા થઈ સર્વને આ મંડળના અપૂર્વ ઉત્સાહને ધન્યવાદ આપ્યા હતા. સમગ્ર ભરતખંડનો ધંધો ખેતી છે, તેથી તેનો ઉદ્ધાર કરવાથી આખો દેશ આબાદ થશે. વગેરે જણાવી જમીન, ખેડ, ખાતર, પાણી તથા પાક વગેરેમાં આપણું કેટલું અજ્ઞાન છે, તે જણાવી સારો બોધ આપ્યો હતો. ફંડની રકમ પણ ઠીક ઠીક ભેગી થઈ.

ઉમિયા માતાજીના મેળાની દરખાસ્ત આવતાં તે સર્વાનુમતે પસાર

થઈ અને વૈશાખ સુદ પૂનમે દરેક બંધુએ ફરજિયાત દર્શન કરવા ઊંઝા જવું એવો ઠરાવ થયો હતો. તા. ૨૫-૧૨-૧૯૦૭ના રોજ પ્રભાતમાં શ્રી અમીન સાહેબની મંદિરની ધર્મશાળામાં બેઠક થઈ તે વેળા શ્રી નારણભાઈ દેસાઈ, કાતબાના તુલસીદાસ, સરઢવના છગનલાલ અને મુખી શ્રીચેલદાસે ખેતીવિષયક બાબતોની સુંદર ચર્ચા કરી હતી.

આ ઉપરાંત તા. ૨૪-૨-૧૯૦૮ના રોજ સરઢવ મુકામે શ્રી ચેલદાસ ગુલાબદાસ પટેલના ડેલામાં કડીપ્રાંત ખેડૂત સમાજની બેઠક થઈ હતી. મુખ્ય મહેમાન તરીકે ડૉ. પીતાંબર કુબેરદાસ પધાર્યા હતા. આ ઉપરાંત વીરમગામના શ્રી નારાયણ દેસાઈ, શ્રી કાળીદાસ હરજીવન, શ્રી કેશવલાલ માધવલાલ ('કડવા વિજય'ના માલિક), શ્રી પુરુષોત્તમદાસ પરીખ, શ્રી કાળીદાસભાઈ જેવા દેસાઈ કુટુંબના સભ્યો પણ આવ્યા હતા. આ સભામાં ખેતી ઉપરાંત સમાજસુધારાના ઠરાવો પણ રજૂ થયા હતા.

કડી પ્રાંતના ખેડૂતોનાં હિતને માટે ખેડૂત સભા સ્થાપવા તે પ્રાંતના સૂબા સાહેબ શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે એક મોટી સભા તા. ૧૩ માર્ચ ૧૯૧૩ના રોજ મહેસાણા મુકામે મળી હતી. જેમાં વડોદરા રાજ્યના મોટા મોટા અધિકારીઓ અને શ્રી જેઠાલાલ સ્વામીનારાયણના પ્રમુખપણા નીચે આવેલા ડેપ્યુટેશનના સભ્યો પણ હાજર હતા. શ્રી દેસાઈએ ભાષણ આપતાં કહ્યું, "ભાઈઓ, હું પણ તમારા વર્ગમાંનો એક છું અને તેથી તમારી ઉન્નતિ કરવાની મને પ્રેરણા થાય એ સ્વાભાવિક છે." પ્રમુખ સાહેબના આ શબ્દો હૃદયના હતા, જેને પરિણામે ખેડૂત સંગઠનનો જન્મ થયો. ખેડૂત સભા સ્થાપવાની દરખાસ્ત પ્રમુખ સાહેબે મૂકી. પ્રો. સ્વામીનારાયણે પણ સુંદર ભાષણ કર્યું. પ્રમુખ સાહેબે આ ખેડૂત સભાનો ઉદ્દેશ બતાવતા કહ્યું, "ખેડૂતોને જોઈતાં ઓજારો મળે, અને બીજો સામાન સોંઘા ભાવે મળે, તથા બીજાં સલાહ-સૂચનો મળે તે તેનો ઉદ્દેશ છે."

હકીકતમાં આ સભા રાજકીય હેતુ માટે જ જન્મી હતી – તેવો ઉલ્લેખ મહેસાણા ખેડૂત પરિષદ વખતે શ્રી દાસકાકાએ કરેલો.

વડોદરા રાજ્ય સારું ગણાતું હોવા છતાં તેનું મહેસૂલ પ્રમાણમાં બ્રિટિશ રાજ્ય કરતાં વધારે હતું. તેમજ આડાઅવળા કરોમાં અને રાજ્યતંત્રની આંટીઘૂંટીમાં બ્રિટિશ રાજ્યથી ચડી જાય તેવું હતું. દુકાળ વખતે ગામડાંઓની હાલત દયાજનક બનતી. ગામડાંઓએ આ બધું મૂંગે મોંઢે સહન કર્યું. વડોદરા રાજ્યના ખેડૂતો પોતાની આ સ્થિતિ સમજીને શ્રી કાલિદાસ નારણદાસ પટેલ, શ્રી વરજભાઈ વાઘજી-ભાઈ પટેલ અને શ્રી ભાઈલાલભાઈ જેરાભાઈ અમીન વગેરે ખેડૂત હિતચિંતકોની આગેવાની હેઠળ પોતાનાં દુઃખના પોકારો ઉઠાવતા થયા હતા, તે આનંદની વાત હતી. આ ગૃહસ્થોની આગેવાની હેઠળ ઈ.સ. ૧૯૧૯ના ફેબ્રુઆરીની ૨૫-૨૬ના રોજ વડોદરા રાજ્યના ખેડૂતોની મહાસભા ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન, દેશાભિમાની અને મહેસૂલી પ્રશ્નોના જાણીતા અભ્યાસી શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ બાર-એટ-લોના પ્રમુખપણા નીચે મળી હતી. તેમણે હિંમતથી પોતાના મનનીય વિચારો રજૂ કર્યા, પરિણામે તેમની 'સનદ' છીનવી લેવામાં આવી. પણ આ ગુર્જર સંતાન ડગ્યા નહીં. ખેડૂત આગેવાનોએ તેમને ખેડૂતોના હિતચિંતક તરીકે બિરદાવ્યા. શ્રી દાસકાકા પણ તેમને વારંવાર મળતા હતા. મહેસૂલ ઘટાડવા, દુકાળમાં રાહત કાર્યો શરૂ કરવા, વેઠ નાબૂદી વગેરે પ્રશ્નોની ચર્ચા કરતા હતા. શ્રી મગનભાઈનું અધૂરું કાર્ય શ્રી દાસકાકાએ ઉપાડી લીધું હતું. શ્રી મગનભાઈ માનતા – જમીન રાજ્યની માલિકીની નથી, જમીન મહેસૂલ માત્ર એક કર છે – તેવા લેખો તેમણે "બોમ્બે ક્રોનિકલ"માં છપાવ્યા હતા. શ્રી દાસકાકાએ પણ તેમની જ પદ્ધતિ સ્વીકારી હતી.

ગાંધીજી કહેતા હતા કે "રાષ્ટ્રીય કોંગ્રેસનું રાજ્ય થશે ત્યારે જમીન મહેસૂલ સદંતર નાબૂદ કરીશું. ગોળમેજી પરિષદમાં જતાં પહેલાં તેમણે લોર્ડ ઈર્વિનને પત્ર લખ્યો હતો, તેમાં માગણી હતી – હમણાં તમે જમીન મહેસૂલ પચ્ચાસ ટકા કમી કરો અને જ્યારે કોંગ્રેસનું રાજ્ય

થશે ત્યારે બાકીના પચ્ચાસ ટકા અમે કાઢી નાખીશું. પરંતુ બાપુ અને સરદારનાં સ્વપ્નો ખેડૂત માટે મૃગજળ બની ગયાં.

ભારતમાં આઝાદી આવી, અગણિત નવલોહિયા સપૂતોએ માભોમ ઉપર પોતાનાં શિશ વધેર્યાં ને આ લોહિયાળ નૈવેદ્યના ફળરૂપે ભારતમાં આઝાદીનો આદિત્ય ઉદયમાન થયો. આઝાદી હજુ તેનાં કુંમકુંમ પગલાં પાડતી ત્યાં રાષ્ટ્રપિતા મહાત્માજીની આઝાદીની વેદી ઉપર ભોગ લેવાયો. પંડિત નહેરુ અને સરદાર પટેલ જેવા તે સમયના રાષ્ટ્રનાયકોએ આઝાદીના પ્રકાશને આગળ દોર્યો. આઝાદીની પ્રક્રિયાને પૂર્ણતા તરફ દોરવા રાષ્ટ્રને પ્રજાસત્તાક ઘોષિત કરવામાં આવ્યું ને આઝાદ ભારતની પ્રથમ ચૂંટણી આવી પડી.

રાષ્ટ્રની આઝાદીની કિંમત રૂપે ટુકડા થયા હતા. એ ટુકડા વિભાજને અગણિત માનવોના રુધિર–માંસનો બલિ માગ્યો હતો. આ બધા રાષ્ટ્રના કલેવર ઉપર થયેલા ખૂની ઝખમો તાજા હતા. દેશી રાજ્યોનું સરદાર પટેલની કુનેહ અને અપ્રતિમ હિંમતથી ભારતીય સંઘમાં વિલીનીકરણ થયું હતું. અનેક પક્ષો ભારતની આ પ્રથમ ચૂંટણીમાં કૂદી પડયા હતા ત્યારે દાસકાકાના હૃદયમાં એક ઘેરી વ્યથા હતી કે "આ બધા પક્ષોમાં ખેડૂતોનો નિર્ભિક અવાજ રજૂ કરનાર કોણ ? દરેક પક્ષો પોતપોતાના પક્ષીય કાર્યક્રમોમાં ખેડૂતની વાત કરતા હતા, પરંતુ તેમાં ખેડૂત સમાજ માટેની પ્રતિબદ્ધતા કયાં હતી ?

ને તેમણે તે સમયની સર્વેસર્વા એવી ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસથી વિમુખ થઈ અપક્ષની હેસિયતથી ચૂંટણી જંગમાં ઝુકાવ્યું. વડોદરા રાજ્યમાં તે સમયે ચાલતા "ખેડૂત મંડળ"ના કર્ણધાર દાસકાકા હતા ને ખેડૂત પ્રશ્નો લઈ તે આખા વડોદરા રાજ્ય અને ગુજરાતભરમાં ઘૂમતા. આઝાદીના ઉષઃકાળ પછીની ખેડૂત મંડળની પ્રવૃત્તિઓ જોઈ મહેસાણાથી પસાર થતાં સરદાર પટેલે દાસકાકાને ટકોર કરેલી કે, "દાસભાઈ, કોંગ્રેસ શું

ખેડૂતોની નથી ? એકલી પૈસાદારોની છે ?" સરદાર પટેલની આ ટીકા દાસકાકાના ગળે ઊતરેલી નહિ, કારણ કે કોંગ્રેસમાં અનેક સત્તાના ખાટ-સ્વાદિયા ઘૂસેલા દાસકાકાને દેખાતા હતા અને આ લોકોના હૈયે ખેડૂતહિત વસે કે કેમ ? તે દાસકાકાને મન પ્રશ્ન હતો, તેથી જ તેઓ ખેડૂત સગંઠન સ્થાપવા માગતા હતા.

સ્વરાજની લડતમાં ખેડૂતો અને ગામડાની જનતાએ ભાગ લઈ લડતને જોમવંતી બનાવી, ઘણું સહન પણ કર્યું. ગાંધીજીએ સ્વરાજની લડતમાં ભાગ લઈ ભોગ આપી રહેલા કચડાયેલા કિસાનો અને ગ્રામ જનતાને સ્વરાજ આવ્યા પછી સ્વરાજ શા માટે લેવામાં આવ્યું છે, તેનો ખ્યાલ રહે એટલા માટે "નાગપુર ઝંડા સત્યાગ્રહ" અને "બારડોલીના સત્યાગ્રહ" પછી એક અંગ્રેજના આવેલા પત્રના કારણે સને ૧૯૩૧ની કરાંચીની મહાસભામાં 'પ્રજાના મૂળભૂત હક્કો' નામનો ઠરાવ જાતે મૂકી સ્વરાજ આવ્યા પછી તેમને શું મળશે તેનું વચન આ દસ્તાવેજ જેવા ઠરાવ મારફત રાષ્ટ્રીય મહાસભા પાસે પસાર કરાવી અપાયેલું. આ ઠરાવમાં સ્વરાજ આવ્યા પછી ખેડૂતોનું જમીન મહેસૂલ ઘટાડીને તરત જ અડધું કરાશે અને ધીમે ધીમે બાકીનું પણ રદ કરાશે, 'અને સરકારી તંત્રમાં સરકારી નોકરનો માસિક પગાર રૂ. ૫૦/-થી ઓછો નહિ અને રૂ. ૫૦૦ થી વધારે નહિ, તેવાં બે મહત્ત્વનાં વચનો સાથે આપેલાં. તેના કારણમાં પૂ. ગાંધીજીએ જણાવેલું કે ખેડૂતો રાષ્ટ્ર ઉપયોગી ખેતીનો ધંધો કરી પોતાના ઘરનાંને, અન્યને કામ અને રોજી પૂરી પાડે છે. વળી દેશના ઉદ્યોગોને કપાસ, તેલીબિયાં વગેરે જેવો મહત્ત્વનો કાચો માલ પૂરો પાડે છે અને બિનખેડૂતોને અનાજ–શાકભાજી પૂરાં પાડે છે. સરકારી તંત્રમાં કમરતોડ ખર્ચને પહોંચી વળવા સરકાર ખૂબ કરવેરા નાખે છે. ખેડૂતો અને આ જનતા જે માલ વાપરે છે તે ઉપરના આડકતરા કર પણ તેઓ ભરે છે. એટલે ખેડૂતો અને આમ જનતાનો ભારે બોજ હળવો કરવાની જવાબ-દારી સ્વરાજની સરકારે આ રીતે અમલ કરી અદા કરવાની રહેશે. સ્વરાજની સરકારનો વડોપ્રધાન ખેડૂત હોય અને રાષ્ટ્રપતિપદે ગરીબ

શ્રમજીવી હોય તેવી રાષ્ટ્રહિતની કલ્પના પણ ખરી લોકશાહી અને સાચા સ્વરાજના અમલ માટે તેમણે મૂકેલી. પણ સ્વરાજ આવતાંની સાથે પૂ. ગાંધીજી ગયા અને જેમનાં સંગઠન હતાં તેવા તમામે પોતાનાં ભાણાં ભારે પગાર દ્વારા અને મોંઘવારી ભથ્થાં તથા બીજી મફત સવલતો મેળવી ભરી લીધાં અને સંગઠનના અભાવે ખેડૂતો અને આમ જનતા દૂર ધકેલાઈ ગયાં. તેમના ભાગે વધુ ને વધુ શોષાવાનું આવ્યું. પાકો માલ મોંઘો થતો ચાલ્યો. ખેડૂતોનાં હિતની વાત કરનાઓ સામે ખુદ તે વખતથી (સને ૧૯૪૯માં ) કોંગ્રેસે વાંધો લીધો. પણ જન્મે ખેડૂત એવા મુ. શ્રી દાસકાકાએ ખેડૂત સંગઠનની અને ખેડૂતોના હિતની ભેરી ગજાવી. "મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ" અને "ખેડૂત" છાપાં મારફત પૂ. ગાંધીજીના પેલા "પ્રજાના મૂળભૂત હક્કો મારફત" ખેડૂતોના સંગઠનના અધિકારનો હક્ક છે તે વાત નીડરતાથી જણાવી. ખેડૂતો અને ગ્રામજનતાને એ ઠરાવ મારફત આપેલા વચનનો અમલ કરવાની માગણીઓ ગાજતી કરી, ખેડૂતો અને ગ્રામ જનતાનું સંગઠન કરવાનું કપરું કામ તેમણે ઉપાડ્યું. જે લોકો આઝાદીની લડત પહેલાં કોંગ્રેસ સામે કામ કરતા હતા તેઓ આઝાદી આવતાની સાથે કોંગ્રેસમાં પેસી ગયા અને ખેડૂતો અને ગ્રામજનતાના સંગઠનની જરૂર નથી તેવી કાગારોળ મચાવી.

શ્રી ધનાભાઈ વકીલ જણાવે છે કે, "હું તે વખતે કડી તાલુકા કોંગ્રેસ તરફી ગુજરાત પ્રદેશ કોંગ્રેસમાં ડેલીગેટ હતો. તે નાતાથી નાસિક કોંગ્રેસ અધિવેશનમાં હાજરી આપેલી. તે પહેલાં હરિપુરા કોંગ્રેસ અધિવેશનમાં સ્વયંસેવક તરીકે જઈ આવેલો હતો. મુ. દાસભાઈ સાથે અમને બધાંને "ખેડૂતો અને ગ્રામ જનતાનું સંગઠન કરવાના ગુના, માટે સ્વાર્થી કોંગ્રેસીઓની ઘાલમેલથી કોંગ્રેસમાંથી દૂર કરવામાં આવ્યા. પરંતુ આ પ્રાણવાન ખેડૂત નેતા ડગ્યો નહિ કે ડર્યો નહિ. ખેતીવાડીની પેદાશોના ભાવ ખેડૂતને પોસાય તેવા નહિ પણ બિનખેડૂતને પોસાય તેવા અને પાકો માલ પેદા કરનારને પોસાય તેવા રાખવાની રાજકીય નીતિને ખેડૂતો આગળ આંકડાઓ સાથે ખુલ્લી પાડી. ખરા ઉનાળામાં

ગામે ગામ ફરવાનું અને મોટર બંધ પડે એટલે ખરા બપોરે ગાઉના ગાઉ મુ. દાસભાઈ સાથે અમે કાર્યકરો ચાલતાં થાકી જતા. પણ તેમને તો જાણે લોખંડી શરીર હોય તેમ થાક કે તાપની પરવા ન હતી. બે-બે ચાર-ચાર દિવસે ખેડૂતના ખેતરે આવેલા કૂવે નાહી કપડાં ધોઈ લેવાનાં. સમય બગાડવાનો નહિ અને ખેડૂતોને ખોટા ખર્ચા કરાવવાના નહિ. એટલે રોટલા કે ભાખરી અને ડુંગળી અને છાશ પ્રવાસમાં સૌનો ખોરાક હતો.

મુંબઈ ધારાસભામાં 'ગોવધ' બંધ કરવાનું બિલ અને તે ઉપરની તેમની રજૂઆત તથા "ખેડૂતની હાલત" વર્ણવતાં તેમનાં ભાષણો સાંભળી મુ. શ્રી મોરારજીભાઈ દેસાઈએ તે વખતે ટીકા કરેલી કે, "જો વિરોધ પક્ષે ત્રણ જણા શ્રી દાસભાઈ જેવા હોય તો સરકારને તોડી પાડે."

કોંગ્રેસે ખેડૂત મંડળને મનાવી લીધું પણ ખેડૂત સંગઠન તેણે મજૂર પ્રવૃત્તિની માફક અપનાવ્યું નહિ. ખેડૂતો અને ગામડાંની જનતાના મતે ચૂંટાયેલા વિધાનસભાના સભ્યો અને પાર્લામેન્ટના સભ્યો અન્ય હિતોના હાથા બનતા રહ્યા. ખેડૂતોના અને ગ્રામજનતાના સંગઠનના અભાવે અને તેમના પ્રશ્નોની રજૂઆત કરે તેવાં છાપાંના અભાવે હજુ પણ તેમના પાયાના પ્રશ્નો વણઉકેલ્યા રહેલા છે. પગાર વધારા, ભાવ વધારા, મોંઘવારી ભથ્થાંના વધારા, બધાનો ભાર છેવટે તો ગામડાં અને ખેડૂતોના માથે જઈને ઠરે છે. દિવસે દિવસે ગામડાં તેથી તૂટતાં જાય છે. તેવો ચિતાર તેમણે મુંબઈની ધારાસભામાં પ્રગટ કર્યો હતો.

ખેડૂતોને ખેતીના ભાવોની પૂરતી બાંહેધરી આપો"ની માગણી સાથે મુંબઈ ધારાસભામાં શ્રી પુરુષોત્તમદાસ ર. પટેલ (દાસકાકાએ) ના, મુંબઈ ગવર્નરના ભાષણની ચર્ચા પ્રસંગે તા. ૨૪-૨-૫૪ના રોજ કરેલ ભાષણ અત્રે શબ્દશઃ વાચકોની જાણ માટે પ્રસ્તુત કર્યું છે. આ પરથી શ્રી દાસકાકાના હૈયે ખેડૂતો માટેની ભાવનાનો સાચો ખ્યાલ આવશે.

"ના. ગવર્નરનું પ્રવચન ટૂંકું છે અને મારે કહેવું જોઈએ કે તે મુંબઈ સરકારના પ્રકાશન વિભાગ તરફથી પ્રગટ થતાં પ્રકાશનોની સુંદર સમાલોચના જેવું છે. ટૂંકી અને સુંદર સમાલોચના બદલ સભાગૃહ અભિનંદનને પાત્ર છે. એમ મને લાગે છે.

ટૂંકી સમાલોચના ઉદ્યોગો, કામદારો વગેરે બાબતો પર કેટલીય બાબતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ખેતીની પેદાશના ભાવોની ખેડૂતને બાંહેધરી આપવાની આવશ્યક્તાનો તેમાં જરાય ઉલ્લેખ નથી. કેટલાક લોકોને એવી માન્યતા બંધાઈ છે કે છેલ્લા દસકા દરમ્યાન ખેડૂત માલેતુજાર બન્યો છે. પણ ખેડૂતનો અનુભવ એથી ઊલટો જ છે. એક સામાન્ય કામદાર જેટલું મેળવે છે તેથી ઘણું ઓછું તે મેળવે છે. અમદાવાદની કાપડની મિલમાં કામ કરતા એક કામદારને પગાર ઉપરાંત મોંઘવારી માસિક રૂા. ૭૦ મળે છે. દિવસમાં આઠ કલાક કાપડની મિલમાં કામ કરીને મજૂર જેટલું કમાય છે, તેનાથી કશું વધારે હું ખેડૂત માટે માગતો નથી. ખેડૂત માત્ર આઠ જ કલાક કામ કરે છે, તેવું નથી. તે તો વીસ વીસ કલાક કામ કરે છે. તેને વહેલા પરોઢિયે ઊઠવું પડે છે, બળદોની સંભાળ લેવી પડે છે, ખેતરે જવું પડે છે અને દશ કલાકથી ય વધારે વખત કામ કરવું પડે છે; પછી ગોરજ ટાણે તે ઘેર આવે છે અને ફરી રાતે ખેતરની ચોકી કરવા માટે તેમને ખેતરે જવું પડે છે. ખેડૂત માટે વેતનનો ઓછામાં ઓછો દર કે કામના કલાકો નક્કી કરવામાં આવ્યા નથી, મને કહેવા દો કે જ્યાં સુધી ખેડૂતને ખેતીની પેદાશના ભાવોની બાંહેધરી આપવામાં નહિ આવે ત્યાં સુધી હંમેશાં તેને વેપારીઓ અગર સરકાર ઉપર આધાર રાખવો પડશે. થોડા સમય ઉપર મેં છાપામાં વાંચ્યું હતું કે અમેરિકામાં ઘઉં અને રૂનો મબલક પાક થવાના કારણે ભાવો ગગડી જવાનો ભય ઊભો થયો હતો. પણ ભાવો ઊંચા રાખવામાં અને ખેડૂતને વિનાશમાંથી ઉગારી લેવા અમેરિકન સરકારે ઘઉં અને રૂ ખરીદી લેવાનો નિર્ણય કર્યો હતો. આપણા દેશમાં આનાથી ઊંધી જ સ્થિતિ છે. ના. ગવર્નર તેમના પ્રવચનમાં કંટ્રોલ અને અન્ન સમસ્યાની ચર્ચા કરતાં

બીજા પાના ઉપર કહ્યું છે કે, "આનાથી ભાવોની સપાટી ઊંચી આવી નથી અને સરકાર જાગૃત છે." ભાવો વધે નહીં તેટલા માટે જ માત્ર સરકાર જાગૃત છે. મારી વિનંતી છે. કે ભાવો ઘટે નહિ તે માટે પણ સરકારે જાગ્રત રહેવું જોઈએ અને જો ભાવો નીચા જાય તો અમુક નિયત કિંમતે અનાજ ખરીદવા સરકારે તત્પર રહેવું જોઈએ. હજુ ગઈ કાલે જ આપણા નાણાપ્રધાને કાઉન્સિલમાં કહ્યું હતું કે અનાજ ઉપરથી કંટ્રોલ ઉઠાવી લેવાથી ભાવમાં વધારો થશે નહીં. કેટલાક સભ્યોએ કંટ્રોલ ઉઠાવી લેવાથી ભાવો ઊંચા જવાની ભીતિ દર્શાવી એટલે માનનીય નાણાંપ્રધાને આંકડા રજૂ કરી સાબિત કર્યું હતું કે થોડાક મહિનાઓથી જુવાર અને બાજરીના ભાવો ઘટ્યા છે, આ સત્ય કથન છે. ગયા વર્ષે દેશી મણે રૂ. ૫–ના ભાવથી સરકાર ખરીદ કરતી હતી પણ અત્યારે અમારી બાજુ બાજરી રૂ. ૪–૮–૦ થી રૂ. ૫ના દેશી મણના ભાવે વેચાય છે. એટલે મારો અનુરોધ છે કે અમેરિકન સરકારની માફક આ સરકારે પણ ખેડૂતને બાંહેધરી આપવી જોઈએ કે તેને અમુક ભાવથી ઓછો ભાવ નહિ મળે.

## મધ્યસ્થ સરકારની સલાહને અમલમાં મૂકો

મને મળેલી માહિતી સાચી હોય તો મધ્યસ્થ સરકારે પણ આ સરકાર તેમજ બીજી પ્રાંતીય સરકારોને સલાહ આપી છે, જો ભાવો નીચા જાય તો ખેડૂતને નુકસાન ન થાય તે માટે અમુક નિયત ભાવે અનાજ ખરીદવાની સરકારે તત્પરતા બતાવવી જોઈએ. જો આ માહિતી સાચી હોય તો મધ્યસ્થ સરકારની આ સલાહને આ સરકારે અમલમાં મૂકવી જોઈએ. મારું કહેવાનું એટલું જ છે કે બાજરી અને જુવારનો ગયા વર્ષે જે ભાવ બાંધવામાં આવ્યો હતો તે જાળવી રાખવો જોઈએ. ભાવો ઘટે નહિ તે સરકારે જોવું જોઈએ પણ જો ભાવો નીચા જાય તો અમુક ચોક્કસ ભાવથી અનાજ ખરીદવા સરકારે આગળ આવવું જોઈએ.

## ખેડૂતને મદદ કરવાનો સાચો માર્ગ

આ વર્ષે સરકારે એવી જાહેરાત કરી છે કે બાજરી અને જુવાર ખરીદશે નહિ. સરકારના છેલ્લા પરિપત્ર અનુસાર તે ઘઉં પણ નહિ ખરીદે. અત્યારે મશીન ચલાવવા માટે વપરાતા તેલનો ભાવ બેહદ વધ્યો છે. મશીનનો ભાવ પણ વધ્યો છે. ઘઉં પકવવા પાછળ ખેડૂતને ખૂબ જ ખર્ચ થયું છે. ખેડૂતને પૈસાની જરૂર હોય છે. વેપારી ઘઉં ઓછા ભાવે ખરીદે છે અને તેમાંથી ફાયદો ઉઠાવે છે. એટલે આ સંજોગો નીચે મારો સરકારને અનુરોધ છે કે તેણે ખરીદ કેન્દ્રો ખોલી આગલા વર્ષે બાંધવામાં આવેલા ભાવે જુવાર-ઘઉં વગેરે ખરીદવાં જોઈએ અને એનાથી ઓછા ભાવ ખેડૂતને નહિ આપવામાં આવે તેવી બાંહેધરી આપવી જોઈએ. ખેડૂતને મદદ કરવાનો આજ સાચો માર્ગ છે.

## અનાજના ભાવ બાંધતાં પહેલાં ખેડૂતને પૂછો

કાપડ, લોખંડ વગેરે બાબતોને લાગેવળગે છે ત્યાં સુધી સરકાર હંમેશાં કામદારો અને મિલમાલિકો સાથે ચર્ચાવિચારણા કરે છે, અને તેમને નુકસાન ન થાય તે રીતે ભાવો ઠરાવે છે. ખેતીની પેદાશ માટે પણ આજ નીતિ રાખવી જોઈએ. સરકારે ખેડૂત સાથે મસલત કરી તેમને નુકસાન ન થાય તેવી રીતે ભાવો નક્કી કરવા જોઈએ. પણ આમ કરવાના બદલે ગયા વર્ષે ડાંગરના ભાવ ઘટાડવામાં આવ્યા છે. દસક્રોઈમાં ગયા વર્ષે ડાંગરનો ભાવ આશરે રૂ. ૯ નો હતો અને તેમાં રૂ. ૨/-નો ઘટાડો કરવામાં આવ્યો છે. બધે આમ જ બન્યું છે. આપણા વડાપ્રધાન વારંવાર કહે છે કે કોંગ્રેસ સરકાર ખેડૂતો માટે અને ખેડૂતોના ભલા માટે છે. તો પછી હું પૂછું છું કે ખેડૂતોએ એવાં તે શું પાપ કર્યાં છે કે તેને ઉત્પન્ન કરેલા અનાજનો વ્યાજબી ભાવ તેને આપવામાં આવતો નથી ? મને કહેવા દો કે જ્યાં સુધી ખેડૂતને તેણે પકવેલા અનાજનો વ્યાજબી ભાવ નહીં મળે ત્યાં સુધી તે સુખી થશે નહિ.

## પછાત વર્ગથીયે બદતર હાલત ખેડૂતની છે

મારા માનનીય મિત્ર પછાત વર્ગોની હાલત વિષે ફરિયાદ કરતાં હતા. પણ મારે કહેવું જોઈએ કે ખેડૂતની હાલત પછાત વર્ગની હાલતથી બદતર છે. પછાત વર્ગનાં બાળકો નિશાળમાં ભણી શકે તે માટે તેને શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. પછાત વર્ગની એક વ્યક્તિની કમાણી ખેડૂતની કમાણી કરતાં વધારે છે. અરે, સુધરાઈનો એક સફાઈ કામદાર પણ ખેડૂત કરતાં વધારે કમાય છે. સરકારી અહેવાલ મુજબ ખેડૂતની સરેરાશ વાર્ષિક આવક રૂા. ૧૧૨ છે. મુંબઈ સરકારે પ્રસિદ્ધ કરેલા આંકડાઓના આધારો ઉપર હું આ બોલું છું. એક સફાઈ કામદારની કમાણી ખેડૂતની કમાણી કરતા વધારે છે. સફાઈ કામદારને પગાર અને મોંઘવારી ભથ્થુ મળે છે અને તેના દુઃખોના નિકાલ માટે ટ્રિબ્યુનલ છે. સફાઈ કામદારને ઓછું મળવું જોઈએ એમ હું નથી કહેતો. મારે એટલું જ કહેવું છે કે તેને વધારે સગવડો મળે. તેને મદદ કરવા ટ્રિબ્યુનલ છે. જો યોગ્ય મોંઘવારી ભથ્થું આપવામાં ન આવે તો ભંગીઓ અને કામદારો ટ્રિબ્યુનલ પાસે જઈ શકે છે, વળી કામદાર વર્ગના હિતને સાચવવા સમાજવાદી અને સામ્યવાદી પક્ષ જેવા રાજકીય પક્ષો પણ છે. માર્ક્સવાદી વિચારસરણી મુજબ ખેડૂતોને ક્રાંતિ માટે બિન-ઉપયોગી માનવામાં આવે છે. ક્રાન્તિમાં તેઓ જોડાશે નહિ એમ માનવામાં આવે છે અને કામદાર વર્ગ જ ક્રાંતિ લાવી શકશે એમ કહેવામાં આવે છે. આમ ખેડૂતની કોઈને પડી નથી. એટલે ખેડૂતને લાગેવળગે છે ત્યાં સુધી તેને તેની પેદાશના યોગ્ય ભાવોની બાંહેધરી આપવી જોઈએ. જો તેમ કરવામાં નહિ આવે તો ખેડૂતને નુકસાન થશે. સિંચાઈની યોજનાઓથી અનાજનું ઉત્પાદન વધશે અને ભાવો ઘટશે. પરિણામે વધારે ઉત્પાદન હોય, છતાંય ખેડૂતોના પ્રશ્નો વણઉકેલ્યા રહેશે. મિલો જો ઓછું ઉત્પાદન કરે તો ભાવો વધારે મળે છે. ઉત્પાદન વધુ હોય ત્યારે સરકાર આયાત કરવા દેતી નથી. આમ મિલોને સરકાર સગવડ આપે છે. પણ ખેતીની પેદાશની બાબતમાં જો ભાવ વધે તો અનાજ

બહારથી આયાત કરવામાં આવે છે. ખેડૂત જો નક્કી કરેલા ભાવથી એક પાઇ વધારે લે છે તો તેના ઉપર કામ ચલાવવામાં આવે છે. પણ જો ભાવ બાંધેલાં હોય છે અને બજારો નીચા જાય છે ત્યારે ખેડૂતને મદદ કરવા માટે એક પણ કાયદો નથી. ખેડૂતની આ હાલત છે એટલે આ બાબત પર ઊંડી વિચારણા કરવા અને ખેડૂતોને મદદ કરવા ના. વડાપ્રધાનને મારી વિંનતી છે."

મુંબઈની ધારાસભામાં શ્રી દાસકાકાએ ખેડૂતોને અનાજના તળિયાના ભાવ ફસલ હાથમાં આવતાં પહેલાં નક્કી થવા જોઈએ. સરકારે ભાવ બાંધવા તેમજ સરકારે બાંધેલા ભાવે ખેડૂત પાસેથી અનાજ ખરીદવું તેવો મુદ્દો રજૂ કર્યો ત્યારે બધાએ હસી કાઢેલો. પણ શ્રી દાસકાકા તે મુસદ્દાને વળગી રહ્યા, અને સંસદમાં ચૂંટાયા ત્યારે તે મુસદ્દો સિદ્ધાંત તરીકે સ્વીકારાયો !

## મુંબઈ સરકારના અંદાજપત્રની ચર્ચા પ્રસંગે મુંબઈ ધારાસભામાં

શ્રી. પુરુષોત્તમદાસ ર. પટેલનું ભાષણ

(અંગ્રેજીનો અનુવાદ)

### વહીવટી ખર્ચમાં કાપ મૂકો

બજેટ તરફ દૃષ્ટિપાત કરીએ તો જણાય છે કે આશરે બોતેર કરોડ રૂપિયાનો ખર્ચ થશે અને એટલી જ આવક થશે. આપણે પુષ્કળ ખર્ચ કરીએ છીએ. પણ વસ્તીના મોટા ભાગના એટલે કે રાજ્યના ૬૬ ટકા જેટલા ખેડૂતોની હાલત જોતાં મારે કહેવું જોઈએ કે ગ્રામ જનતા માટે આપણે કશું કરતા નથી. દર વર્ષે ખર્ચ વધતો જાય છે અને તેના ફલસ્વરૂપે જનતા ઉપર સીધી કે આડકતરી રીતે કરભારણ વધતું જાય છે. મારે કહેવું જોઈએ કે આ ખર્ચમાં કાપકૂપ કરવાની હરેક શકયતા છે. વહીવટી ખર્ચ ખૂબ જ વધારે છે અને તેમાં કાપ મૂકવો જોઈએ. આ અંગે કશું કરવામાં આવતું નથી. આ સરકારનો જ નહીં પણ મધ્યસ્થ સરકારનો તેમજ સુધરાઈઓનો ખર્ચનો બોજો ગ્રામ્ય જનતાને

અને ખાસ કરીને ખેડૂતોને ઉપાડવો પડે છે.

### પોળાને બદલે ઘઉંવરણા હાથીઓના બોજાથી જનતા કચડાઈ રહી છે.

અંદાજપત્રક તરફ જ્યારે હું નજર નાખું છું ત્યારે મારા મનમાં એક જ પ્રશ્ન ઉદ્ભવે છે કે શું આ અંદાજપત્રક કોંગ્રેસ સરકારનું અંદાજપત્રક છે? કોંગ્રેસ કહેતી હતી કે જ્યારે તેના હાથમાં સત્તા આવશે ત્યારે લોકો ઉપરનો બોજો હળવો થશે. ધોળા હાથીઓના વજન તળે લોકો કચડાઈ રહ્યા હોવાનું કહેતા કેટલાય કોંગ્રેસી નેતાઓને મેં સાંભળ્યા છે, પણ મને કહેવા દો કે આજે તો ધોળાને બદલે કાળા હાથીઓના વજનથી લોકો કચડાઈ રહ્યા છે. કાળા હાથીઓ વધારે વજનદાર છે. મને લાગે છે કે સારા પ્રમાણમાં તેમને હળવા કરી શકાય.

### જનતાની હાલતથી તંત્રવાહકો વાકેફ નથી

સેલ્સટેક્ષથી આશરે સત્તર કરોડની આવક થવાની વાત મારા કેટલાક માનનીય મિત્રો કરી ગયા. આ આવક ગમે તેટલી થાય પણ એથી રાજ્યના ગરીબ વાપરનાર ઉપરનો બોજો વધશે. મને કહેવા દો કે સરકારના ઉચ્ચકક્ષાના તંત્રવાહકો આ રાજ્યની હાલતથી વાકેફગાર નથી. જો આપણે શિયાળામાં ગામડામાં જઈએ તો આપણે જોઈ શકીએ કે ગ્રામ બાળકો પાસે ટાઢથી બચવા પૂરતાં કપડાં પણ હોતાં નથી. હૂંફ મેળવવા માટે માત્ર સૂર્યનો તડકો જ હોય છે. તડકામાં તેઓ ઉઘાડા બેસે છે. આ બધાનું કારણ બેહદ ગરીબી છે. આ લોકોની ગરીબાઈને દૃષ્ટિ સમીપ રાખીને જોઈએ તો કશુંય ફાયદાકારક પરિણામ મેળવ્યા વિના બોત્તેર કરોડ રૂપિયા દર વર્ષે ખર્ચાય તે જરાય યોગ્ય નથી.

### ખેડૂતોના રહેઠાણનો પ્રશ્ન વણઉકલ્યો રહ્યો છે.

આ અંદાજપત્રકમાં ખેડૂતોના રહેઠાણનો પ્રશ્ન ઉકેલવા જરાય પ્રયત્ન કરવામાં આવ્યો નથી. માનનીય નાણાપ્રધાને ખેડૂતોના મહેલો જોયા હશે, આ મહેલો મોટા ભાગે એક જ ઓરડાના બનેલા હોય અને એમાં ય એમનું રસોડું, દીવાનખાનું વસ્ત્ર પરિધાન માટેનો ઓરડો

અને ઢોરની ગમાણ સમાઈ જાય છે. ગ્રામ્ય યુગલની સોહાગરાત પણ ત્યાં જ ઉજવાય છે. મેં એવાં ઘરો પણ જોયાં છે કે જ્યાં કોઠીઓની આડ કરવામાં આવે છે. આની એક બાજુએ ઢોર પડયાં રહે છે અને બીજી બાજુએ નવપરિણીત સૂઈ રહે છે. ખેડૂતોનાં મકાનોની આ હાલત છે. હું માનનીય નાણાં પ્રધાનને પૂછીશ કે આ અંદાજપત્રકમાં રહેઠાણનો આ પ્રશ્ન ઉકેલવા માટે શું કરવામાં આવ્યું છે? મિલ કામદારોના રહેઠાણનો પ્રશ્ન ઉકેલવા માટે આપણે ગૌરવ લઈએ છીએ. અમદાવાદ અને મુંબઈમાં લોકોને રહેઠાણની સગવડ પૂરી પાડી શકવામાં આપણે ગૌરવ લઈએ છીએ. પંડિતજીને એક ઓરડાનાં મકાનો ગમતાં નથી અને ઓછામાં ઓછા બે ઓરડા તો હોવા જ જોઈએ તેવી ઇચ્છા તેઓ પ્રદર્શિત કરે છે. પણ ખેડૂતો માટે આ અંગે શું કરવામાં આવ્યું છે? તેમની કોઈ દરકાર કરતું નથી. વસ્તીના ૭૦ ટકા જેટલા ખેડૂતો આ દેશમાં હોવા છતાંય તેમની કોઈ દરકાર કરે નહીં તે એક દયાજનક સ્થિતિ છે. બેકારી, દારૂબંધી અને એવી બધી શહેરોને લાગતી–વળગતી બાબતોની ચર્ચા કરવામાં આવી છે. બેકારીના પ્રશ્ન વિષે મને ચિંતા નથી કારણ કે તે તો માનવ સર્જિત પ્રશ્ન છે. તે પ્રશ્ન હાલની કેળવણી પ્રથા સાથે સંકળાયેલી છે. જ્યાં સુધી કેળવણી પ્રથામાં સુધારો કરવામાં નહિ આવે ત્યાં સુધી બેકારી વધવાની છે. માત્ર ચાર હજારથી છ હજાર શિક્ષકોની ભરતી કરવાથી આ પ્રશ્નનો ઉકેલ નહીં આવે, કારણ કે દર વર્ષે એસ. એસ. સી. ના સંચામાંથી ત્રીસ હજાર ઉમેદવારો બહાર પડે છે. આ દેશના પ્રાણપ્રશ્ન જેવા ખેતીના પ્રશ્ન પ્રત્યે જ્યાં સુધી તમે લક્ષ નહીં આપો ત્યાં સુધી બેકારીનો પ્રશ્ન કેવી રીતે ઉકેલી શકશો? ખેતી ઉપર જ દેશની આબાદીનો આધાર છે. કમનસીબે ખેડૂતોની આર્થિક હાલત સુધારવા માટે આ બજેટમાં કશું કરવામાં આવ્યું નથી. શહેરોમાં સરઘસો નીકળે છે ત્યારે સરકાર ગતિમાન બને છે પણ જ્યારે ખેડૂતના પ્રશ્નો ઊભા થાય છે ત્યારે સરકાર કુંભકર્ણ નિંદ્રા સેવે છે, કારણ કે સરકાર જાણે છે કે ખેડૂતો વેરવિખેર

અસંગઠિત અને અજ્ઞાન છે અને એટલે તેમની દરકાર રાખવાની જરૂર નથી. સરકાર જાણે છે કે રામનામ અને ગાંધી નામના ઉચ્ચારણથી ખેડૂતોના મત સહેલાઈથી મેળવી શકાશે. ખેડૂતો હંમેશ કોંગ્રેસના વચનોમાં વિશ્વાસ મૂકતા આવ્યા છે પણ હવે જાગૃતિ આવતી જાય છે. અને આ સ્થિતિ લાંબો સમય નભશે નહીં. જો ખેડૂતોના પ્રશ્નો ઉપર વિચારણા કરવામાં નહીં આવે તો મારે કહેવું જોઈએ કે સરકાર ખેડૂતોનો વિશ્વાસ ગુમાવશે અને એક દિવસ તેને પશ્ચાત્તાપ કરવાનો વારો આવશે. સરકારે ત્રાવણકોર–કોચીનનો બોધપાઠ યાદ કરવો જોઈએ.

ડૉ. જીવરાજ મહેતા : અને પેપ્સુનો પણ.

શ્રી પી. આર. પટેલ : ત્યાં તમે રાજાઓ અને નવાબોને ઊભા રાખ્યા હતા. જો આ નવાબોને તમે ઊભા ન રાખ્યા હોત તો....

શ્રી સ્પીકર : આ બધું કઈ રીતે સુસંગત છે?

શ્રી પી. આર. પટેલ : મને પેપ્સુ માટે પૂછવામાં આવ્યું અને એટલે હું જવાબ આપતો કે જો કોંગ્રેસે આ નવાબોને પસંદ ન કર્યા હોત તો....

શ્રી સ્પીકર : બીજા માનનીય સભાસદ ગમે તે બોલે પણ આ ગૃહમાં અસંગત બાબતોનો ઉલ્લેખ કરવાનું યોગ્ય નથી. હું માનનીય સભ્યને પૂછું છું કે અહીં પેપ્સુનો ઉલ્લેખ કઈ રીતે સુસંગત છે?

શ્રી પી. આર. પટેલ : હું દિલગીર છું. એ વાત બાજુએ મૂકીએ. સરકારની નીતિ ખેડૂતોની બેહાલી કરે તેવી છે. મધ્યસ્થ સરકાર એક્સાઈઝ ડ્યુટી અને એક્સપોર્ટ ડ્યુટી નાખીને ખેડૂતો પાસેથી કર વસૂલ કરે છે. તમાકુ ઉપર એક્સાઈઝ ડ્યુટીથી ભારે કર નાખવામાં આવ્યો છે. રૂ ઉપર કર નાખવામાં આવ્યો છે. અને તેલીબિયાં ઉપર એક્સપોર્ટ ડ્યુટી નાખવામાં આવી છે આ બધા ભારે કરો છે, વધારામાં સેલ્સટેક્ષ છે.

## ખેડૂતોને ભોગે ખાદીને ઉત્તેજન અપાય છે.

ખાદીને ઉત્તેજન આપવા સરકાર સબસીડી આપે છે. હું કાયમ

ખાદી પહેરું છું. એટલે મને સબસીડીથી ફાયદો થાય છે. રૂપિયે ત્રણ આના ખાદીમાં વળતર મળે છે. પણ આ પૈસા જે લોકો મિલનું કાપડ, જાડાં ધોતિયાં અને જાડું કાપડ પહેરે છે તેમના ઉપર કર નાખવાથી આવે છે. એટલે ખાદીને ઉત્તેજન આપવા આપણે ગરીબ ખેડૂતો ઉપર કર નાખીએ છીએ.

એક માનનીય સભ્ય : તમે મિલની બનાવેલી ખાદી વાપરી શકો છો.

શ્રી પી. આર. પટેલ (દાસકાકા) : તેનો સવાલ નથી. મારા જેવા અને સામે બિરાજેલા માનનીય સભ્યો જેવા ખાદી પહેરનારા લોકો અનેક કારણોસર મિલનું કાપડ વાપરતા ગરીબ ખેડૂતોના ભોગે સસ્તી ખાદી મેળવે છે. આ બધા ખડૂતો ઉપરના આડકતરા કર છે.

શ્રી સ્પીકર : આ તો કેન્દ્રનો કર છે.

શ્રી પી. આર. પટેલ : બેશક, તેમ જ છે. મધ્યસ્થ સરકાર તેમજ આ સરકાર ગરીબ ખેડૂતો ઉપર કર લાદે છે.

## પંચવર્ષીય યોજનાને રાજકારણથી દૂર રાખો

શ્રી પી. આર. પટેલ (દાસકાકા) :

જો કમ્યુનિટી પ્રોજકટ અને પંચવર્ષીય યોજનાને રાજકારણના રંગથી દૂર રાખવામાં આવે તો હું માનું છું કે તેથી દેશનું ભલું થશે. લોકોને સારો ફાયદો મળશે. પણ આ યોજનાઓને લાગેવળગે છે ત્યાં સુધી સરકારની નીતિ માત્ર કોંગ્રેસીઓને જ થાબડવાની રહી છે. હું એક દાખલો આપું. કડી તાલુકામાં પંચવર્ષીય યોજનાનો ફાયદો ઉઠાવવા માટે લોકોને ઉત્તેજન આપવા એક સમિતિ નીમવામાં આવી. સમિતિ મામલતદારે નિયુક્ત કરી હતી. હવે બન્યું એવું કે સમિતિના બધા જ સભ્યો ખેડૂત મંડળના હતા. જ્યારે આ વાત વિકાસ મંડળના મંત્રીના ધ્યાનમાં આવી ત્યારે તેમણે આ સમિતિ બરખાસ્ત કરી દીધી. જ્યારે આટલા બધા પૈસા ખર્ચવામાં આવે છે અને કોમ્યુનિટી પ્રોજેકટ તેમજ પંચવર્ષીય યોજના માટે મોટી રકમો ખર્ચાતી

હોવાનું બતાવવામાં આવે છે, ત્યારે હું પૂછું છું કે સરકાર કામ થાય તેમ ઇચ્છે છે કે કોંગ્રેસની અસર વધે તેમ ઇચ્છે છે ? કામ સારું થાય તેમ જો સરકાર ઇચ્છતી હોય તો સરકારે પોતાની નીતિ બદલવી જોઈએ. અને જો કોંગ્રેસની અસર વધે તેમ સરકાર ઇચ્છતી હોય તો તે પ્રમાણે હિંમતભેર કહેવું જોઈએ અને લોકોનો સહકાર માગવાની વાતો બંધ કરવી જોઈએ. જ્યાં કોમ્યુનિટી પ્રોજેક્ટનું કામ ચાલે છે તે વિજાપુર તાલુકામાં જનતામાં ઉત્સાહ રેડવા માટે કશું કરવામાં નથી આવ્યું. આ ફરિયાદ માત્ર રવિશંકર મહારાજે જ કરી હતી તેમ નથી. વિજાપુર-લાડોલનો રસ્તો પૂરો થયો ત્યારે ત્યાં આવેલા શ્રી ઢેબરે પણ આ જ ફરિયાદ કરી હતી. તેમણે કહ્યું હતું કે જનતાએ આગળ આવી ભાગ લીધો નથી. લોકોનો આ ઉત્સાહ છે. જનહિતોનાં કાર્યો સરકારે બિનપક્ષીય ધોરણે કરવાં જોઈએ. આવાં કામોમાં જોડાવા માટે લોકોમાં ઉત્સાહ રેડવો જોઈએ. આ દેશની પ્રગતિ થાય તેમ આપણે ઇચ્છીએ છીએ અને જો પ્રગતિ ન થાય તો આ બધા પૈસા નાહક વેડફી નાખ્યા ગણાશે. આવા ખર્ચથી કશું ભલું નહિ થાય.

જો મને રજા આપવામાં આવે તો ગ્રામ પંચાયતો અંગે એક બે વાતો કહેવા ઇચ્છું છું.

શ્રી સ્પીકર : સહુને લાગુ પડતો નિયમ માનનીય સભ્યને પણ લાગુ પડે છે.

શ્રી પી. આર. પટેલ :- શું મારો સમય પૂરો થઈ ગયો સાહેબ?

શ્રી સ્પીકર : હા પણ માનનીય સભ્ય તેમની વાત પૂરી કરી લે. નવી વાત તેમણે ઉમેરવી નહી.

શ્રી પી. આર. પટેલ : તો પછી સાહેબ, મેં મારી વાત પૂરી કરી લીધી છે.

આભાર.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળનું બંધારણ તૈયાર કરવામાં આવ્યું

તેની સંજ્ઞા અને ઉદ્દેશ તેમજ કર્તવ્ય નીચે મુજબ હતું તેમજ ઘણું જ વ્યવસ્થિત તૈયાર કરવામાં આવ્યું હતું. પૂર્ણ રીતે લોકશાહી ઢબનું હતું. ઈ.સ. ૧૯૪૯માં ગુજરાત ખેડૂત સંઘનું બંધારણ તૈયાર કરવામાં આવ્યું હતું. તે તા. ૨૦-૩-૧૯૫૫ના રોજ કરજણમાં મળેલ ગુજરાત ખેડૂત સંઘની પ્રતિનિધિ સભાએ મંજૂર કર્યું હતું. તા. ૧-૧૦-૧૯૪૪ ની સમગ્ર સભામાં મહેસાણા પ્રાંત ખેડૂત સંઘ (મંડળ)ના પેટાનિયમો ઘડવામાં આવ્યા હતા. મહેસાણા પ્રાંત ખેડૂતમંડળના સેક્રેટરી શ્રી હરિશંકર દેવશંકર આચાર્ય હતા અને પ્રમુખ શ્રી કાનજીભાઈ શિવાભાઈ પટેલ હતા. આ પેટાનિયમો પણ ખેડૂતનાં હિતોને નજર સમક્ષ રાખી ઘડવામાં આવ્યા હતા. મહેસાણા જિલ્લા ખેડૂત મંડળના પ્રમુખ શ્રી મગનલાલ અં. પટેલ હતા. બંધારણ એમના નામે બહાર પાડવામાં આવ્યું હતું.

## મહેસાણા જિલ્લા ખેડૂત મંડળનું બંધારણ
## મહેસાણા (ઉ. ગુ.)

### ૧. સંજ્ઞા

આ સંસ્થાનું નામ મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ અને તેની મુખ્ય કચેરી બનતાં સુધી મહેસાણામાં રહેશે તથા જિલ્લાના જુદા જુદા તાલુકાઓમાં તેની શાખાઓ રાખી શકાશે.

### ૨. ઉદ્દેશ

મહેસાણા જિલ્લાના ખેડૂતોની અને ખેતીની સર્વાંગી ઉન્નતિ સાધવાનો તથા રાજ્યવહીવટ ખેડૂત અને ગામડાંલક્ષી થાય તેમ કરવાનો મહેસાણા જિલ્લા ખેડૂત મંડળનો ઉદ્દેશ છે.

### ૩. કર્તવ્ય

(૧) ખેડૂતોમાં આત્મભાન જાગૃત કરી તેઓમાં સંપ અને સમૂહ ભાવના ખિલવવા અજ્ઞાન, વહેમો, અસ્વચ્છતા વગેરે દૂર કરવા, અને જે જે બદીઓથી અને બોજાઓથી તેમનું જીવન ગૂંગળાઈ ગયું છે તે દૂર કરવાં.

(૨) આ મંડળના વિસ્તારમાં જમીનની સાંથ, મજૂરીના દર તથા ખેડૂતોના દેવાની તપાસ કરવી. અને ખેડૂતોનું હિત થાય તેમ કરવું. તેમજ ખાતર, બી તથા ઢોર વગેરે માટે નાણાંની જરૂરિયાતો પૂરી કરવા સારું સહકારી ધોરણે મદદ મળી શકે તે માટે પ્રયત્ન કરવા.

(૩) રાષ્ટ્રહિતનો ખ્યાલ રાખીને ખેડૂતોનાં હિતની તમામ હિલચાલો સત્ય અને શાંતિના માર્ગે ચલાવવી.

(૪) ખેતી નફાકારક ધંધો બને તેવા પ્રયત્નો કરવા.

(૫) રાજ્યનાં નાણાં વિશેષતઃ ખેડૂત અને ગામડાંના હિતમાં વપરાય તેવા પ્રયત્નો કરવા.

(૬) ખેતી માટે સારી જાતનાં બી, ઓજારો, ખાતર, સિમેન્ટ, લોખંડ, નળીઓ વગેરે સસ્તા ભાવે અને સહેલાઈથી મળી શકે તેવા પ્રયત્નો કરવા.

(૭) ખેતીને ખપની ચીજો સસ્તી અને સહેલાઈથી મળે તેવી તજવીજ કરવી.

(૮) ખેતીનું ઉત્પાદન વધે તે હેતુથી કૂવા, બોરિંગ, વીજળી વગેરે સાધનો સસ્તાં અને સહેલાઈથી મળે તેમ કરવું, અને તેમાં રાજ્યની સહાય ખેડૂતોને મેળવી આપવી.

(૯) ખેતીના પાકને થતું નુકસાન અટકાવવા તજવીજ કરવી.

(૧૦) ખેડૂતોને નડતી અડચણો, ઢોરચોરી અને ચોરી વગેરેથી હેરાનગતિ ન રહે તેમ કરવું.

(૧૧) ખેડૂતે પકવેલી પેદાશનો પૂરો ભાવ મળે અને તેને ખરીદવાની ચીજો વ્યાજબી ભાવે મળે તે સારું સહકાર્યના ધોરણે મંડળો કાઢવાં અને તેવાં મંડળોને ઉત્તેજન આપવું.

(૧૨) ખેડૂત અને ખેતીનું હિત સધાય તેવી તમામ પ્રકારની વ્યવસ્થા કરવી.

(૧૩) ખેડૂતોનો સહકુટુંબ નિવાસ ખેતીનાં સાધનો સાથે પોતાના

ખેતરમાં થવા પામે તેવા ઉપાય કરવા અને ખેડૂતોને ગામઠાણ મળે તેવી તજવીજ કરવી.

(૧૪) ખેડૂતના જાનમાલનું બરોબર રક્ષણ થાય તેવી પ્રવૃત્તિ કરવી.

(૧૫) ખેડૂત ગાય રાખે અને બળદ મેળવે તેવું કરવું.

(૧૬) ખેડૂત અને ખેતીને સહાયક અને પૂરક બને તેવા ગૃહ-ઉદ્યોગોને ઉત્તેજન આપવું.

(૧૭) ખેડૂતમાં સ્વદેશી ભાવના અને ખાસ કરી ગૃહઉદ્યોગની ભાવના વધે તેવું કરવું.

(૧૮) મંડળનો ઉદ્દેશ પાર પાડવા ખેડૂતનાં હિત માટે જરૂરી પ્રવૃત્તિઓ હાથ ધરવી, તેમજ તે માટે નાણાં ઉઘરાવવાં તથા તે માટે ખર્ચ કરવું.

## ૪. વ્યાખ્યા 'ખેડૂત' એટલે :

(૧) મુંબઈ રાજ્યના અથવા મહેસાણા જિલ્લો, રાજ્ય પુનઃરચનાના કારણે જે રાજ્યમાં મુકાય તે રાજ્યના ગણોતધારા મુજબનો ખેડૂત,

અથવા

(૨) ખેતમજૂર,

અથવા

(૩) ખેતીને સહાયક ધંધો કરનાર જેવાં કે સુથારી, લુહારી, ઢોર-ઉછેર, વણાટ, ચર્મકામ વગેરે પૈકી ગમે તે,

અથવા

(૪) જે સહકારી મંડળીના પંચોતેર અથવા વધુ ટકા ખેડૂતો સભાસદ હોય તેવી મંડળીનો સભાસદ,

અથવા

(૫) ખેતી અને ખેડૂતને નુકસાન કરતો ધંધો ના કરતા હોય, અને ખેડૂત મંડળનું બંધારણ માન્ય કરનાર.

ટીપ : (૧) પેટા કલમ ૫ માં જણાવેલ સભ્યો કુલ સભ્યોના દશ ટકાથી વધારે દાખલ કરી શકાશે નહિ.

(૨) અમુક ધંધો ખેતીને સહાયક અથવા ખેતી અને ખેડૂતને નુકસાનકર્તા છે, તેનો નિર્ણય જિલ્લા ખેડૂત મંડળનું વ્યવસ્થાપક મંડળ કરશે અને તે નિર્ણય બીજો નિર્ણય થતાં સુધી આખરનો ગણાશે.

(૩) શખસ એટલે પુરુષ અથવા સ્ત્રી

(૪) "કામદાર" શબ્દમાં આ સંસ્થાના અધ્યક્ષ, ઉપાધ્યક્ષ, મંત્રી, ઉપમંત્રી, હિસાબ તપાસનાર, વ્યવસ્થાપક અથવા કાર્યવાહક સભાનો સભાસદ અથવા આ મંડળ તરફથી નિમાયેલા કે ચૂંટાયેલા બીજા કોઈ હોદ્દેદારોનો સમાવેશ થાય છે.

(૫) એકવચનમાં બહુવચનનો સમાવેશ થાય છે.

(૬) વર્ષ એટલે ૧લી જાન્યુઆરીથી ૩૧ ડિસેમ્બર સુધીની મુદતનું આ મંડળનું વર્ષ ગણવામાં આવશે.

(૭) તાલુકો એટલે રાજ્યવહીવટી તાલુકા પ્રદેશ અથવા જે પ્રદેશ કારોબારી નક્કી કરે તે.

તેમાં સભાસદ, ચૂંટણી, તાલુકા વ્યવસ્થાપક મંડળ, જિલ્લા વ્યવસ્થાપક મંડળ, જિલ્લા વ્યવસ્થાપક મંડળના અધિકારો, કાર્યવાહક મંડળના અધિકારો, પ્રમુખ, મંત્રી વગેરેના અધિકાર, ગ્રામ અથવા જૂથ ખેડૂત સમિતિ, જૂથ સભાસદપણામાંથી મુક્ત થવા બાબત, જગા ભરવા બાબત, કોરમ, શિક્ષકનું રોકાણ, પરિષદ જિલ્લા કાર્યવાહક મંડળને વિશેષ અધિકાર, બંધારણમાં ફેરફાર, વગેરે બાબતોનો આ બંધારણમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. કારણ દાસકાકા પોતે જ કાબેલ વકીલ હતા. એટલે મુસદ્દાઓ પર પૂરતું ધ્યાન આપતા હતા.

(૬)

## કોંગ્રેસ અને ખેડૂત મંડળનો સંઘર્ષ

## કોંગ્રેસ અને ખેડૂત મંડળ વચ્ચેનો પત્રવ્યવહાર

દાસકાકા ખેડૂત મંડળના કેવા પ્રાણવાન નેતા અને તેઓના હમદર્દ હતા, તે માટે કોંગ્રેસ અને ખેડૂત મંડળ વચ્ચેનો પત્રવ્યવહાર પણ

એટલો જ મહત્વનો હતો. જેમાં દાસકાકાની ખેડૂત પ્રત્યેની મમતા પ્રગટ થાય છે. આ પત્રો વકીલ શ્રી ધનાભાઈ હ. પટેલ પાસે સંગ્રહાયેલ છે. આ સમય ગાળામાં દાસકાકા મહેસાણા ખેડૂત સંઘના પ્રમુખ હતા.

(૧)

**ઠરાવ :** કોંગ્રેસ વર્ષોથી પાયાની રચનાત્મક પ્રવૃત્તિઓ કરે છે. આજે પણ કોંગ્રેસના ક્રિયાશીલ સભાસદોએ કરવાની પ્રવૃત્તિઓમાં ગ્રામ્ય સંગઠન અને ખેડૂત સંગઠનની પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. કોંગ્રેસ અને સરકાર એ બાબતમાં જાગૃત છે કે દેશની એંશી ટકા વસ્તી ગામડાંઓમાં વસે છે અને તેમનો વ્યવસાય મુખ્યત્વે ખેતી અને ખેતીને લગતા કામ સાથે જોડાયેલો છે. ગામડાં અને ખેડૂતોનો વિકાસ થાય અને તેઓ સમૃદ્ધ બને તે માટે સરકારે બન્ને પંચવર્ષીય યોજનાઓ દ્વારા કરોડો રૂપિયાની જંગી યોજનાઓ ઘડી છે. તેમાંથી કેટલીક અમલી પણ બની છે. આથી જેઓ ગામડાં અને ખેડૂતની સેવા કરવા ઇચ્છે છે તેમના માટે કોંગ્રેસ દ્વારા વિશાળ ક્ષેત્ર ખુલ્લું પડ્યું છે. જેઓ કોંગ્રેસ છોડી ગયા હતા તેવા કાર્યકર્તાઓ કોંગ્રેસ અધિવેશનના સમાજવાદી ઢબના સમાજ રચનાના ઠરાવ પછી ફરીથી કોંગ્રેસમાં જોડાઈ રહ્યા છે. વળી કૃષિકાર લોકપક્ષ અને ફોરવર્ડ બ્લોક જેવી સંસ્થાઓ બિનશરતે કોંગ્રેસમાં ભળી ગઈ છે. આ બાબતમાં કોંગ્રેસ કારોબારીએ અને મહાસમિતિએ ઠરાવ કરી કોંગ્રેસ છોડી ગયેલાઓને ફરીથી દાખલ થવા કોંગ્રેસનાં દ્વારો ખુલ્લાં મૂક્યા છે. આવા સંજોગોમાં મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિ જિલ્લાના આવા કાર્યકર્તાઓને કોંગ્રેસમાં દાખલ થવાનું હાર્દિક આમંત્રણ આપે છે.

(૨)

## તા. ૨૯-૫-૫૫નો ખેડૂત મંડળનો ઠરાવ

કોંગ્રેસ છોડી ગયેલાઓને ફરી કોંગ્રેસમાં દાખલ થવાનું હાર્દિક આમંત્રણ આપતો ઠરાવ મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિએ કર્યો છે.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળના મોટાભાગના કાર્યકરો અને

સભાસદો જૂના કોંગ્રેસી હતા. તેમાંના ઘણાએ રાષ્ટ્રીય આઝાદીની લડતમાં માનભર્યો ભાગ ભજવ્યો હતો. આ બધા ફરી કોંગ્રેસમાં દાખલ થાય તેવી ઇચ્છા આ ઠરાવમાં પ્રદર્શિત કરવામાં આવી છે.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળે એના સભાસદોને કોંગ્રેસના સભ્યો થવા અથવા કોંગ્રેસમાં કામ કરવા કદી મના કરી નથી. પરંતુ ખેડૂત મંડળમાં કામ કરવા માગતા કોંગ્રેસીએ કોંગ્રેસની પરવાનગી લેવી તેવો ઠરાવ થવાથી ખેડૂત મંડળના કાર્યકરો તેમજ સભાસદોએ કોંગ્રેસ છોડી દીધી હતી. આ બધાને કોંગ્રેસમાં ફરી જોડાવવા આમંત્રણ આપતો ઠરાવ મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિએ કર્યો છે.

આ ઠરાવનો ધ્વનિ આ સભાને એવો લાગે છે કે મહેસાણા જિલ્લા કોંગ્રેસના ઠરાવથી કોંગ્રેસમાં જોડાય તેવા અને કોંગ્રેસના બીજા માણસો જેમણે ખેડૂત મંડળમાં કામ કરવાનું હશે તે કરી શકશે અને પરવાનગીની આંટ રહેશે નહિ. આ ઠરાવનો આ ધ્વનિ ના હોય તો એની ચોખવટ તા. ૧૫–૬–૫૫ પહેલાં કરવા આ સભા કોંગ્રેસને વિનંતી કરે છે.

આ ચોખવટ તા. ૧૫–૬–૫૫ સુધીમાં કરવામાં નહિ આવે તો પરવાનગીની આંટ રહેતી નથી, એમ માની કોંગ્રેસમાં ખેડૂત મંડળના સભાસદોને જોડાવવા હરકત નથી.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળને રાજકારણમાં પડવાનો ઉમંગ નથી. મજૂરોની સંસ્થા ઇન્ટુક અને બીજી મજૂર સંસ્થાઓ જેટલા દરજ્જે સ્વતંત્ર છે, તેટલા દરજ્જે ખેડૂત મંડળો સ્વતંત્ર રહી ઇન્ટુકના ધોરણે ખેડૂત સંગઠન સાધી ગામડાં અને ખેડૂતોની સામાજિક અને આર્થિક આઝાદી સાધવાનું કામ કરે, અને ખેડૂતો અને ગામડાંના પ્રશ્નો તથા હાડમારીઓની ચર્ચાવિચારણા કરે અને સરકાર અને કોંગ્રેસને માહિતગાર રાખી તે ઉકેલવા પ્રયત્નો કરે.

ખેડૂતોમાં રાજકીય જાગૃતિ નહિ હોવાને કારણે આ દેશમાં જ્યારે જ્યારે રાજકીય ઊથલપાથલો થઈ છે ત્યારે ખેડૂતોએ જે સત્તા ઉપર

આવ્યા તેને તાબે થયા અને વેરા ભર્યા છે. હવે તો આપણો દેશ આઝાદ થયો છે અને દેશમાં લોકશાહી સ્થાપવામાં આવી છે. ખેડૂત સમુદાય દેશની વસ્તીના એંશી ટકા છે. આ દેશની આઝાદી અને લોકશાહીના રક્ષણ માટે પણ ખેડૂત વર્ગ જેવો મોટો સમુદાય રાજકીય જાગૃતિથી છેટો રહે તે પણ ઠીક નથી. ખેડૂત મંડળો અને કોંગ્રેસ વચ્ચે સુમેળ સધાય તો, આ કામ કોંગ્રેસ મારફત ખેડૂત મંડળના સભાસદો કરે તેમાં વાંધા ભર્યું નથી તેમજ કોંગ્રેસની રાજકીય દોરવણી ખેડૂત મંડળો સ્વીકારે તેમાં પણ વાંધા ભર્યું નથી. તેમ છતાં ગામડાં અને ખેડૂતોના સામાજિક અને આર્થિક પ્રશ્નો પૂરતાં ખેડૂત મંડળો ઇન્ટુકની જેમ અને જેટલાં તદ્દન સ્વતંત્ર રહેવાં જોઈએ એમ આ સભા માને છે.

આમ છતાં કેટલીક શંકા-કુશંકા નિવારવા સારુ આ સભા ઠરાવે છે કે આ મંડળના જે સભાસદોની ઇચ્છા કોંગ્રેસમાં જોડાવવાની હોય તેમણે કોંગ્રેસમાં જોડાવવું તથા કોંગ્રેસમાં આજે કામ કરતા કોંગ્રેસીઓને ખેડૂત મંડળમાં જોડાવવાની ઇચ્છા હોય તેમણે ખેડૂત મંડળમાં જોડાવવા આ સભા વિનંતી કરે છે. આમ ખેડૂત મંડળના સભાસદો કોંગ્રેસમાં જોડાય અને કોંગ્રેસના સભાસદો ખેડૂત મંડળમાં જોડાય તો તેથી કોંગ્રેસ અને ખેડૂત મંડળ વચ્ચેનું અંતર ઓછું થશે અને પરસ્પરની શંકાઓ દૂર થશે. અને એના પરિણામે કોંગ્રેસ અને ઇન્ટુક વચ્ચે હાલ જેવો મીઠો અને ગાઢ સંબંધ છે તેવો મીઠો અને ગાઢ સંબંધ કોંગ્રેસ અને ખેડૂત મંડળો વચ્ચે બંધાશે.

કોઈ પણ પ્રકારની શંકા ના રહે તે સારુ આ સભા ઠરાવે છે કે ખેડૂત મંડળના સભ્યો કોંગ્રેસમાં જોડાઈ કામ કરે અને કોંગ્રેસના સભ્યો ખેડૂત મંડળમાં જોડાઈ કામ કરે તેવી પરિસ્થિતિ ઊભી થતાં મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ કોંગ્રેસની રાજકીય દોરવણી સ્વીકારશે અને ચૂંટણીઓમાં કોંગ્રેસના પડખે ઊભા રહી કોંગ્રેસને ટેકો આપશે.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ ખેડૂતો અને ગામડાંઓનું આર્થિક અને સામાજિક આબાદી સાધવાનું કામ કરશે.

મહેસાણા જિલ્લા કોંગ્રેસના ઠરાવના હાર્દની આ સભા કદર કરે છે. પરંતુ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ આ સંબંધમાં સ્પષ્ટતા કરે તો તેથી ખેડૂતોમાં કેટલીક શંકાઓ ઊભી થઈ છે, તે દૂર થશે અને ગુજરાતભરનું વાતાવરણ સ્વચ્છ થશે.

આ ઠરાવ તા. ૨૯-૯-૫૫ના રોજ મહેસાણા જિલ્લા ખેડૂત મંડળની સભાએ મંજૂર કર્યો છે.

**(પુરુષોત્તમદાસ ર. પટેલ)**
પ્રમુખ
મહેસાણા-જિલ્લા-ખેડૂત મંડળ, મહેસાણા

(૩)

**ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટી**
૭, જંતર-મંતર રોડ, ન્યૂ દિલ્હી-૧

તા. ૧-૬-૫૫

ભાઈ શ્રી,

આપનો તા. ૩૦-૫-૫૫નો કોંગ્રેસ અધ્યક્ષશ્રી ઉપર લખેલો પત્ર ઠરાવ સાથે મળ્યો છે. હું માનું છું. આવો જ પત્ર ઠરાવ સાથે આપે ગુજરાત પ્રાંતિક સમિતને લખ્યો હશે.

કોંગ્રેસ અધ્યક્ષશ્રી પ્રવાસમાંથી આજે જ દિલ્હીથી આવ્યા છે અને ઘણું કામ છે. એટલે પત્રનો જવાબ મોડો મળે એવો પૂરો સંભવ છે.

એ જ. સહી

□

(૪)

## ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ

કોંગ્રેસ હાઉસ, ભદ્ર
અમદાવાદ તા. ૧૦-૬-૧૯૫૫

**ભાઈ શ્રી પુરુષોત્તમદાસ,**

ખેડૂત સંઘના સભ્યોએ કોંગ્રેસમાં જોડાવા અંગે તમે ખેડૂત સંઘના પ્રમુખ તરીકે ખુલાસા માટે એક કાગળ પ્રદેશ કોંગ્રેસમાં સમિતિને લખેલો સવાલ મહત્ત્વનો હોવાથી તે મુ. મોરારજીભાઈને મોકલી આપેલો, તે પરથી ખુલાસા સાથે તમણે શ્રી વિજયકુમારને એ બાબતમાં લખ્યું છે. તેમણે તે તમને જણાવ્યું હશે. કારણ કે મુ. મોરારજીભાઈએ તેમને એવી સૂચના કરી છે.

આ બાબતમાં પ્રદેશ કોંગ્રેસ સમિતિનું વલણ એ કાગળમાં સ્પષ્ટ કરેલું છે. તેથી તમારે તે ધોરણે જે કાંઈ વિચાર કરવો હોય તે કરવો.

મુ. મોરારજીભાઈના કાગળમાં એવું સૂચવ્યું છે કે ખેડૂત સંઘ જ્યાં સુધી પ્રદેશ કોંગ્રેસ સમિતિની દોરવણી સ્વીકારે નહીં, ત્યાં સુધી તેના સભ્યો કોંગ્રેસમાં જોડાઈ શકે નહીં.

ઠા. મ. દેસાઈ
મંત્રી

**શ્રી પુરુષોત્તમદાસ આર. પટેલ**
પ્રમુખ
મહેસાણા જિલ્લા ખેડૂત સંઘ, મહેસાણા
નકલ રવાના :
શ્રી વિજયકુમાર એમ. ત્રિવેદી
પીલાજી ગંજ, મહેસાણા.

(૫)

## ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ

તા. ૨૭–૬–૧૯૫૫

**ભાઈ શ્રી પુરુષોત્તમદાસ,**

મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિએ ખેડૂત મંડળમાં કામ કરતા કાર્યકરોને કોંગ્રેસમાં જોડાવા આમંત્રણ આપતો ઠરાવ કર્યો છે. તેના જવાબમાં મહેસાણા જિલ્લા ખેડૂત મંડળે શરતી ઠરાવ કર્યો છે કે જો ખેડૂત મંડળના સભ્યોને કોંગ્રેસમાં લેવામાં આવશે તો ખેડૂત મંડળ કોંગ્રેસની દોરવણી સ્વીકારશે.

પ્રદેશ કોંગ્રેસ સમિતિએ જે ખેડૂત મંડળોનું બંધારણ કોંગ્રેસે માન્ય કર્યું હોય તેવા ખેડૂત મંડળના સભ્યો કોંગ્રેસમાં જોડાઈ શકે તેવો ઠરાવ કરેલો છે. તે રીતે જ્યાં સુધી ખેડૂત મંડળ પ્રદેશ સમિતિ પાસે પોતાનું બંધારણ મંજૂર કરાવી લે નહીં અને પોતાનો શરતી ઠરાવ પાછો ખેંચી લે નહીં ત્યાં સુધી મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ કાર્યકર્તાઓ કોંગ્રેસમાં જોડાઈ શકે નહીં.

શરતી ઠરાવ પાછો ખેંચી લઈ પોતાનું બંધારણ પ્રદેશ સમિતિ પાસે દોરવણી માટે ખેડૂત મંડળ રજૂ કરશે તો પ્રદેશ સમિતિ જરૂર યોગ્ય તે દોરવણી આપશે.

પ્રતિ,

**શ્રી પુરુષોત્તમદાસ ર. પટેલ** લિ.

પ્રમુખ, ઠા. મ. દેસાઈ

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ, મંત્રી

મહેસાણા

(૬)

મહેસાણા,

તા. ૧૩–૭–૫૫

મંત્રી શ્રી ગુજરાત કોંગ્રેસ સમિતિ, ભદ્ર

કોંગ્રેસ હાઉસ, અમદાવાદ.

આપનો તા. ૧૦–૬–૫૫નો પત્ર મળ્યો. આ પત્રમાં શ્રી મોરારજી-

ભાઈએ ખુલાસા સાથે શ્રી વિજયકુમારને પત્ર લખ્યાનું અને શ્રી વિજયકુમારે મને જણાવવાનું લખ્યું છે. પરંતુ હજી સુધી શ્રી વિજયકુમારે કાંઈ જણાવ્યું નથી.

આ પત્રમાં આપે લખ્યું છે કે, "મુ. મોરારજીભાઈના કાગળમાં એવું સૂચવ્યું છે કે ખેડૂત સંઘ જ્યાં સુધી પ્રદેશ કોંગ્રેસ સમિતિની દોરવણી સ્વીકારે નહીં ત્યાં સુધી તેના સભ્યો કોંગ્રેસમાં જોડાઈ શકે નહીં" શ્રી વિજયકુમાર તરફથી કાંઈ લખાણ નથી. તેથી આપને લખું છું. આ પત્રમાં દોરવણી સ્વીકારવાનું લખ્યું છે. માત્ર રાજકીય બાબતમાં કે આર્થિક અને સામાજિક બાબતમાં પણ ? આનો ખુલાસો કરશો.

આ પછી આપનો તા. ૨૭–૬–૫૫ નો પત્ર મળ્યો. આ પત્રમાં પહેલાંના પત્રથી જુદી વાત છે. આ પત્રમાં "**પ્રદેશ કોંગ્રેસ સમિતિએ જે ખેડૂત મંડળોનું બંધારણ કોંગ્રેસે માન્ય કર્યું હોય, તેવા ખેડૂત મંડળના સભ્યો કોંગ્રેસમાં જોડાઈ શકે**" તેવો ઠરાવ કર્યો છે, તેવું છે.

તા. ૧૦–૬–૫૫ ના પત્રથી તા. ૨૭–૬–૫૫ ના પત્રથી હકીકત જુદી છે તો પહેલાંના પત્રમાંની હકીકત ઊભી રહી છે ?

બંધારણ માન્ય કરાવવા શું કરવું જોઈએ તે જણાવશો.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ સમક્ષ પત્રો હું મૂકવા માગું છું. અને ખેડૂત મંડળને વિચારણા કરવામાં મદદગાર થાય તે સારુ નીચેના પ્રશ્નોના ખુલાસા કરશો.

( ૧ ) અમદાવાદ મજૂર મહાજનના સભાસદો કોંગ્રેસના પણ સભાસદો છે. અમદાવાદ મજૂર મહાજને એનું બંધારણ કોંગ્રેસ પાસે માન્ય કરાવ્યું છે ?

( ૨ ) ઇન્ટુકે એનું બંધારણ કોંગ્રેસ પાસે માન્ય કરાવ્યું છે ?

( ૩ ) વેપારી મહામંડળ, ગુમાસ્તા મંડળ, ભંગી કામદાર મંડળ,

પેસેન્જર એસોસીએશન વગેરે અનેક મંડળના સભાસદો કૉંગ્રેસના પણ સભાસદો છે તો એ મંડળોએ એમનાં બંધારણ કૉંગ્રેસ પાસે માન્ય કરાવ્યાં છે ?

( ૪ ) એવાં કોઈ પણ મંડળોએ એમનાં બંધારણ કૉંગ્રેસ પાસે માન્ય કરાવ્યાં ના હોય અને છતાં એના સભાસદો કૉંગ્રેસના પણ સભાસદો થઈ શક્યા હોય તો પછી ખેડૂત મંડળો માટે જુદું ધોરણ સ્વીકારવાને માટે વિશેષ શું કારણો છે ?

( ૫ ) ખેડૂત મંડળો એમનાં બંધારણ કૉંગ્રેસ પાસે માન્ય કરાવે, તો પછી ખેડૂત મંડળનું કામ સક્રિય સભાસદને માટે ખેડૂત સંગઠનનું કામ ગણાશે.

આ પત્રમાં માગેલા ખુલાસા કૃપા કરી બને તેટલા વેળાસર કરશો.

આ પ્રશ્ને મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ વહેલી તકે નિર્ણય કરવા માગે છે, અને તેથી આપનો જવાબ આવ્યા પછી આ સારુ હું ખેડૂત મંડળની સભા બોલાવવાનું કરીશ. કામકાજ લખશો.

લિ. આપનો

**પુ. ર. પટેલ**

પ્રમુખ

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ

મહેસાણા

(૭)

## ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ

કૉંગ્રેસ હાઉસ, ભદ્ર

અમદાવાદ

તા. ૨૦–૭–૫૫

ભાઈ શ્રી પુરુષોત્તમદાસ,

તમારો કાગળ મળ્યો.

તમે પૂછેલા પ્રશ્નો અનેક વખત ચર્ચાઈ ગયા છે. એટલે તે ફરી

ફરીને ચર્ચવાનો ઝાઝો અર્થ નથી. બીજાં સંગઠનોથી ખેડૂત પ્રવૃત્તિનો પ્રકાર જુદો હોઈ તેમને સરખાવવા ઉચિત નથી. માન્ય કરેલી સંસ્થાના કેવળ સભ્ય હોવાને કારણે ક્રિયાશીલ સભ્ય થઈ શકે નહીં. તે ઉપરાંત તેમણે પ્રત્યક્ષ કામગીરી – ક્રિયાશીલ સભ્યની વ્યાખ્યામાં માગ્યા પ્રમાણે બતાવવી આવશ્યક રહે છે.

પ્રતિ,
શ્રી પુરુષોત્તમદાસ — ઠા. મ. દેસાઈ
પ્રમુખ — મંત્રી
મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ
મહેસાણા.

(૮)

ઠરાવ

## (તા ૬–૮–૫૫ના રોજ મહેસાણા જિલ્લા ખેડૂત મંડળની કારોબારીનો ઠરાવ)

કોંગ્રેસ કારોબારીએ કોંગ્રેસનો આદર્શ અને કાર્યરીતિને મળતાં આદર્શ અને કાર્યરીતિમાં માનતા ( ઓબ્જેક્ટિવ એન્ડ મેથોડસ ) ખેડૂત મંડળોનો સહકાર સાધવા કોંગ્રેસે એ. આઈ. સી. સી. તથા પ્રદેશ કોંગ્રેસ સમિતિઓને આદેશ આપ્યો છે. તે માટે મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ કોંગ્રેસનો આભાર માને છે.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ કોંગ્રેસનો જે આદર્શ અને કાર્યરીતિ છે, તે આદર્શ અને કાર્યરીતિમાં માનતું આવ્યું છે અને અનુસરવા માગે છે. અને ઇચ્છે છે કે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિનો કોંગ્રેસ કારોબારીના ઠરાવના હાર્દ મુજબ મહેસાણા જિલ્લા ખેડૂત મંડળનો સહકાર સાધશે.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ તેના કાર્યકરો અને સભાસદોને ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ જે સહકાર માગે છે તે પૂરા દિલથી આપવા આદેશ આપે છે.

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ ખેડૂત અને ખેતીને લગતા બિનરાજકીય પ્રશ્નો માટે સ્વતંત્ર રહેવું જોઈએ તેટલી માંગ કરતું હતું. કોંગ્રેસ

કારોબારીના ઠરાવની આ માંગ સંતોષાય છે અને કોંગ્રેસને સહાયક અને પૂરક બની કામ કરવા ખેડૂત મંડળના કાર્યકરો અને સભાસદોને આ સભા આદેશ આપે છે.

આ સભા ઇચ્છે છે કે કોંગ્રેસ કારોબારીના ઠરાવના હાર્દ મુજબ ખેડૂત મંડળના સભાસદો કોંગ્રેસ અને ખેડૂત મંડળો એક તન બની પરસ્પર સહાયક અને પૂરક બને.

(૯)

## મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ

મહેસાણા
તા. ૭–૮–૧૯૫૫

પ્રતિ,
**મંત્રીશ્રી**
ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ, અમદાવાદ.

આ સાથે મહેસાણા જિલ્લા ખેડૂત મંડળની કારોબારીએ તા. ૬–૮–૫૫ના રોજ કરેલ ઠરાવની નકલ મોકલું છું. કામકાજ લખશો.

આપનો
**પુરુષોત્તમદાસ પટેલ**
**પ્રમુખ**
મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ

(૧૦)

## ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ

કોંગ્રેસ હાઉસ, ભદ્ર
અમદાવાદ, તા. ૧૨–૮–૧૯૫૫

**ભાઈશ્રી પુરુષોત્તમદાસ**

તમારા તા. ૭–૮–૫૫ના પત્ર સાથે તમારા જિલ્લા ખેડૂત મંડળના

ઠરાવની નકલ મળી. તમે આ પ્રશ્ન કેવી રીતે વિચારો છો, તે તમારા ઠરાવ પરથી સમજાતું નથી.

કોંગ્રેસની કારોબારી સમિતિનો ઠરાવ તમારી તરફેણમાં છે, એ તમારો ખ્યાલ ભૂલ ભરેલો લાગે છે. કારોબારીના ઠરાવ જેવો જ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિનો ઠરાવ છે.

કોંગ્રેસનાં ધ્યેય અને નીતિમાં કોંગ્રેસની ખેડૂત ખેતી અને જમીન ધારણ કરવાને અંગેની કોંગ્રેસની નીતિઓનો સ્વીકાર કરવાની વાતોનો પણ સમાવેશ થાય છે. આ પ્રસ્તુત મુદ્દાની બાબતમાં પોતાની જુદી માન્યતા સાથે ખેડૂતો અને ખેડૂત મંડળોની સંગઠિત પ્રવૃત્તિ કરનારાઓ કોંગ્રેસમાં દાખલ થવા માગે છે કે કેમ તે માટે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ કસોટી નક્કી કરેલી છે અને તે એ કે ખેડૂત મંડળના સભ્યો જો કોંગ્રેસમાં દાખલ થવા ઇચ્છતા હોય અગર કોંગ્રેસીઓ ખેડૂત મંડળ કાઢીને તે પ્રવૃત્તિ કરવા માગતા હોય તો તેમણે તેવા ખેડૂત મંડળનું બંધારણ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ પાસે મંજૂર કરાવવું જોઈએ.

તમે તેમ કરવા ઇચ્છા પ્રદર્શિત કરી નથી, એટલે આ સંજોગોમાં મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિની માન્યતા ન મેળવે ત્યાં સુધી એ ખેડૂત સંગઠનના સભ્યો કોંગ્રેસના સભ્ય થઈ શકે નહીં, તેટલી સ્પષ્ટતા કરવા માટે લખાવાની જરૂર પડી છે. આશા છે કે આથી વધુ સ્પષ્ટતાની જરૂર નહીં પડે.

પ્રતિ,

શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ પટેલ<br>પ્રમુખ<br>મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ, મહેસાણા.

**ઠા. મ. દેસાઈ**<br>મંત્રી

(૧૧)

## મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ

મહેસાણા
તા. ૭-૮-૧૯૫૫

પ્રતિ,
**પ્રમુખ શ્રી**
ઓલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટી
નવી દિલ્હી

આ સાથે મહેસાણા જિલ્લા ખેડૂત મંડળની કારોબારીએ તા. ૬-૮-૫૫ના રોજ કરેલ ઠરાવની નકલ મોકલું છું.

ખેડૂત મંડળો અને કોંગ્રેસ વચ્ચે સારો સંબંધ બંધાય અને પરસ્પર સહાયક અને પૂરક બને તેવા આપના પ્રયત્નોથી ખેડૂત ખુશ થયા છે. કોંગ્રેસ કારોબારીએ થોડા દિવસ પહેલાં ઠરાવ કરી કોંગ્રેસે ખેડૂતોનાં દિલ જીતી લીધાં છે.

ગુજરાતમાં આપ પધારો ત્યારે ખેડૂત મંડળો અને કોંગ્રેસ વચ્ચે ગાંઠ મજબૂત થશે જ.

ખેડૂત મંડળના સભાસદો કોંગ્રેસના સભાસદો બને અને કોંગ્રેસના સભાસદો ખેડૂત મંડળ સભાસદ બને તો ખેડૂત મંડળ અને કોંગ્રેસ એક તન બની જશે. કામકાજ લખશો.

આપનો
**પુરુષોત્તમદાસ પટેલ**
પ્રમુખ
મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ

**ઠરાવ**

મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ સભાનપણે વિચાર કર્યા પછી એવા નિર્ણય ઉપર આવે છે કે આ ખેડૂત મંડળ કોંગ્રેસના આદર્શોમાં માને છે અને અનુસરે છે, અને ગુજરાત પ્રદેશ કોંગ્રેસની દોરવણી સ્વીકારે છે, અને

ખેડૂત મંડળના કાર્યકરો અને સભાસદોને કૉંગ્રેસમાં જોડાવવા આદેશ આપે છે.

ખેડૂત મંડળને ખેડૂત પ્રવૃત્તિને માટે કૉંગ્રેસ કારોબારીના ઠરાવની રૂએ માન્ય કરવા આ સભા વિનંતી કરે છે.

(૧૨)

## ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી

૭, જંતર-મંતર રોડ, ન્યૂ દિલ્હી

તા. ૧૦-૫-૫૫

ભાઈશ્રી,

આપનો કૉંગ્રેસ અધ્યક્ષશ્રી ઉપરનો પત્ર ઠરાવ સાથે મળ્યો છે. આપ તે સંબંધમાં ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખશ્રી સાથે પત્રવ્યવહાર કરશો.

એ જ.

(સહી)

(૧૩)

નવા ડીસા

તા. ૧૬-૬-૫૫

ભાઈ પુરુષોત્તમદાસ,

છાપામાં ને છેવટે રાષ્ટ્રધર્મમાંનો મહેસાણા તા. ખેડૂત મંડળનો ઠરાવ વાંચી ઘણો સંતોષ થયો. ભાલ-નળકાંઠાની જેમ મહેસાણા તા. ખેડૂત મંડળ (હવે માત્ર ઠરાવ કરી બેસી ન રહેતાં) ફરજિયાત બચતને ધોરણે સહકારી મંડળીઓ ઊભી કરે છે. તેમાં ખે. મં. નું નૈતિક પ્રતિનિધિત્વ લાવે તો એની નૈતિક તાકાત દિને દિને ભાલનળકાંઠાની જેમ ઠીક ઠીક ખીલી ઊઠશે. કૉંગ્રેસ પાસેથી દયા માગવાની કે હાથ માગવાની જરૂર જ નથી. તેણે ક્યારે હાથ નથી આપ્યો ? જે ખે. મં. નું રાજકીય માતૃત્વ કૉંગ્રેસ સાથે હોય અને જે સામાજિક આર્થિક ક્ષેત્રે સ્વતંત્ર કામ કરતાં હોય, તેવાં

મંડળો ગ્રામ સંગઠનના અંગરૂપ રહે, એટલે કોંગ્રેસનું એ જ પરમબળ બની રહે છે. કોંગ્રેસનો સાથ છે જ એ માગવાની જરૂર નથી.

હું ઠરાવ જોઈ ખુશી થયો છું પણ સામેથી માગણી કોંગ્રેસ પાસે કરી છે, તે શરત મને ગમી નથી. પાલનપુર અમો તા. ૨૩–૬–૫૫ના રોજ પહોંચીશું. મહેસાણા નજીક છે. જ્યારે આવવું હોય ત્યારે આવી શકશો. સાંકળચંદભાઈ પણ આ વાત સમજે તો સોનામાં સુગંધ ભળે. ભાઈએ લખેલી ગ્રામ સંગઠનની પુસ્તિકા મળી ગઈ હશે. મજામાં હશો.

**તા. ક.** આવતી ચૂંટણીમાં તમો ઊભા ન રહો, કોંગ્રેસ માટે કેડ બાંધજો ને હવે સંપૂર્ણ સમય ખેડૂત મંડળના આર્થિક કાર્યક્રમમાં આપવો શરૂ કરજો.

—'સંતબાલ'

(૧૨)

## મુનિશ્રી સંતબાલજી

**પાલણપુર** (બનાસકાંઠા)
તા. ૧૧–૮–૧૯૫૫

ભાઈશ્રી પુરુષોત્તમદાસ,

'ખેડૂત' નો તા. ૧૧–૮–૫૫નો અંક જોયો. મહે. ખે. મંડળે હવે સ્પષ્ટ વલણ લીધું, તે મને ગમ્યું છે. મારી એ સૂચના છે કે વારંવાર ફરવું નહીં પણ મક્કમ જ રહેવું. સામાજિક, આર્થિક ક્ષેત્રે સ્વતંત્રતા અને રાજકીય ક્ષેત્રે કોંગ્રેસનું માતૃત્વ એ ગામડાં અને કોંગ્રેસ બન્ને માટે ઘણું ઉત્તમ છે. આ વિષે હું ગામડાં, કોંગ્રેસ અને રચનાત્મક કાર્યકરોની સંસ્થાઓને સતત કહી જ રહ્યો છું.

ભા. ન. ખે. મંડળનું નિવેદન અને મારું તથા શ્રી મહારાજનું સંયુક્ત નિવેદન તમે જોયું જ હશે. એ સ્થિર રીતે વાંચજો, વિચારજો.

રાજ્યે જમીનદારી ગણોતદારીની નાબૂદીમાં પોતાનો હિસ્સો સૌથી

વધુ ભોગવવો જ જોઈએ. ગણોતિયાને છ પટથી વધુ ભરવા જ ન પડવા જોઈએ. આ અને બીજી વાતો કરી છે. ભા. ન. ખે. મંડળે પોષણક્ષમ ક્ષેત્રની મર્યાદામાં પાંચ માણસના કુટુંબદીઠ પંદરસોની આવક ઉપરાંતની જમીનો લઈને વહેંચવાનું જે દિશાસૂચન કર્યું છે, તે અદ્ભુત છે. આથી લગભગ એક કરોડ એકર જમીન ભૂમિહીનોમાં વહેંચી શકાશે.

લિ. 'સંતબાલ'

**MEHSANA DISTRICT FARMERS ASSOCIATION.**

Date 16th August 1955

To, The Secretary,
A. I. C. C.
7, Jantar Mantar Road,
New Delhi, 1.

Dear Sir,

From news papers it appears that the congress Committee has laid down the Principles regarding the Co-operation of Kisan Organisations.

We shall be highly obliged if you will kindly send as a copy of resolution passed by the Congress working committee regarding Kisan Organisation.

Thanking you,

Yours faithfully,
Purushottamdas R. Patel
President,
Mehsana Dist. Farmers Association

## (૧૩) કોંગ્રેસ કારોબારીનો ઠરાવ

**ALL INDIA CONGRESS COMMITTEE**

7, Jantar Mantar Road, New Delhi-1

Dear Friend,

Kindly refer to your letter of Aug, 16, 1655. As

desired we give below copy of the resolution passed by the Congress working Committee regarding Kisan Organisation.

"The Committee was of the opinion that Kisan work should be organised by the Congress Committee directly by starting Kisan Department or through such bodies which could be recognised by the Congress."

Yours sincerely,

The President,
Mehsana Dist. Farmers
Association.

( B. R. Sharma )
Asstt. Secretary.

## WORK AMONG KISANS

The Committee it is further stated discussed the question of Congress work among kisans. It felt that the A. I. C. C. and the P.C.C. should not only try to organise work among kisans. But also seek the Co-operation of Kisan organisations as have objectives and methods of work similar to those of the Congress.

The question of exempting members of the Forward Bloe and the K. L. P. from the constitutional proviso that no Congressman can vote or seek election to party office until he has organisation for two continuous year was discussed.

The Committee authorised the president. Mr. Dhebar to exercise his discretion to exempt individual members in "suitable cases."

– Times of India.

તેમણે ખેડૂતોનો પ્રશ્ન પોતાનો કરેલો. "ખેડૂત" અને "રાષ્ટ્રધર્મ"

નામનાં સાપ્તાહિકોમાં ખેડૂતના પ્રશ્નોની ખૂબ જ વિગતો આપતા. ગાયકવાડી રાજ્ય દરમ્યાનમાં અથવા બ્રિટિશ શાસન વખતે અને આઝાદી પછી ખેડૂતોની જે સ્થિતિ હતી અને તેમના જે પ્રશ્નો હતા, તેને તર્કબદ્ધ દલીલો સાથે દાસ રજૂ કરતા. જમીન-સુધારણાનું બિલ હોય, ભાવ બાંધવાની વાત હોય, જાગીરદારી નાબૂદ કરવાની વાત હોય કે ગામડાંને અન્યાય કરી શહેરના વિકાસમાં પૈસો વપરાતો હોય કે ભૂમિપંચની બાબત હોય તેની વિગતો તરફ પ્રજાનું ધ્યાન તેઓ દોરતા; પરિણામ એ આવ્યું કે સરકારને ખેડૂતોના પ્રશ્નો તરફ ધ્યાન આપવાની ફરજ પડી. ખેડૂતોને ખેતીના પાકોના અનાજ, કપાસ, વગેરેના ભાવો તેમની મહેનતના પ્રમાણમાં મળી રહે તે માટે સરકાર વિચારતી થઈ હતી, તે દાસને આભારી હતું. હવે ભાવો ગમેતેમ નક્કી કરાતા નથી, એ દાસની જ સિદ્ધિ ગણાવી શકાય. ખેડૂતોને ખેતીમાં રસ રહે તેવી સરકારે ભાવ-નીતિ રાખવી જોઈએ, તેવો તેમનો આગ્રહ હતો અને તે અમલમાં મુકાય તે માટે ઝુંબેશ પણ ચલાવી હતી. તેઓ પાર્લામેન્ટમાં ભાગ્યે જ ગેરહાજર રહેતા. ત્યારે આજના તકસાધુ રાજકારણીઓ ઉદ્ઘાટનો અને સન્માન પ્રવૃત્તિમાં રાચે છે, પરિણામે સરકાર સમક્ષ પ્રશ્નોનો ઢગલો ખડકાતો જાય છે. આનાથી મતદારોનો બીજો છેહ કયો હોઈ શકે? ખેડૂત મંડળ એ કોંગ્રેસ વિરોધી પ્રવૃત્તિ છે, તેવું કોંગ્રેસ સરકાર માનતી હતી. એટલે સરકારે તેમની સામે શિસ્તભંગનાં પગલાં લીધાં અને ખેડૂત મંડળની પ્રવૃત્તિ બંધ કરવાનો આદેશ આપ્યો. તેમના અને કોંગ્રેસ વચ્ચેના પત્રવ્યવહારથી આ વાત સિદ્ધ થાય છે. ૧૯૫૧માં ખેડૂત મંડળની પ્રવૃત્તિઓને બાન કરવા માટે અને તોડવા કોંગ્રેસે ઘણા નુસખા અજમાવ્યા હતા. ખેડૂત મંડળનું સંગઠન બળ તોડવા તેમણે પણ જૂના કોંગ્રેસ કાર્યકરોને નોટિસો આપી હતી. કડી સંસ્થાના હાલના ઉપપ્રમુખ ધનાભાઈ વકીલ દાસકાકાનાં જમણા હાથ તરીકે કામ કરતા હતા. અને દાસકાકાના કાર્યોથી તેઓ પ્રભાવિત થયેલા હતા. કડી પ્રાંત ખેડૂત મંડળના પ્રમુખ પણ હતા. એટલે તેમના પર મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખે નોટિસ બજાવી.

## મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિ

મહેસાણા.
તા. ૨૮-૮-૧૯૫૧

ગુજરાત પ્રાંતિક સમિતિનો ઠરાવ અંક ત્રણ (તા. ૨૩-૮-૫૧માં પ્રસિદ્ધ થયો છે, તે તમે જાણ્યું હશે. તે અન્વયે કોઈ કોંગ્રેસ કાર્યકર બિનરાજકીય હેતુવાળાં ખેડૂત મંડળોમાં પ્રાંતિક કોંગ્રેસ સમિતિની પરવાનગી વિના કામ કરી શકે નહીં.

તમે મહેસાણા જિલ્લા ખેડૂત મંડળમાં સભાસદ છો અને કડી તાલુકા કોંગ્રેસ સમિતિમાં પણ સભાસદ છો. તમોએ ગુજરાત પ્રાંતિક સમિતિની પરવાનગી મેળવી હોય એવું આ ઓફિસની જાણમાં નથી.

તો તમે જો તેવી પરવાનગી મેળવી હોય તો તેની નકલ તા. ૨-૯-૫૧ સુધીમાં તમે તે પરવાનગી મેળવવા અરજી કરી છે એવી લેખિત ખબર તા. ૪-૯-૫૧ સુધીમાં ઓફિસે કરવી. જો તેમ નહિ કરો તો તમે ગુજરાત પ્રાંતિક સમિતિના ઠરાવ પ્રમાણે વર્તન કરતા નથી. એમ માની આગળની યોગ્ય તે તજવીજ કરવામાં આવશે.

**નાનાલાલ જોષી**
પ્રમુખ,
મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિ.

પ્રમુખશ્રી,
ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિ,
કોંગ્રેસ હાઉસ, ભદ્ર,
**અમદાવાદ.**

મે. સાહેબ,

બિન રાજકીય ખેડૂત મંડળોમાં પણ કામ કરતા કોંગ્રેસ કાર્યકરો બાબતમાં પરવાનગીની આંટવાળો ઠરાવ તા. ૨૩-૬-૫૧ના રોજ ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિએ કર્યો છે, તે પછી બિનરાજકીય

ખેડૂત મંડળમાં અમો કામ કરતા છતાં પરવાનગી મેળવી ના હોય તો આગળની તજવીજ કરવાની મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિએ અમોને તા. ૨૮-૮-૫૧ની નોટિસ આપી તેના વિરુદ્ધ અમોએ અખિલ ભારત રાષ્ટ્રિય કોંગ્રેસના પ્રમુખશ્રીને અરજ કરી છે અને સદર અરજની નકલ તથા એક પત્ર આપશ્રીને પણ મોકલી આપ્યો છે. તે બાબત જેમની તેમ પડી છે અને પરિસ્થિતિ પણ વણસી રહી છે.

મહેસાણા જિલ્લાની પરિસ્થિતિ ઉકેલ માગે છે તેવું જણાવી ઉકેલ લાવવાની માગણી પણ મેં કરેલી છે. તે સંબંધમાં પણ કંઈ થયાનું જાણવામાં નથી. ઊલટું આખા જિલ્લામાં વ્યાપેલો અસંતોષ વધે તેવી રીતનીતિ આવી રહેલી ચૂંટણીઓ બાબતમાં અપનાવેલી જોવામાં આવે છે. જાહેર કરવામાં આવેલાં ધોરણો અને નીતિ સચવાતી નથી અને જૂથબંધી દૃઢ બની રહી છે.

મહેસાણા જિલ્લામાં શુદ્ધ અને સાત્ત્વિક રાષ્ટ્રીયતાને બદલે ગંદુ રાજકારણ રમાતું જાય છે.

ઉપરના સંજોગોમાં શિસ્ત, સ્વમાન અને ગૌરવ સાચવવા અને ખેડૂતો પ્રત્યે જે નીતિ અખત્યાર કરવામાં આવી છે તેના વિરોધમાં અમો કડી તાલુકાના કોંગ્રેસના ડેલિગેટ તરીકેનું, લાયકાતવાળા અને સક્રિય સભાસદ તરીકેનું અમારું રાજીનામું મોકલી આપીએ છીએ.

તા. ૧૪-૧૧-૫૧                    લિ. આપનો વિશ્વાસુ,
ધનાભાઈ હ. પટેલ

પ્રતિ :

પ્રમુખશ્રી,
અખિલ ભારત રાષ્ટ્રીય મહાસભા,
૭, જંતર મંતર રોડ, દિલ્હી.

મે. સાહેબ,

તા. ૨૩-૬-૫૧ના રોજ બિનરાજકીય ખેડૂત મંડળોમાં પણ

કામ કરવા માગતા કૉંગ્રેસીઓએ પરવાનગી લેવી તેવા મજકૂરવાળો ઠરાવ ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ સમિતિએ પસાર કર્યો છે. અમો કડી તાલુકામાંથી કૉંગ્રેસના ડેલિગેટ છીએ. ઉપરાંત મહેસાણા જિલ્લા ખેડૂત મંડળના સભ્ય છીએ. તેથી સદર ઠરાવ પ્રમાણે પરવાનગી મેળવવાની તજવીજ નહિ કરો તો આગળની તજવીજ કરવામાં આવશે. તેવી નોટિસ તા. ૨૮–૮–૫૧ની અમોને આપવામાં આવી છે. એટલે સદર ઠરાવ વિરુદ્ધ તથા શરૂ થયેલી તજવીજ વિરુદ્ધ નીચેની હકીકત આપને સવિનય જણાવવાની જરૂર પડી છે. તેનાં કારણો નીચે મુજબ છે :

૧. બિનરાજકીય હેતુવાળા ખેડૂત મંડળમાં સભ્ય થવાની છૂટ અખિલ ભારત કૉંગ્રેસના બંધારણથી આપવામાં આવેલી છે અને કેવા પ્રકારનાં મંડળોમાં કૉંગ્રેસી સભ્યો થઈ શકે નહીં, તે પણ કલમ–૪માં સ્પષ્ટ કરવામાં આવેલું છે. રચનાત્મક પ્રવૃત્તિઓમાં 'ખેડૂત સંગઠન' સ્વીકારવામાં આવેલું છે. ભારતના બંધારણથી પણ સંગઠનનો હક્ક તરીકે સ્વીકાર કરવામાં આવેલો છે. આ બધી હકીકતો જોતાં પસાર થયેલા ઠરાવ. માંનો બિનરાજકીય હેતુવાળાં ખેડૂત મંડળોમાં કામ કરવાની પરવાનગી માગવા બાબતનો મજકૂર ઠરાવ બંધારણીય નથી. અને બંધારણથી મળેલા હક્ક ઉપર પ્રતિબંધ મૂકનારો છે.

૨. આવો કોઈ પણ ઠરાવ કરવાનો અધિકાર હોય તોપણ તે અખિલ ભારત કૉંગ્રેસને જ હોઈ શકે અને તેથી સદર ઠરાવ અધિકારપૂર્વકનો પણ નથી.

૩. અનેક પ્રકારનાં મંડળોમાં કૉંગ્રેસીઓ કામ કરે છે. કોઈ પણ મંડળમાં કામ કરવા કૉંગ્રેસીએ પરવાનગી લેવી તે ધોરણ સ્વીકારવામાં આવ્યું નથી. એટલે ફક્ત ખેડૂત મંડળોમાં અને તે પણ બિનરાજકીય હેતુથી કામ કરતાં મંડળોમાં કામ કરવાની પરવાનગી લેવાનું ઠરાવવામાં ખેડૂત કાર્યકર્તા કૉંગ્રેસીને અને ખેડૂત વર્ગને અન્યાય કર્યો છે.

૪. ફક્ત ખેડૂતમાં જ કામ કરવા માગતા કોંગ્રેસીને પરવાનગી લેવાનું ઠરાવવામાં ખેડૂતોમાં બિનજરૂરી ચર્ચા અને કોંગ્રેસ વિરુદ્ધ શંકાનું વાતાવરણ ચોક્કસપણે ઊભું થાય તેમ હોઈ કોંગ્રેસ સંગઠનને નુકસાન થાય તેમ છે.

૫. સ્વરાજ્યની લડતમાં ખેડૂતોએ મહત્ત્વનો અને મોટો ભાગ ભજવ્યો છે. સ્વરાજ આવ્યા પછી ખેડૂત વર્ગે કોંગ્રેસ પાસેથી મોટી આશાઓ રાખેલી છે. અને ખરેખર કામ, આપણા દેશની ખાસ પરિસ્થિતિ જોતાં ખેડૂતોને જાગૃત કરી તેમનું શોષણ અટકાવવાનું છે. બિનરાજકીય ખેડૂત મંડળોને કોંગ્રેસીઓએ પૂરો સહકાર આપવો તેમ ઠરાવવાને બદલે પરવાનગી લેવાનું ઠરાવવાથી ખેડૂતવર્ગે રાખેલી આશાઓનાં મૂળમાં ઘા કરવામાં આવ્યો છે.

૬. કોઈપણ કોંગ્રેસી ગમે તેવો હેતુ જણાવીને પણ કોંગ્રેસ સંગઠનને નુકસાન ન કરે તે જોવાની દરેક કોંગ્રેસીની અને સમિતિની ફરજ છે. કોંગ્રેસ સંગઠનને નુકસાન થાય તેવી રીતે કામ કરતા કોંગ્રેસી સામે પગલાં ભરવાની પૂરતી જોગવાઈ કરવાની જરૂર હોવાનું કહી શકાય તેમ નથી. એટલે ચોક્કસપણે ખેડૂત સંગઠનને અટકાવવાનો અથવા તેમાંથી કોંગ્રેસીના સહકારને દૂર રાખવનો હેતુ જ પ્રતિપાદિત થાય છે. કોંગ્રેસ જેવી મહાન સંસ્થા જેને માટે ખડી છે, તેને આ ઠરાવની નીતિ બંધ બેસતી નથી. પરિણામે હરીફ સંસ્થાઓ આ નીતિનો પૂરતો લાભ ઉઠાવે તેવી તમામ શક્યતાઓ ઊભી થાય છે. ઉત્તર ગુજરાતમાં ગુન્હેગાર તત્ત્વોનું કાયમથી જોર છે. ગરીબી પણ તેટલી જ છે. એટલે આ શક્યતાઓનું પ્રમાણ ઘણું જ વધી જાય છે.

૭. ખાસ કરીને મહેસાણા જિલ્લામાં જે "મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ" ચાલે છે, તે ઘણા સમયથી ચાલે છે. તે બિનરાજકીય છે. ઘણા કોંગ્રેસીઓ તેમાં કામ કરે છે. જે પૈકીના કેટલાક પીઢ કાર્યકર્તાઓ છે. વડોદરા રાજ્ય પ્રજામંડળ વિસર્જન થયા પછી સદર પ્રજામંડળ કાર્યકરો કોંગ્રેસ સંસ્થામાં જોડાયા. આ કાર્યકરો પૈકીના જે કાર્યકરો ખેડૂતમાં અને જે

ખેડૂત મંડળો મારફત કામ કરતા હતા તે પણ અરજીઓના ફોર્મમાં તેમણે જાહેર કરેલું છે. અને તેઓનાં અરજીફોર્મ સ્વીકારવામાં આવેલાં છે. મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિ તરફથી પણ આજ સુધી મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ સામે કંઈ કહેવામાં આવેલું નથી. પણ જૂથબંધી કરવાની કેટલાક કોંગ્રેસીઓની રીતિનીતિએ કેટલોક વિરોધાભાસ ઊભો કર્યો છે અને આ જુથબંધીની રીતિનીતિએ કેટલે અંશે મહેસાણા જિલ્લા કોંગ્રેસ સમિતિને પૂતળા રૂપ બનાવી છે. તેના પ્રત્યાઘાતોનાં પરિણામે કોંગ્રેસનું આ જિલ્લામાંનું મુખ્ય કામ અટકી ગયું છે. અને હમણાં ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિએ કરેલા ઠરાવનું ઓઠું લઈને જુથબંધીને મજબૂત બનાવવાના તમામ પ્રયત્નો આ જિલ્લામાં થશે. મહેસાણા જિલ્લામાં કોંગ્રેસી કાર્યકરો વચ્ચે ઊભી થયેલી આ ખાસ પરિસ્થિતિ, કોંગ્રેસ સંગઠનના હિતમાં, કોઈ તટસ્થ અને પીઢ કાર્યકર્તા મારફત તેનો અભ્યાસ થઈ ઉકેલ માગે છે. ટૂંકમાં શિસ્તને નામે પરવાનગીના મજકૂર ઠરાવનો અમલ કરવાનો આગ્રહ ખાસ કરીને મહેસાણા જિલ્લામાં કોંગ્રેસમાં જૂથબંધી ઉત્તેજક, ખેડૂતવર્ગને અન્યાય કર્તા અને કોંગ્રેસમાં ખેડૂતોને શંકા જગાડનારો, બિનબંધારણીય, કોંગ્રેસીના હકકને પ્રતિબંધ કરનારો, પીઢ કોંગ્રેસી કાર્યકરોને દૂર ધકેલનારો, કોંગ્રેસ સંગઠનને નબળું પાડનારો, હરીફ સંસ્થાઓને કાર્યક્ષેત્ર તૈયાર કરી આપનારો અને કોંગ્રેસ પાસેથી વધારેમાં વધારે જે આશા હકક તરીકે ખેડૂતો વર્ગે રાખેલી છે, તેના મૂળમાં ઘા કરનારો નીવડશે.

૮. ઉપરનાં કારણોથી બિનરાજકીય હેતુવાળાં ખેડૂત મંડળોમાં કામ કરવા પરવાનગી લેવાનું ઠરાવતો તા. ૨૩–૬–૫૧નો ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિએ પસાર કરેલા ઠરાવ પૈકીના મજકૂર ઠરાવને રદ કરવાની તજવીજ કરવાની અને તેમ થતાં સુધી સદર મજકૂરનો અમલ નહિ કરવા ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિને તથા લાગતી–વળગતી

બીજી કૉંગ્રેસ સમિતિઓને તાત્કાલિક જણાવવા આ અરજ છે.
તારીખ

લિ. આપનો વિશ્વાસુ,
વકીલ ધનાભાઈ હરગોવનદાસ પટેલ
એલએલ. બી. કોવિદ
કડી તાલુકા કૉંગ્રેસ ડેલિગેટ
કડી (ઉ. ગુ.)

આ નોટિસથી આપણે જોઈ શકીએ છીએ કે કૉંગ્રેસે પોતાનું પોત પ્રગટ કર્યું. પૂ. દાસકાકા પણ દિલ્હીના રાજકારણથી પોતાના કાર્યકરોને વાકેફ રાખતા હતા તેની સાક્ષી નીચેના પત્રો આપે છે :

૧૫, સાઉથ એવન્યુ,
ન્યૂ દિલ્હી,
તા. ૩૦–૯–૧૯૫૭

ભાઈશ્રી,

આપના પત્રો મલ્યા છે. જવાબ આપવામાં ઢીલ થઈ તો માફ કરશો.

ખેડૂતોએ જગત થયું ત્યારથી વૈતરું કર્યું છે. અનેક નિરાશા, દુઃખ અને ત્રાસમાં વર્ષો વિતાવ્યાં છે. રામ અને કૃષ્ણ થયા છતાં એનું દુઃખ તો એનું એ જ રહ્યું છે. એનું સંગઠન કરવું ભારે અઘરું છે, પણ જો તે સંગઠિત નહીં થાય તો હજુ એને વૈતરું કર્યે જવાનું.

ખેડૂતના ઘેર જન્મ્યા છીએ એટલે આપણને લાગે છે. આપણા છોકરાને તેટલું નહીં લાગે. આપણે પણ લાતો ખાઈએ પણ નિરાશ ના થઈએ તો કાંઈક કરી શકીશું.

અહીં લોકસભા દ્વારા ખેડૂતોના પ્રશ્નો આખા દેશ સમક્ષ મૂકું છું. એને સાંભળનારા થોડા છે. થોડા વિચારતા પણ થાય છે. હું માનું છું – આશા રાખું છું કે પાંચ વર્ષમાં ખેડૂતોનાં દર્દો દેશને સંભળાવી તેના પ્રત્યે સહાનુભૂતિ તો નિદાન ઊભી કરી શકીશ.

મિત્રોનો મારા પ્રત્યે પ્રેમ છે તેથી મારો આત્મવિશ્વાસ ડગતો નથી. કામકાજ લખશો.

આપનો
પુરુષોત્તમદાસ

*

તા. ૧૮-૨-૧૯૫૮

ભાઈશ્રી ધનાભાઈ

પત્ર મળ્યો, પત્ર અવારનવાર લખતા રહેશો. ખેડૂતની સ્થિતિ ઉપર ભાષણ કર્યું એની સભાગૃહ ઉપર સારી અસર થઈ, પણ પંડિતના તો ભાવ ઘટ્યા તે સારું છે એમ કહે છે.

અમદાવાદ જઈ આવ્યા હશો. શું કર્યું ? મને લખો છો કે ખેડૂત સંગઠન સાચા માર્ગે નહીં થાય તો ખેડૂતોનો અવાજ કોઈ સાંભળવાનું નથી. હવે મને પણ હતાશા આવતી જાય છે. મને તો એમ લાગે છે કે બહુ ઘરડો થયો છું અને તેથી હતાશા લાગતી હશે.

અઠવાડિયે થોડું પણ 'ખેડૂત'માં લખતા રહેશો. પ્રસંગ લઈ લખવાથી સારું લખાય. ખૂબ અકળાયા વિના અને મગજ ઉપર અંકુશ રાખી લખશો.

મને મહેસાણા જિલ્લા ખેડૂત મંડળ સંબંધમાં અવારનવાર ખૂબ વિચાર આવે છે. પોતાનું બાળક હોય અને વિકાસ અટકાતો જોઈ દુઃખ થાય તેવું દુઃખ થાય છે. વિચારું છું અને અંતે સીધા માર્ગે જવાશે જ.

કામકાજ લખશો. તમારી નિશાળનો પાયો ખોદાયો ?

તા. ક. મિત્રોને જયહિંદ

આપનો
પુરુષોત્તમદાસના જયહિંદ

*

તા. ૧૩-૨-૫૯

ભાઈ શ્રી ધનાભાઈ,

આપનો પત્ર મલ્યો, ખેડૂત મંડળ દ્વારા માર્કેટિંગ સંબંધમાં

સભા બોલાવી તે સારું કર્યું. આપનો પત્ર મળ્યા પછી અહીંથી શનિવાર તા. ૨૧-૨-૫૯ના સવારના નીકળી મહેસાણા તા. ૨૨-૨-૫૯ રવિવાર સવારના ૧૦.૦૦ વાગે પહોંચી જવાનું નક્કી કર્યું છે, રવિવાર બપોરના નિરાંતે વાતો થાય. સોમવારે મારે એક સેસન્સ ચલાવવું છે, તેથી કદાચ વખત ના મળે.

શ્રી મગનભાઈ પટેલને પણ પત્ર લખ્યો છે. રવિવારે ૧.૦૦ વાગે જિલ્લા ખેડૂત મંડળના વ્યવસ્થાપક મંડળની સભા યોગ્ય લાગે તેમ બોલાવવાનું લખ્યું છે. બધાંને મળાય અને વાતો થાય.

તમારા પત્રમાં તમે લખો છો કે બહુમતી શાસક વર્ગ જે મૂકે તેનો વિરોધ કર્યા કરવામાં જેમના માટે કામ કરવાનું, તેના પ્રતિનિધિઓ વહીવટી કમિટીમાં લેવામાં આવતા નથી. પરિણામે સહન કર્યા કરવાનું. સાથે સાથે પક્ષીય ધોરણે લેવાય છે અને સરકાર શ્રી પંડિતને તથા તેમનાં દીકરીને સોંપી દેવાયાં છે. 'કોંગ્રેસ આજે બહુમતીમાં છે. વહીવટ પક્ષીય કરી નાખ્યો છે, હવે તો કોંગ્રેસ બાપ-દીકરીની બની ગઈ. આનો ઉપાય શું ?'

કોંગ્રેસને માત્ર જીહજૂરો જોઈએ છે. કામ કરનારા પ્રામાણિક માણસો ખપતા નથી. એટલે બહુમતી પક્ષમાં જીહજુર કરનારાને માટે તક છે. એમાં ખેડૂતો કે કોઈનું ભલું થવાનું નથી, તેથી લોકશાહી નહીં જીવાડાય. આપણે એમાં જઈએ તો એને આપણે સાથ આપવો જોઈશે. વિરોધ પક્ષમાં સહન કરવાનું, જેને માટે કામ કરવાનું તેમના તરફથી પણ કદર નહીં થાય. દુનિયામાં આ બનતું આવ્યું છે.

મારામાં કોણ જાણે ગઈ ચૂંટણી પછી નિરાશા આવી છે. સ્પષ્ટ દિશા જડતી નથી. આ સ્થિતિમાં હું માર્ગદર્શક કેવી રીતે બની શકું ? હું જ જોઈ શકતો નથી તો બીજાને હું કઈ રીતે દોરી શકું ?

આમ છતાં દેશની હવા બદલાતી જાય છે. દેશમાં એકાદ નવી પાર્ટી ડેમોક્રેટિક પાર્ટી ઊભી થવાના સંજોગો છે. સમજુ માણસોને

લાગે છે કે લોકશાહી મરવા બેઠી છે. અને એને જીવાડવા કંઈ કરવું જોઈએ. હું ચર્ચાઓ તો કરું છું પણ મન બેસતું નથી.

મારી નજર સમક્ષ હંમેશાં ફાર્મર પાર્ટી આવે છે. આ દેશમાં ખેડૂતો ૮૦% છતાં એના ઉપર નાનાં નાનાં જૂથો રાજ્ય કરે છે. એની વાતો બધા કરે છે, પણ એનું ભલું કોઈ કરતું નથી, કારણ દેશનો ખેડૂત રાજકારણથી અજ્ઞાન અને અજાગૃત છે.

ખેડૂત પક્ષ ઊભો કરવો સહેલો નથી. એ ખૂબ ભોગ માગે છે. એ માટે વિચારશ્રેણી સ્પષ્ટ જોઈએ. એ પક્ષ ઊભો કરવા ખૂબ તાકાત જોઈએ. હું એ તાકાત ગુમાવી બેઠો છું.

ખેડૂત પક્ષ ઊભો થઈ ના જ શકે તો શું કરવું ?

અહીં હું નિરાંતે બેસતો નથી. ખેડૂત પક્ષ ઊભો કરવા મથી રહ્યો છું. એ માટે નૈતિક તાકાતનો હું અભાવ જોઉં છું. બધાંને ખેડૂતોની વાતો કરવી છે, પણ એવી રીતે કે પોતાની સલામતી જોખમાય નહિ.

આમ છતાં પાર્લામેન્ટમાં ખેડૂત તરફી અભિપ્રાય ઊભો કરવા હું પણ પ્રયત્ન કરી રહ્યો છું. બે વરસના ગાળામાં મને થોડો સંતોષ આપે તેવી સફળતા મળી છે. ખેડૂતના પ્રશ્નો તરફ સહાનુભૂતિ બતાવનારા-બોલનારા વધ્યા છે. પાર્લામેન્ટમાં તો હું ખેડૂત પક્ષી છું એવી છાપ પડી છે અને કેટલાકનો પ્રેમ હું જીતી શક્યો છું.

આવતા બાર મહિનામાં દેશમાં નવું વાતાવરણ પેદા થાય તેવાં ચિન્હો દેખાય છે. કોંગ્રેસની ટ્રેડિંગ ઇન ફૂડ ગ્રેઇન્સ એન્ડ લેન્ડ પોલિસિએ ઠીક ઠીક ઊહાપોહ જગવ્યો છે અને પરિણામે નવો પક્ષ ઊભો થવા માટે ફળદ્રુપ ક્ષેત્ર તૈયાર થયું છે.

બાવળા જવાની સૂચના બરાબર છે. વહેલી તકે હું બાવળા જવા માગું છું. આ પહેલાં બલાસર માટે કાંઈક રકમ મેળવવા પ્રયાસ કરી

રહ્યો છું. ગણેશપુરાને ભુલાય તેમ નથી પણ મારો વિચાર છે કે ખાસ ઠાકરડાનાં ગામોને પહેલી પસંદગી આપવી.

ગણેશપુરાનાં ડઝનેક ઘરોને બાદ કરીએ તો બધાં ગરીબ વર્ગનાં છે. આમ છતાં ગણેશપુરાને પસંદગી આપવામાં રાજકીય ડહાપણ ગણાશે નહિ.

રવિવારે સવારના અથવા નિદાન બાર વાગે મહેસાણા આવી જશો.

બધાંને કુશળતા–

આપનો

પુરુષોત્તમદાસ પટેલના જયહિંદ

*

તા. ૯–૩–૫૯

ભાઈશ્રી ધનાભાઈ,

ગઈ કાલે શ્રી શંકરદાસનો પત્ર હતો તેમાં ઠરાવો વગેરે હતા. મને ત્યાં આવવાનું લખે છે. મારી જરૂર હોય ત્યારે મને લખશો. તમે લખશો એટલે તુરત જ ત્યાં આવીશ. હિંમત અને કુનેહ રાખી માર્કેટ યાર્ડનું લડી લેશો. જરૂર જણાશે તો એ માટે સત્યાગ્રહની લડત પણ ઉપાડીશું. પહેલો હું સત્યાગ્રહ કરીશ.

બનતાં સુધી આજે બજેટ ઉપર બોલીશ, અને તેમાં આ બધું આવરી લેવા માગું છું. હવે મારી પણ ધીરજ ખૂટતી જાય છે. કોંગ્રેસ સરકાર સારાં કામ પણ પક્ષીય બની બગાડે છે અને દેશને નુકસાન કરે છે. બધાંને કુશળતા, કામકાજ લખશો.

આપનો

પુ. ર. પટેલના જયહિંદ

તા. ૨૫–૪–૬૦

*

ભાઈશ્રી ધનાભાઈ,

આપનો પત્ર મળ્યો છે. શ્રી સાંકળચંદે વિસનગરમાં મીટિંગ બોલાવવાનું આજે કાર્ડ છે. મારા દિલમાં મથામણ છે. મારી આપને

સલાહ છે કે આપનો આત્મા કહે તે રસ્તે તમારે જવું. તા. ૩૦-૪-૬૦ ના રોજ સવારના દશ વાગે હું મહેસાણા પહોંચીશ. તા. ૧-૫-૬૦ ના ઉત્સવ વખતે અમદાવાદમાં હાજરી આપવી છે. તા. ૩૦-૪-૬૦ની રાત્રે અમદાવાદ જવા માગું છું. કામકાજ લખશો.

આપનો
પુરુષોત્તમદાસ પટેલના જયહિંદ

*

ભાઈશ્રી ધનાભાઈ,

વિસનગરમાં જુના કોંગ્રેસીઓએ કોંગ્રેસમાં પુનઃ પ્રવેશનું વિચાર્યું છે, આ માટે તા. ૯-૫-૬૦ના રોજ મહેસાણામાં મળવાનું નક્કી થયું. આપની તેમજ જે જે બીજા ભાઈઓની ઇચ્છા હોય તેમણે તે દિવસે મહેસાણા આવવાનું.

મેં કોંગ્રેસના સભ્ય બનવાનો નિર્ણય કર્યો છે.

આપનો
પુરુષોત્તમદાસના જયહિંદ

આમ દાસકાકા સાચા અર્થમાં ખેડૂતોના બેલી હતા. દાસકાકાએ મહેસાણામાં ખેડૂત સંમેલન બોલાવ્યું. તેમાં પ્રો. રંગા અને ગુજરાત-ભરના ખેડૂત આગેવાનો પણ હાજર રહ્યા હતા. આ સમગ્ર ચિત્ર તેમણે 'ખેડૂત' અને 'રાષ્ટ્રધર્મ'માં આપેલું છે. લોકોના વિવિધ પ્રશ્નો પરત્વે ખાસ કરીને ખેડૂત આલમના પ્રશ્નો પરત્વે ઊંડી કોઠાસૂઝ અને તલસ્પર્શી અભ્યાસની ઝલક તેમની લોકસભાની વિધાનસભાની અને પ્રજા મંડળ પરિષદની કાર્યવાહીમાં જોવા મળે છે. ખેડૂતોની વચ્ચે સદાય ઉમંગભેર ઘૂમતા. ખેડૂત સમાજનાં હિતોની રક્ષા માટે રાત-દિવસ મથતા દાસકાકા ખેડૂતોના મોટા હમદર્દી હતા. દાસકાકા આવ્યા છે, એવું સાંભળતાં જ ગામડામાં ખેડૂત ભાઈઓ તેમને પ્રેમપૂર્વક વીંટળાઈ વળતા એવી તો ખેડૂત સમાજમાં એમની લોકપ્રિયતા હતી.

દાસકાકાની લોકપ્રિયતા ઘડવામાં ગામડાંઓના સુખી મતદારો,

ખેડૂત આગેવાનોએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. દાસકાકાનો પડતો બોલ ઝીલે તેવા યુવાનો તો તેમને વીંટળાઈ વળતા. વકીલોમાં ધનાભાઈ વકીલ, મગનભાઈ, અંબાલાલ, આત્મારામભાઈ, ગોપાળભાઈ, મણિભાઈ, ભાયચંદભાઈ, ઈશ્વરભાઈ મુખ્ય સાથીઓ હતા તથા શ્રી શિવાભાઈ અને કહાનજીભાઈ તો ખેડૂત કાર્યકરો હતા જ. નારણભાઈ, ત્રિભુવનભાઈ, છગનભાઈ અને માણેકલાલ મુખ્ય હતા. આ યુવાનોને શ્રી દાસે ઘેલું લગાડ્યું હતું. દાસકાકાનો શબ્દ તેમને મન બ્રહ્મવાક્ય હતો. દાસકાકાને યોગ્ય સાથીદારો મળતાં તેમનું કામ અને નામ દીપી ઊઠ્યાં. રાજકારણમાં ભરતી-ઓટ આવ્યા કરે. આખરે દાસકાકા પણ દેવ નહોતા, માણસ હતા એટલે ક્યાંક નાનકડો સ્વાર્થ, ક્યાંક જાણે-અજાણ્યે કોઈક કાર્યકરને અન્યાય થયો હશે, પણ દાસના મનમાં તેઓ માટે કોઈ કાયમી રંજ રહેતો નહિ. દાસના આકરા સ્વભાવને કારણે તેમનું વલણ કેટલાક કાર્યકરોને ખૂચતું હતું. જેના પરિણામે સાંકળચંદ, ત્રિભુવનભાઈ અને મગનભાઈ જેવાઓએ પાછળથી દાસકાકાના રાજકીય સંબંધોનો છેડો ફાડી નાખ્યો હતો.

દાસકાકાને અને શ્રી સાંકળચંદભાઈને શ્રમજીવી અને ખેડૂત પ્રવૃત્તિ અંગે મતભેદો હતા, પરંતુ સમાજસુધારણાની બાબતમાં અને શૈક્ષણિક પ્રવૃત્તિઓમાં તેઓ ખભેખભો મિલાવી કામ કરતા હતા. વડોદરાના શ્રી બહેચરભાઈ રાયજીભાઈ તથા ભરૂચના શ્રી ચુનીલાલ વનમાળીદાસ, સુરતના શ્રી પુરુષોત્તમભાઈ ફકીરભાઈ એગ્રિકલ્ચર ચેમ્બરના પ્રમુખ અને સાબર ડેરીના સાજી ચેરમેન શ્રી ભુરાભાઈ પટેલ તેમજ વલ્લભવિદ્યાનગરના વિશ્વકર્મા શ્રી ભાઈકાકા, દરબારસાહેબના વેવાઈ છોટુભાઈ, દાદુભાઈ અમીન, કહાનજીદાસ અને ચતુરભાઈ પટેલ સાથે આત્મીય સંબંધો હતા. શ્રી નારાણભાઈ અમીચંદ (ચાણસ્મા), લાડોલના શ્રી ઈશ્વરભાઈ જીવાભાઈ, રાજપુરના વેણીદાસ ઊજમદાસ, સીતાપુરના પ્રહ્લાદજી લાટીવાળા, શેરથાના ધૂળાભાઈ અને ઉમેદભાઈ, થોળના દયાભાઈ પટેલ અને ઈશ્વરભાઈ પટેલ, જીવાભાઈ શામળદાસ, ઊંઝાના

ઈશ્વરભાઈ પ્રાણદાસ જેવા દાસકાકાના સાથીદારો હતા. ઘણી વાર દાસકાકાને ઘણા પૂછતા કે દાસકાકા તમારો વાદ કયો, ત્યારે કહેતાં "દાસવાદ." કેન્દ્ર સરકારમાં પ્રધાનમંડળમાં પહોંચે તેટલી સૂઝ પણ સંજોગો નહિ અને કોઈનું પીઠબળ નહિ, છતાં તેઓ મહત્ત્વની કમિટીના દિલ્હીમાં સભ્ય હતા. ત્યાં તેઓએ પોતાની આગવી છાપ પાડી હતી.

વામજના કાળીદાસ પટેલ, ડરણના વાઘેલા કરશનભાઈ, બોરીસણાના નાથાભાઈ, નાની કડીના પ્રહ્‌લાદભાઈ કલ્યાણપુરાના ઠાકરસીભાઈ, પ્રહ્‌લાદજી હ. પટેલ, થોળના કનૈયાલાલ, વીડજના ખુમાભાઈ દેસાઈ અને કુબેરજી વાઘેલા, ખાવડના પ્રહ્‌લાદભાઈ અ. પટેલ અને કડીના નાગરભાઈ પટેલ તેમજ વેકરાના શંકરભાઈ મુખીએ દાસકાકાની વિચારસરણીને અનુમોદન આપનારા હતા. શંકરભાઈ મુખીએ તો નાની કડી કન્યા છાત્રાલયમાં હમણાં સુધી પોતાની સેવા આપી હતી. બાપુભાઈ, કેશવલાલ છ. પટેલ, કેશવલાલ પ્ર. પટેલ, ખાવડના જોઈતારામ ક. પટેલ, મયારામ નાયક, કાસમભાઈ મુખી, પાનવાલા પઠાણ, મિયાં સૂરજવાલા, હૈદર મિયાં, નાયક મોતીલાલ રામલાલ ગડાવાલા, રબારી બબાભાઈ, હરિજન કરસનભાઈ, રામભાઈ, પાલાભાઈ, વ્યાસ પ્રહ્‌લાદજી, ધનાભાઈ અને દામોદરભાઈ છીંકણીવાળા, નાથાલાલ મગનલાલ, પૂંજાભાઈ, જીવાભાઈ, સાંકળચંદ, ગોવિંદભાઈ ખોડાભાઈ બારોટ, મફતલાલ સીતારામ શર્મા, ઊંટવાના શંકરદાસ અને મગનલાલ ઉપરાંત ઉત્તર ગુજરાતના અસંખ્ય સૌ કોમના કાર્યકરો દાસકાકાને સહયોગ આપતા હતા. આ બધા ખેડૂતમંડળના કાર્યકરો હતા. ગુજરાતના અન્ય વિભાગમાં પણ દાસકાકાની વિચારસરણીને અનુમોદન આપનાર ઘણા ખેડૂત કાર્યકરો હતા. કડી તાલુકા ખેડૂત મંડળ કડી વિભાગના કાર્યકરો તથા ગ્રામ કાર્યકરો એમની ફરજો અને કામગીરી બાબતના નિયમો દાસકાકા જ્યારે મહેસાણા જિલ્લા ખેડૂત મંડળના પ્રમુખ હતા ત્યારે કડી તાલુકા ખેડૂત મંડળના પ્રમુખ શ્રી ધનાભાઈએ ઘડી કાઢ્યા હતા. આ નિયમો તેમની વહીવટી અને સંગઠનના આયોજનની

કુશાગ્ર બુદ્ધિનું ઉદાહરણ પૂરું પાડે છે. થોડાક સમય પહેલાં સરકાર સામે ખેડૂત સંગઠનોએ લડત ચલાવી અને ખેડૂતો એક સંગઠનના પ્રશ્ન પર શરદ જોષીની આગેવાની સ્વીકારી, તે માટેનું બીજ તો ઘણાં વર્ષો પહેલાં દાસકાકાએ રોપ્યું હતું. ખેડૂતોમાં સ્વમાન, ખુમારી અને સ્વતંત્રતાની હવા દાસકાકાએ ભરી હતી.

દાસકાકાએ પોતાની છેલ્લી અવસ્થામાં શ્રી પ્રહ્‌લાદભાઈ બમારના અઠવાડિક "મહાગુજરાત" નામના પત્રમાં 'ઇતિહાસની આરસી' નામની કોલમમાં કેટલીક અપ્રગટ માહિતી આપી હતી તે શબ્દશઃ અહીં રજૂ કરી છે.

## પ્રજામંડળના યાદગાર પ્રસંગો

### ત્યારે કડી પ્રાંતના સૂબા પિલાજીરાવથી ડર્યા સિવાય પંચાયત સભ્યોએ મત આપ્યા.

તે સમયે વડોદરા રાજ્યમાં ગાયકવાડની હકૂમત હતી. વડોદરાની ગાદી ઉપર પ્રજાપ્રિય મહર્ષિ સર સયાજીરાવ હતા.

મહેસાણા જિલ્લો – કડી પ્રાંત સૌથી મોટો જિલ્લો અને તેના કલેકટર ગાયકવાડ કુટુંબના ફરજંદ શ્રી પિલાજી રાવ હતા. તેમને મુજરો કરાવવાનો અને મહારાજા કહેવડાવવાનો ભારે શોખ.

પ્રાંત પંચાયતમાં નિયુક્ત સભ્યો સરકાર તરફથી મૂકવામાં આવતા. પ્રાંત પંચાયતના પ્રમુખ હોદ્દાની રુએ સૂબા રહેતા.

શ્રી પિલાજી રાવ પાટણ ગયેલા અને પાટણ મહિલા મંડળે સારું સ્વાગત કરેલું. સ. પિલાજીરાવ ખુશ થયા અને મહેસાણા કડી પ્રાંત પંચાયત તરફથી રૂા. ૧૫૦૦૦/ સખાવતનું વચન આપી આવેલા એટલે પ્રાંત પંચાયતની સમગ્ર સભામાં રૂા. ૧૫૦૦૦/–ની મંજુરીનો પ્રશ્ન આવ્યો.

પ્રાંત પંચાયતના પૈસા એની હદમાં જ વાપરી શકાય. હદ બહાર વાપરી શકાય નહીં. તેવું તે વખતના પ્રાંત પંચાયતના કાયદામાં હતું. પાટણ પ્રાંત પંચાયતની હદમાં નહોતું.

મ્યુનિસિપાલિટીઓ પ્રાંત પંચાયતની હદ બહાર હતી. પાટણ મ્યુનિસિપાલિટી પ્રાંત પંચાયતની હદની બહાર અને તેથી પાટણમાં આવેલ મહિલા મંડળને પ્રાંત પંચાયતમાંથી સખાવત કરી શકાય નહિ.

આ પ્રશ્ન મેં ઉપાડ્યો, શ્રી ફૂલાભાઈ પટેલ અને શ્રી કૃષ્ણલાલ વ્યાસ વગેરેએ જોરદાર ટેકો આપ્યો. ખુલ્લી રીતે રૂા. ૧૫૦૦૦/- આપવાની દરખાસ્ત ઉપર મત લેવાયા. મોટા ભાગના સભાસદોએ શ્રી પિલાજીરાવની બીક રાખ્યા સિવાય મત આપ્યા અને દરખાસ્ત ઊડી ગઈ.

આ પ્રસંગ ઘણું કરીને ૧૯૩૭ આસપાસનો છે. એ વખતના જિલ્લા પંચાયતના સભાસદોમાં ત્યાગની ભાવના હતી. જુસ્સો અને તમન્ના હતી. કોઈથી દબાવવું નહિ, ખુલ્લી રીતે સ્વચ્છ અભિપ્રાય આપવો.

ગાંધીજીની લડતે અને દેશના અગ્રણીઓના ત્યાગે લોકોમાં નીડરતા આણી હતી. ગાંધીજી અને સરદારે માટીમાંથી મરદ પેદા કર્યા. સ્વરાજ પછી આપણા અગ્રણીઓએ મરદને માટી બનાવ્યા. લોકોને લાલચુ અને ખુશામતખોર કર્યા. ૧૯૩૮માં પ્રજામંડળનું સંમેલન મહેસાણા ખાતે યોજાયું હતું. સરદાર વલ્લભભાઈ પટેલને સંમેલનમાં બોલાવ્યા હતા. પણ સરકારની ધાકથી સરદારનું સ્વાગત કરવા સ્વાગત પ્રમુખ થવા કોઈ તૈયાર થાય નહિ. ત્યારે મહેસાણાના વેપારી શ્રી ભોગીલાલ શેઠ સ્વાગત પ્રમુખ થવા આગળ આવ્યા. તે ક્રાંતિકારી વિચારો ધરાવતા હતા. દાસકાકા જિંદગીપર્યન્ત તેમના મિત્ર બની રહ્યા.

## કારકુનનો રૂપિયો દંડ :

મહેસાણા જિલ્લાના સૂબા સાહેબ (કલેક્ટર) શ્રી અંબાઈદાસ પટેલ અને હું એ વખતે મહેસાણા જિલ્લા પંચાયતનો પ્રમુખ.

શ્રી અંબાઈદાસ મુલકી ખાતાના નિષ્ણાત અમલદાર ગણાય. તેમણે જિલ્લા પંચાયતના એક કારકુનનો નકલ મોડી આપવાના કારણે એક રૂપિયો દંડ કરી હુકમ મને મોકલી આપ્યો અને દંડ વસૂલ કરી તેમણે જણાવવા જણાવ્યું.

મેં એમને પૂરા વિવેક સાથે લખ્યું કે જિલ્લા પંચાયતના પ્રમુખ, ઉપપ્રમુખ તેમજ બાસઠ જેટલા સભાસદો છે અને આપને અમારા કોઈ કારકુન કે કર્મચારીની ભૂલ જણાય તો અમને લખો તો અમે યોગ્ય પગલાં જરૂર લઈએ પણ આપ હુકમ કરી મોકલો તે વ્યાજબી નથી. અને મારા પત્ર સાથે હુકમ પાછો મોકલી આપ્યો.

એમણે તો ટૂંકો અને ટચ જવાબ લખ્યો. પહેલાં મારા હુકમનો અમલ કરો અને ત્યાર પછી જે લખવું હોય તે લખો.

એમનો જવાબ મળતાં મેં તેમને પરત લખ્યું કે હુકમ ગેરકાયદેસર છે તેથી પરત કરું છું.

એ જમાનાના શ્રી અંબાઈદાસ જેવા કાબેલ સૂબાનો હુકમ ગેરકાયદેસર છે અને તે કારણે તે પરત કરવામાં આવે અને અમલ કરવામાં ના આવે અને તે શ્રી અંબાઈદાસ સૂબા માટે ગળી શકાય નહિ તેવી ગોળી હતી.

જિલ્લા પંચાયતનો પ્રમુખ સૂબાના હુકમનો અમલ કરે અને દંડ વસૂલ કરે તો પરિસ્થિતિ એવી થાય કે સૂબા યોગ્ય લાગે ત્યારે બીજા કારકુન, પટાવાળાના પણ દંડ કરે અને એ સૂબાનો અધિકાર માન્ય કરવામાં આવે તો પંચાયતના પ્રમુખે પંચાયતના કોઈ કારકુન વગેરેનો દંડ કરે તો સૂબા હુકમ કરી તે માફ પણ કરી શકે.

આમ થાય તો જિલ્લા પંચાયત સૂબા કચેરીની તાબેદાર સંસ્થા બની જાય.

પ્રજા મંડળ વડોદરા રાજ્યમાં પ્રજાને જવાબદાર રાજતંત્ર પ્રાપ્ત કરવા આંદોલન કરતું હતું અને પંચાયતના અધિકાર ઉપર કાપ મૂકવામાં આવે એ પ્રજા મંડળના પ્રતિનિધિ તરીકેના પંચાયતના પ્રમુખ તે માટે પણ ગળી ના શકાય તેવું હતું.

પરિણામ ગમે તે આવે પણ પંચાયતના અધિકારી ઉપર તરાપ મારતો સૂબાના હુકમનો અમલ નહિ કરવો એ નિર્ણય મેં લીધો.

થોડા સમય પછી દીવાન સાહેબ તરફથી પત્ર આવ્યો અને તેમાં સૂબાના હુકમનો અમલ નહિ કરવા બદલ બરતરફ કેમ નહિ કરવા તેનો ખુલાસો પૂછવામાં આવ્યો.

દીવાન સાહેબે ખુલાસો પૂછ્યો તેથી મારું માનવું છે કે મહેસાણા સૂબાસાહેબે મારો પત્ર વગેરે કાગળો મૂકી ટિપ્પણ કર્યું હશે. ટિપ્પણ સર સૂબાસાહેબે (કમિશનર) સાહેબને મોકલ્યું હશે. તેમણે સૂબાસાહેબને મળતો અભિપ્રાય આપ્યો હશે અને સર સૂબાસાહેબે પંચાયત પ્રધાનને મોકલી આપ્યું હશે. તેઓએ અભિપ્રાય આપી દીવાન સાહેબને ટિપ્પણ મોકલી આપ્યું હશે. આ જોતાં લાગે છે કે બધાંનો અભિપ્રાય મને બરતરફ કરવાનો થયો હશે. વડોદરા રાજ્યની ટિપ્પણ પદ્ધતિ હાલની નોટિંગસની પદ્ધતિ કરતાં ઘણી સારી હતી. લોકશાહી સરકારે વડોદરા રાજ્યનું બધું બરાબર હતું અને લોકશાહી સરકારોમાં બધું સારું છે એ કલ્પના કાઢી નાખવી જોઈએ.

તુરત જ મેં જવાબ લખ્યો. આ પ્રસંગ ઘણું કરીને ૧૯૪૧નો છે. એટલે મને જે યાદ છે તે ઉપરથી આ લખું છું.

મેં જણાવ્યું કે, પંચાયતના કાયદામાં કોઈ પણ ઠેકાણે પંચાયતના કર્મચારીનો દંડ અથવા અન્ય શિક્ષા કરવાનો અધિકાર સૂબાને આપવામાં આવ્યો નથી. પંચાયત એ સ્થાનિક સ્વરાજની સંસ્થા છે. તેમાં પ્રમુખ, ઉપપ્રમુખ તેમજ સભાસદો છે. સૂબાને કોઈ ખોટું જણાય તો લખવું જોઈએ, પણ હુકમ કરી અમલ બજાવણી કરવા લખે તે પંચાયતના જે કાંઈ અધિકાર છે તેના ઉપર તરાપ પડે છે. અને પંચાયત સૂબાના હાથ નીચેનું એક ખાતું બની જાય છે.

પંચાયતનો હું પ્રમુખ છું ત્યાં સુધી પંચાયતના અધિકારો ઉપર સૂબાનું આક્રમણ હું ચલાવી લઈશ નહીં.

મને બરતરફ કરવો હોય તો ખુશીથી કરશો. મારો ખુલાસો ગયા પછી દીવાન સાહેબ બધા કાગળો ન્યાયમંત્રી (કાયદા સચિવ)ને મોકલી

આપ્યા અને તેમનો અભિપ્રાય તુરત જ જણાવવા લખ્યું. ન્યાયમંત્રીએ સૂબાને અધિકાર નથી તેવો અભિપ્રાય આપ્યો અને દીવાન સાહેબ તરફથી મને તે જણાવવામાં આવ્યું.

વડોદરા રાજ્યમાં રાજાશાહી હતી. પણ વડોદરા રાજ્યમાં લોકશાહી અને કાયદાનું રાજ્ય હતું. આજે આપણે આઝાદીની લડતની ફળસ્વરૂપ લોકશાહીમાં છીએ. પણ લોકશાહીની પ્રણાલિકા પાળવામાં આવતી નથી. એવો મારો અનુભવ છે.

વડોદરા રાજ્યમાં જે પ્રસંગ બન્યો તેવો પ્રસંગ લોકશાહી ગુજ-રાતમાં બન્યો હોત તો ? તેની કલ્પના બિનજરૂરી છે.

## અવિશ્વાસની દરખાસ્તની વિશેષતા

સૂબા શ્રી અંબાઈદાસની દોરવણી અને સૂચના મુજબ તેમની ઓફિસમાં જિલ્લા પંચાયતના પ્રમુખ સામે અવિશ્વાસની દરખાસ્ત ઘડાયાના સમાચાર મને તે જ દિવસે સાંજના પાંચ વાગે પંચાયતની ઓફિસમાં તે દરખાસ્ત ઘડવામાં ભાગ લેનારે મને આપ્યા, અને કહ્યું કે 'સૂબા સાહેબ નિયુક્ત સરકારી નોકરો અને નિયુક્ત સભાસદોને તો દરખાસ્તની તરફેણમાં મત આપવા ફરમાન કરશે એટલું જ નહીં, પણ બીજા તટસ્થ સભ્યોને પણ મેળવી લેશે. બહુમતી થવાની, તમારે જે કરવું હોય તે કરજો.

બીજા દિવસે પ્રજાકીય નિયુક્ત સભાસદ ઓફિસમાં આવી ગયા અને દરખાસ્ત સાથે પત્ર હતો અને તેમાં વહેલામાં વહેલી મીટિંગ બોલાવવાની અને તેમાં આ દરખાસ્ત રજૂ કરવાની માગણી હતી.

મીટિંગ મેં બોલાવી. એજન્ડામાં પહેલું કામ અવિશ્વાસની દરખાસ્તની વિચારણા તથા બીજાં કેટલાંક કામો રાખ્યાં.

વડોદરા રાજ્ય પ્રધાનમંડળની મહાસમિતિ થોળ તા. કડીમાં રાખવા અમે આગ્રહપૂર્વક વિનંતી કરેલી. તે વખતે સરદાર સાહેબ પ્રજામંડળ પરિષદ પ્રમુખ હતા. તેમણે થોળ આવવાનું કબૂલ કરેલું.

થયું એવું કે મહાસમિતિની મીટિંગની તારીખ આવી અને એજન્ડા પણ આવ્યો. આ તારીખ અને અવિશ્વાસની દરખાસ્તની તારીખ એક જ. ફેર એવો કે મહાસમિતિની મીટિંગ રાત્રે નવ વાગે શરૂ થવાની હતી અને અવિશ્વાસની દરખાસ્તની મીટિંગ દિવસના એક વાગે.

થોળની વ્યવસ્થા જોવાની અને અવિશ્વાસની દરખાસ્તની સંભાળ રાખવાની. આને લઈ દોડાદોડી ખૂબ પડી. તે વખતે થોળમાં છ–સાત આગેવાન એવા હતા કે બધી વ્યવસ્થા સંભાળે. મને દોડાદોડી કરવાની ના પાડી પણ સ્વભાવને ના પાડી શકાય છે ?

અવિશ્વાસની દરખાસ્તનો દિવસ આવી પહોંચ્યો. વિરોધ પક્ષ ખાસ કરી સરકાર તરફથી નિયુક્ત પ્રજાકીય સભાસદો અને સરકારી અમલદારો અવિશ્વાસની દરખાસ્તની તરફેણમાં મત આપે તેવો પાકો બંદોબસ્ત સૂબા સાહેબે કર્યો હતો.

અવિશ્વાસની દરખાસ્ત પણ સૂબા સાહેબની રાહબરી અને સૂચના મુજબ સરકાર નિયુક્ત પ્રજાકીય સભાસદે ઘડી હતી અને સૂબા સાહેબની ઓફિસમાં અવિશ્વાસની દરખાસ્ત ઘડવા જે હાજર હતા તેમણે તે મંજૂર કરી હતી.

આ હકીકત મને પંચાયત પ્રજામંડળ પક્ષની મીટિંગ તે દિવસે સવારના નવ વાગે મળી તે પહેલાં મળી હતી.

મીટિંગમાં મેં અવિશ્વાસની દરખાસ્તની ચર્ચા વખતે પ્રમુખપદ સંભાળવા શ્રી પરસોત્તમદાસ લલ્લુભાઈ – ઉપપ્રમુખને કહ્યું, પણ તેમણે તો કહ્યું કે મને ના ફાવે. શું કરવું તે નક્કી થયું નહીં. અને તેથી અવિશ્વાસની ચર્ચા વખતે મારે પ્રમુખપદ સંભાળવું પડ્યું.

પંચાયતની સભા બરાબર એક વાગે મળી. અવિશ્વાસની દરખાસ્તની ચર્ચા શરૂ થઈ. ચર્ચા જોરશોરથી થઈ. અમારા પક્ષના સભ્યોએ જવાબ આપ્યા.

વિશેષતા એ હતી કે ચર્ચામાં ગરમી ખૂબ હતી પણ અંગત આક્ષેપ નહિ. કોઈએ પ્રમુખ કે અન્ય સામે એક પણ અંગત આક્ષેપ કર્યો ન હતો. આજે વિધાનસભામાં અને લોકસભામાં અંગત આક્ષેપો થાય છે તેવું તે વખતે નહોતું.

ચર્ચામાં ખૂબ ગરમી આવી હતી તે વખતે પોઈન્ટ ઓફ ઓર્ડર ઊભો થયો. અવિશ્વાસની દરખાસ્ત એવી હતી કે જિલ્લા પંચાયતની સમગ્ર સભાએ અમુક અમુક ઠરાવો કર્યા તે કાયદા અને અધિકાર વિરુદ્ધના હતા અને પ્રમુખે તેનો અમલ કર્યો તેથી અવિશ્વાસની દરખાસ્ત પ્રમુખ સામે.

પોઈન્ટ ઓફ ઓર્ડરની ચર્ચાના અંતે પ્રમુખ તરીકે મેં રૂલીંગ–નિર્ણય આપ્યો કે પંચાયતની સમગ્ર સભા ઠરાવો કરે તેનો અમલ કરવાની ફરજ પ્રમુખની છે. આ દરખાસ્ત તો જિલ્લા પંચાયત સામે છે અને જિલ્લા પંચાયત સામે અવિશ્વાસ જાહેર કરી શકાય નહિ અને તેથી તે કાનૂન બહારની ઠરાવું છું.

રૂલીંગ નિર્ણયના વિરોધમાં સરકાર નિયુક્ત સભ્યો સરકારી તેમજ પ્રજાકીય સભા છોડી ચાલ્યા ગયા અને સભા મુલત્વી રાખવામાં આવી.

પછી તુરત જ એક પત્ર સરકારમાં લખ્યો. સરકાર નિયુક્ત અમલદાર સભ્યો સરકારના પ્રતિનિધિ છે અને તેઓ સભા છોડી ચાલ્યા જાય તેનો અર્થ સરકાર પંચાયત છોડી ચાલી જાય છે. આ તેમનું ગેરવર્તન છે.

દશ દિવસ પછી પંચાયતની સભા રાખી એજન્ડા મોકલી આપવાનું કર્યું. આ સભામાં સરકાર નિયુક્ત અમલદાર સભ્યો બધા હાજર રહ્યા અને કામ શાંતિપૂર્વક ચાલ્યું.

થોળ તા. કડીમાં રાજ્ય પ્રજામંડળની મહાસમિતિની મીટિંગ સરદાર સાહેબના અધ્યક્ષપદે થઈ તેમાં મેં હાજરી આપી. આઝાદી માટેના મક્કમ વિચારો પણ સરદારશ્રીએ આ સભામાં રજૂ કર્યા હતા.

## અઢી રૂા.નો ફૂલનો હાર

સરદાર વલ્લભભાઈ પટેલ મહેસાણા મુકામે ભરાતા વડોદરા રાજ્ય પ્રજામંડળના અધિવેશનના પ્રમુખ તરીકે મહેસાણા પધાર્યા. તેમનું સ્વાગત ગામ આગેવાનોએ તેમજ પ્રજાએ સદ્‌ભાવપૂર્વક કર્યું.

એ વખતે હું મહેસાણા જિલ્લા પંચાયતનો પ્રજામંડળ પક્ષ તરફથી ચૂંટાયેલ પ્રમુખ હતો. સરદાર સાહેબ જેવા મહાન નેતા આવે અને તેમનું ફૂલહારથી મહેસાણા જિલ્લા પંચયાત તરફથી સ્વાગત કરવામાં ના આવે એવી પરિસ્થિતિ તે વખતના પંચાયતના કાયદાથી હતી. સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ વડોદરાના મહારાજા સાહેબ સિવાય અન્ય કોઈને ફૂલહારથી કે અન્ય રીતે સ્વાગત કરે નહિ તેવી તે સમયના પંચાયતના કાયદામાં કલમ હતી.

અઢી રૂપિયા એ કાંઈ મોટી રકમ નહોતી, અને જો ઇચ્છયું હોત તો તેમનું સ્વાગત હું મારા ખર્ચે ફૂલહાર કરી શકયો હોત. પણ આ કાયદો જિલ્લા પંચાયતના હક્ક ઉપર તરાપ મારે છે તેવું લાગ્યું અને તેથી દફતરી હુકમ કરી જિલ્લા પંચાયતમાં રૂપિયા અઢીનું ખર્ચ પાડી ફૂલહાર મંગાવ્યો અને સરદાર સાહેબનું પ્રેમભર્યું સ્વાગત પંચાયતના કેટલાક સભ્યોને સાથે રાખીને કર્યું.

એ સમયે કાયદો એવો હતો કે શ્રીમંત મહારાજા સાહેબ સિવાય અન્ય કોઈને જિલ્લા પંચાયત કે સ્થાનિક સ્વરાજની સંસ્થાએ ફૂલહાર કરવા નહિ. આ કાયદાનું ઉલ્લંઘન હું કરતો હતો તે હું જાણતો હતો અને આ અઢી રૂપિયાના ખર્ચનો સરકાર વાંધો લે અને કાયદા વિરુદ્ધ ફૂલહાર કરવા બદલ મને સસ્પેન્ડ અથવા બરતરફ પણ કરે. આ જોખમ મેં ખેડયું.

આ પછી જિલ્લા પંચાયતની સમગ્ર સભા મળી તેમાં દફતર હુકમ અને ખર્ચ મૂકી આ બન્ને મંજુર કરાવી લીધા.

આ પછી દફતરી હુકમ અને અઢી રૂપિયાના ખર્ચનું ઓડિટ લેવાયું એનો ખુલાસો પૂછવામાં આવ્યો. આમ અઢી રૂપિયા અને દફતરી

હુકમના ખુલાસા કરવાનું કામ મને યાદ છે એક વરસ ચાલ્યું. મને અઢી રૂપિયા ભરી દેવા જણાવવામાં આવ્યું. મેં તો એક જ વાત પકડી રાખી કે, જિલ્લા પંચાયત જેવી સંસ્થાની સમગ્ર સભાએ આ દફતરી હુકમ અને ખર્ચ મંજૂર કર્યું છે તેથી હવે મારે આ રકમ ભરવાની રહેતી નથી.

અંતે સરકારે ઓડિટ માંડી વાળ્યું અને ખુલાસા પૂછવાનું બંધ થયું.

આજે લાગે છે કે વડોદરા રાજ્યમાં શ્રીમંત મહારાજા સાહેબ સિવાય અન્ય કોઈને સ્થાનિક સ્વરાજની સંસ્થા ફૂલહાર ના કરી શકે તે સારું હતું.

સ્વરાજ–પ્રાપ્તિ પછી તો તલાટીની બદલી થાય તોયે ફૂલહાર–નાના મોટા અમલદાર આવે તો યે ફુલહાર અને પ્રધાનો–નાયબ પ્રધાનોને તો ફૂલહાર કર્યા વિના ચાલે જ નહિ.

વડોદરા રાજ્ય રહ્યું ત્યાં સુધી પ્રજામંડળ રહ્યું. પ્રજામંડળે ઠરાવ કરેલો કે કોઈપણ અમલદારના સન્માન મેળાવડામાં હાજરી આપવી નહિ, તેમ જ ફૂલહાર કરવા નહિ. પ્રજામંડળ તો ગયું, અને કોંગ્રેસ આવી અને ફૂલહાર સસ્તા થયા. માન–સન્માનના મેળાવડા વધ્યા.

આ રોગ ખૂબ વધ્યો. કોંગ્રેસના માણસો ખુશામત કરતા થઈ ગયા, એમ કરી લાભ મેળવતા થયા. આને લઈ લાંચ–રુશવત વધી. લાંચ–રુશવત માટે હું રાજકીય કાર્યકરોને જવાબદાર ગણું છું. હવે તો કેટલાક અમલદારો રાજકીય કાર્યકરોની મારફત જ લાંચ લે છે, અને એમાં એને વધારે સલામતી લાગે છે. રાજકીય કાર્યકરોનાં કામ અમલદાર કરી આપે. ભલામણો માને અને પછી આડા હાથે પૈસા ખાવાની છૂટ !

લાંચ–રુશ્વત અટકાવવી હોય, ઓછી કરવી હોય, ખુશામતખોરી નાબૂદ કરવી હોય તો દરેક પક્ષના રાજકીય કાર્યકરોએ હિંમતપૂર્વક લાંચ–રુશ્વત પકડી પાડવી અને ખુશામતખોરી અટકાવવી.

આ પછી અમલદારોની ખુશામતના મેળાવડા કોંગ્રેસના અગ્રણીઓ ગોઠવતા થઈ ગયા. આ સંબંધમાં મેં ગુજરાત પ્રદેશ કોંગ્રેસના મંત્રીશ્રીને

પત્ર તા. ૨૪-૪-૧૯૫૬ના દિવસે લખેલો. તેનો જવાબ તા. ૩૦-૪-૧૯૫૬ ના દિવસે આપેલો તે અત્રે સામેલ છે.

## ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ

તારનું સરનામું : 'કોંગ્રેસ' કોંગ્રેસ હાઉસ, ભદ્ર
ટેલિફોન નં. : ૩૮૫૧ અમદાવાદ.
પત્ર નં. : તા. ૩૦-૪-૧૯૫૬

ભાઈ શ્રી પુરુષોત્તમદાસ,

તમારો તા. ૨૪-૪-૫૬નો કાગળ મને વેળાસર મળેલો. જવાબ આપવામાં ઢીલ થઈ છે તે દરગુજર કરવા વિનંતી છે. ઢીલ થવાનું કારણ જણાવું. સરકારી નોકરોના માન-સન્માનના સમારંભોમાં કોંગ્રેસીઓએ ભાગ લેવો એ સલાહભરેલું નથી. એવી મતલબનો એ. આઈ. સી. સી. નો એક જુનો સરક્યુલર છે એવો મને ખ્યાલ છે. પણ તપાસ કરવા છતાં એ મને જડયો નહીં. તેની શોધમાં વખત થયો તેથી ઢીલ થઈ.

એ સરક્યુલર હોવા છતાં ગુજરાતભરમાં આગેવાન કોંગ્રેસીઓ જ નહીં પણ કોંગ્રેસ સમિતિઓ અને તેના હોદ્દેદારો પણ સરકારી નોકરો અને ખાસ કરીને પોલીસ અમલદારોના માન-સન્માન અને વિદાય-સમારંભો ગોઠવે છે, તેમાં ભાગ લે છે. તેમણે એક સામાન્ય નીતિ તરીકે એવું ન કરવું જોઈએ એ વિષે મને કોઈ શંકા નથી.

હવે તમે પૂછેલા સવાલોનો એક પછી એક જવાબ આપું. તેથી તમને પૂરતો ખુલાસો મળી રહેશે તેવી આશા છે.

૧. તમારે એવી પાર્ટીઓને માટે ફાળો આપવાની જરાયે જરૂર નથી.

૨. એવી પાર્ટીઓમાં ભાગ લેવાની પણ કોઈ કોંગ્રેસીની ફરજ નથી.

ઠા. મ. દેસાઈ
મંત્રી

આ પછી તો મેળાવડાઓએ હદ મૂકી છે. નાના–મોટાના માનમાં, સન્માનમાં મેળાવડા બધાયે રાજકીય પક્ષોના અગ્રણીઓ કરતા થઈ ગયા છે. ઉદ્ઘાટનના નામે કે અન્ય નામે પ્રધાનોની ખુશામત સસ્તી થઈ છે. આની પાછળ હેતુ છે. લોકો જાણે કે આ ભાઈને અમલદારો તેમજ પ્રધાનો સાથે સારો સંબંધ છે. એટલે એમની ભલામણોથી કામ થાય. ભલામણ મફત થતી નથી.

આને લઈ લાંચ–રુશવત ખૂબ વધી છે. પરમેશ્વર સર્વ વ્યાપક છે. તેમ લાંચ–રુશવત સર્વ વ્યાપક બની છે.

રાજકીય પક્ષો અને તેના અગ્રણીઓ જાગૃત બને તો સારું.

## ત્રીસ વરસ પહેલાં રાજકીય જીવનમાં જોખમ હતાં.

(શ્રી પુરુષોત્તમદાસ પટેલના જીવનમાંથી)

અત્યારે તો કોંગ્રેસનું કામ કરવામાં જોખમ નથી. તેમ કોઈ સરકારની અથવા તો સરકારી અમલદારની ઇતરાજી વહોરવા જેવું નથી. નિષ્ઠા અને પ્રામાણિકતાથી કોંગ્રેસ દ્વારા જનસેવાની કિંમત થાય છે.

સ્વરાજ્ય મળ્યાં પહેલાં દેશી રાજ્યોમાં કામ કરવાનું ભારે જોખમ હતું. સરકારની ઇતરાજી વહોરવાનું થતું અને હેરાનગતિ ભોગવવી પડતી.

આવો એક પ્રસંગ અહીં આપ્યો છે.

ત્રીસેક વર્ષ ઉપર મહેસાણા જિલ્લામાં સ્વ. પિલાજીરાવ સૂબા હતા. તે રાજકુટુંબના શ્રીમંત મહારાજા સાહેબના કાકા થતા હતા અને એમને શ્રીમંત અને મહારાજા કહેવડાવવાનો ભારે શોખ હતો. મોટા ભાગના લોકો તેમને મહારાજાથી સંબોધતા અને મુજરો કરતા. એમને સાહેબ શબ્દથી સંબોધવામાં જોખમ રહેતું અને સલામથી નારાજ થતા.

મહેસાણા જિલ્લાના લોકલ બોર્ડ, જેને એ વખતે પ્રાંત પંચાયત કહેવામાં આવતી, તેના કામકાજમાં પ્રાંત પંચાયતના એક સભ્ય તરીકે શ્રી પુરુષોત્તમદાસ પટેલને ઘર્ષણમાં ઊતરવું પડયું હતું. આ વાત હવે તો ભુલાઈ ગઈ છે. છતાં મોટી ઉંમરના માણસો આ વાત જાણે છે.

શ્રી પુરુષોત્તમદાસ પટેલ એ વખતે થોળના ઠાકોર ભાઈઓને મદદ કરતા હતા અને તેમના પડખે ઊભા રહી તેમને મદદ કરતા હતા. તેમજ કોંગ્રેસ અને પ્રજામંડળનું નાનું મોટું કામ કરતા હતા. સને ૧૯૩૦ માં સત્યાગ્રહની લડત ચાલી હતી. એ વખતે શ્રી પુરુષોત્તમદાસ પટેલનું ઘર એ લડતનું થાણું હતું અને નવજીવન, યંગ ઇન્ડિયા વગેરે છપાવીને અગર સાયક્લોસ્ટાઇલ્ડ કરીને અમદાવાદ, વિરમગામ વગેરે ગામોએ પહોંચાડવાનું કામ અને બ્રિટિશ હદમાં કાયદો ભંગ કરવા માણસો જેને ડિક્ટેટર કહેવામાં આવતા તે કામ વગેરે થતું, આને લઈ શ્રી પુરુષોત્તમદાસ પટેલની ઘરની જડતી બ્રિટિશ પોલીસે વડોદરા રાજ્ય પોલીસને સાથે રાખી ત્રણેક વખત કરી હતી, તેમ તેમને પકડવા તજવીજ પણ થઈ હતી.

મીઠાની લડત તેમજ બીજી રાષ્ટ્રીય લડતો-ચળવળમાં શ્રી પુરુષોત્તમદાસ પટેલ નીડરતાથી ભાગ લેતા અને કામ કરતા.

તેમને હેરાન કરવા એક કાવતરું થયું હતું અને તેના પરિણામે એમની સામે ફોજદારી કેસ પણ થયેલો. ત્રણ વર્ષના અંતે એમને વડોદરાની હાઈકોર્ટે ન્યાય આપ્યો હતો.

આ ફોજદારી કેસની શરૂઆત એક અરજી ઉપરથી થઈ હતી. એમાં લખેલ હકીકતથી શ્રી પુરુષોત્તમદાસ પટેલ એ વખતે રાષ્ટ્રીય કામગીરી કરતા હતા એનો ખ્યાલ આવે છે. આ અરજીમાં લખ્યું હતું કે:

"આરોપી કોંગ્રેસ પક્ષનો ચુસ્ત હિમાયતી હોઈ ના. સરકાર વિરુદ્ધ જાહેર ભાષણો કરી પોતે તથા પોતાની કોમમાં રાજદ્રોહી ગુજરાતી ચળવળ કરી છે. માટે આરોપીને સખ્ત શાસન કરવા મહેરબાની કરશો."

આ અરજી ઉપરથી તપાસ શરૂ થઈ વહીવટદાર (મામલતદાર) અને નાયબ સૂબા (પ્રાંત ઓફિસરે) એ જવાબો લીધા. આ અરજી ઉપર તે વખતના સૂબા સ્વ. પિલાજીરાવ ગાયકવાડે હુકમ કરેલો તે નીચે મુજબ છે:

"આ બાબત પોલીસ મારફત તપાસ થવાની છે. તે તપાસ ચોકસાઈથી થાય તેવી કાળજી રખાવી આપના તરફથી પણ જે કાંઈ પુરાવો વગેરે મળી શકે તે મેળવી સહાનુભૂતિથી મદદ કરશો."

આટલેથી સંતોષ થયો નહોતો અને શ્રી પુરુષોત્તમદાસ પટેલને ઉપરના ફોજદારી કેસ ઉપરાંત ભારે ગુન્હામાં સંડોવવા પ્રયાસ થયેલો અને પોસ્ટ દ્વારા પત્રિકાઓ રવાના કરી ભારે મુશ્કેલીમાં મૂકવામાં પ્રયાસ થયેલો.

નીચે જણાવેલ પત્રિકાઓ મહેસાણા જિલ્લામાં રવાના કરવામાં આવેલી.

ક્રાંતિકારી યુવક દળ
સેનાપતિની છાવણી
મું. કડી. તા. ૧૧-૫-૩૩

મહાત્માજી અપવાસ કરે છે તેનું સ્વાર્થી વેપારીઓને ભાન નથી. લુચ્ચાઓ તમે લાયક નથી. એક મહિનાની અંદર પરદેશી કાપડને કડી ખેડૂત સભામાં અથવા શેરથા આશ્રમમાં સીલ કરાવી લ્યો. ચૂક કરશો તો જાનથી મારશું ને દુકાનો સળગાવીશું, તમારા તાલુકાના વેપારીઓને ખબર કહેરાવજો. છેલ્લી ચેતવણી સમજજો."

શ્રી પુરુષોત્તમદાસ પટેલ કડી રહેતા હતા અને ખેડૂત સભાના પ્રમુખ હતા. અને એમને સાથે મોટી આફત ઉતારવા પ્રયાસ થયો હતો. તેઓ રાજકારણમાં ખૂબ સાવધાનીથી પહેલેથી કામ કરતા અને આના ખબર પડતાં તુરત જ નીચેનું નિવેદન "હિન્દુસ્થાન" અને "પ્રજામિત્ર"-માં આપેલું જે તા. ૧૮-૫-૩૩ના અંકમાં પ્રસિદ્ધ થયેલું તે આ રહ્યું.

કડી, તા. ૧૭-કડીના ખેડૂત સભાના પ્રમુખ રા. પુરુષોત્તમદાસ પટેલે નીચેની વિગતો પ્રગટ કરવા મોકલી છે :

'ફેન્સી કાપડના મોટા વેપારીને પહોંચે, એ સરનામાથી નીચેની પત્રિકા મળી છે. તેમાં ખેડૂત સભાનો ઉલ્લેખ કરેલો હોવાથી અને

હુ તેનો પ્રમુખ હોવાથી આ ખુલાસો પ્રગટ કરવાની જરૂર જણાય છે. આ પત્રિકા નીચે મુજબની છે.

ક્રાન્તિકારી યુવક દળ, સેનાપતિની છાવણી,
મું. કડી. તા. ૧૧-૫-૩૩.

મહાત્માજી અપવાસ કરે છે તેનું સ્વથી' વેપારીઓને ભાન નથી. છેલ્લી ચેતવણી સમજજો.

આ પત્રિકા ગઈ કાલે મારા વાંચવામાં આવી. શેરથા આશ્રમવાળા શ્રી પંડિત ઉપર ગઈ કાલે સિદ્ધપુરથી પત્ર હતો. તેમાં પણ આવી પત્રિકા સિદ્ધપુરના વેપારી ઉપર ગયાનું લખે છે.

આ પત્રિકા કારબન કાગળથી લખેલી જણાય છે. એટલે એથી અનુમાન થાય છે કે બીજે સ્થળે પણ આવી પત્રિકા ગઈ હશે.

વડોદરા રાજ્યના નેક નામદાર દીવાન સાહેબને આજે મેં આ સંબંધી અરજ કરી છે. આ બાબતની કોઈ ચાલાક, સ્વતંત્ર અને લાગવગને તાબે ન થાય તેવા સી. આઈ. ડી. ઓફિસર મારફત તપાસ થવાની જરૂર છે. મહેસાણા પ્રાંતની શું સ્થિતિ છે તેની કલ્પના આથી કરવા જેવી છે. આની છૂપી પોલીસ મારફત તપાસ થઈ અને કાવતરાખોરોના હાથ હેઠા પડ્યા. આ સંબંધમાં 'રોશની'ના તા. ૧૪-૩-૧૯૩૪ના અંકમાં નીચેની હકીકત પ્રસિદ્ધ થઈ હતી. તે વાંચવાથી ચિત્ર સ્પષ્ટ થશે. 'રોશની'એ આપેલ વિગત આ રહી.

"અવાજ રજૂ કરતા ભાઈ પુરુષોત્તમદાસ પટેલની આજે જે દશા થઈ રહી છે તે તરફ ધ્યાન આપવાથી વડોદરા રાજ્યમાં પ્રવર્તતી સ્થિતિનો સાચો ખ્યાલ આવી રહેશે.

કહેવામાં આવે છે કે કેટલાંક રાજ્યોમાં પ્રજાકીય કામ કરનારા ઉપર રોજ રોષ ઊતરે છે. ત્યારે અહીં 'કાયદેસરની અને બંધારણીય' ચળવળ કરનારની વાત શાંતિપૂર્વક સાંભળવામાં આવે છે એવી માન્યતા કેટલાક શુભાશયી ભાઈઓ ફેલાવે છે. તે ભ્રમમાંથી વડોદરા બહારની જનતા બચે એ બતાવવા, તાજા જ ત્રણ દાખલા આપું.

કોડીનારમાં અદૃશ્ય રીતે પથ્થર માર સહતા સેવક ભાઈ કાનજી, અમરેલીમાં પાટિયાં લખવાનો ધંધો કરતા પોલીસની ખફગીનો ભોગ બની દંડનો ડામ ખમી રહેલા ભાઈ ધનજી અને મહેસાણા પ્રાંતમાં ખેડૂત પ્રજાનો આગવો અવાજ રજૂ કરતા ભાઈ પુરુષોત્તમદાસ પટેલની આજે જે દશા થઈ રહી છે, તે તરફ ધ્યાન આપવાથી વડોદરા રાજ્યમાં પ્રવર્તતી સ્થિતિનો સાચો ખ્યાલ આવી રહેશે. મહેસાણાનો રંગ તો કાંઈ જુદો જ છે. શ્રીમંત મહારાજા સાહેબના કુટુંબી શ્રી પિલાજીરાવ ત્યાં સૂબા છે, પોતે નોનમેટ્રિક છે. કાયદાનું કે વહીવટનું પોતાને ખાસ જ્ઞાન નથી. પોતે આપેલા ફેંસલા ઉપર વડોદરાની હાઈકોર્ટે એકથી વધુ વાર સખ્ત ટીકા કરી છે. આવા આ સૂબા સાહેબ પોતાને કોઈ 'મહારાજા સાહેબ' ન કહે તો કચવાયા છે. પોતાની પાસે કોઈ કાયદેસરની રાહત માગે તે તેમને ગમતું નથી અને તેઓ મહારાજા સાહેબના કુટુંબી હોવાથી તેમની આજુબાજુ ઘણી મધમાખો ફરી વળી તેમની પ્રશંસાના સૂર કાઢ્યા જ કરે છે. એટલે કોઈ એકલ-દોકલ તેમના વહીવટ સંબંધે કંઈ પણ ટીકા કરે છે તો તેની સ્થિતિ ગંભીર બને છે.

આ પ્રાંતમાં કડી નામે મહાલ છે. એ મહાલમાં ખેડૂત મંડળ છે. તે મંડળના પ્રમુખશ્રી સૂબા સાહેબને 'શ્રીમંત મહારાજા' કહેવાની વિરુદ્ધ છે. વળી એક તજવીજદારની રુશ્વતખોરી સામે આ મંડળે પોકાર ઉઠાવ્યો હતો અને છેલ્લે તળ મહેસાણાની એક સંસ્થાને આખા પ્રાંતની પ્રજામાંથી લોકલ સેસ દ્વારા એકઠા કરેલા ભંડોળ-માંથી રૂા. ૭૦૦૦ આપી દેવાની સૂબા સાહેબે કરેલી દરખાસ્તનો આ શ્રી પુરુષોત્તમદાસે વિરોધ કર્યો. આ બનાવો બન્યા પછી મજકૂર ભાઈ ઉપર ફોજદારી કેસો થયા છે. આ કેસો હાલ કોર્ટમાં છે. એટલે તેની વિરુદ્ધ કે તરફેણમાં બોલવું ઘટિત નથી પણ હંગામી સરસૂબા શ્રી મુકરજીએ પંચાયત નિબંધની કલમ ૬૨ અને ફોજદારી નિબંધની કલમ ૩ પ્રમાણે સરકારી નોકર ગણી શ્રી પુરુષોત્તમદાસને પંચાયત સભામાંથી સસ્પેન્ડ કર્યા છે. એ બનાવે તો પંચાયત સંસ્થાના મૂળભૂત હક્ક ઉપર

કુહાડો માર્યો છે. પંચાયતના સભ્યને સરકારી નોકર ગણવો હોય તો તેને ઉપર કહી તેવી કલમોનો જ લાભ મળવાનો છે કે તેને સરકારી નોકરનો આખો નિયમ લાગુ પાડવાનો છે? આ બનાવથી તો એમ લાગે છે કે મહેસાણા પ્રાંત માટે કોઈ જુદો કાયદો, જુદો કારભાર ને જુદો ન્યાય પ્રવર્તે છે.

શ્રી પુરુષોત્તમદાસ પટેલ ઉપર જે વીતી રહ્યું છે તે ઉપરાંત એ મહેસાણા પ્રાંતમાં લોકસેવાનું કામ કરી રહેલા શ્રી સુમંત મહેતાના શેરથા આશ્રમ અને કડી તાલુકા ખેડૂત મંડળને આફતમાં નાખવા કોઈકે એક અધમ તરકીબ અમલમાં મૂકી હતી. કોઈ નહિ જણાયેલા ઇસમે એક પત્રિકા લખી પરદેશી કાપડના વેપારીઓ ઉપર જુદે જુદે સ્થળે મોકલી અને તેમાં લખ્યું હતું કે, 'તમે કડી તાલુકામાં ખેડૂત મંડળ તથા શેરથા આશ્રમમાં કાપડ સીલ કરાવી જાવ નહિતર તમોને જાનથી મારી નાખીશું વગેરે. સારું થયું કે આવી પત્રિકા બહાર પડી છે એવું શ્રી પુરુષોત્તમદાસના જાણવામાં આવ્યું ને તે પોતે કે પોતાનું મંડળ આવી બાબતથી અજ્ઞાત છે તેવું તેમણે જાહેર કર્યું. બીજી બાજુ દીવાનસાહેબને પણ તેમણે ખબર આપ્યા અને રાજ્યની છૂપી પોલીસે આ બાબત તપાસ કરી. પરિણામે આ ભયંકર જાળમાં પ્રજાની સેવા કરતી સંસ્થાઓ ને વ્યક્તિઓ ફસાતી બચી ગઈ. પ્રજાને શક છે કે આ કાવતરું કરવામાં માતબર હાથો હતા. છૂપી પોલીસે આ કાવતરાનું હથિયાર બનનારને શોધી પણ કાઢ્યો છે, છતાં આ વાત દટાઈ ગઈ છે. આ બધું લખી બતાવવાનો આશય એ છે કે પ્રજાની મુશ્કેલીઓ ગાનાર અને પ્રજાનો અવાજ રજૂ કરનાર વ્યક્તિઓ કે સંસ્થાઓ આ રાજ્યમાં સલામત નથી, અને હમણાં આ અનિષ્ટ તત્ત્વ જોરમાં છે.

**અને રાધનપુરના ખેડૂતોની વહારે ત્યારે પ્રજામંડળના આગે-વાનો દોડી ગયા હતા.**

રાજકીય પક્ષ તરીકે જે પક્ષને જીવવું હોય અને બળવાન બનવું હોય તેના મુખ્ય માણસોએ અવારનવાર પ્રવાસ ગોઠવવો જોઈએ, અને લોકસંપર્ક સાધવો અને વધારવો જોઈએ.

આપણા દેશમાં રાજકીય પક્ષો તો ઘણા છે પણ તેનાં મૂળ ઊંડાં જતાં નથી તેનું કારણ ચૂંટણી ટાણે મત મેળવવા દોડાદોડી કરે છે. એમની નજર માત્ર સત્તા તરફ છે, જનતા તરફ નથી. આને લઈને લોક–વિશ્વાસ મેળવી શકાતો નથી.

વડોદરા પ્રજામંડળના એ સમયે કાર્યકરો ઓછા હતા, પણ જે હતા તે અવારનવાર પ્રવાસ ગોઠવતા. પ્રવાસ કાર્યક્રમ છપાવી જે ગામે પ્રવાસ રાખ્યો હોય તે ગામે મોકલી આપવામાં આવતો અને પ્રવાસ કાર્યક્રમમાં જણાવેલ સમયે તે ગામે પહોંચી જતા. આને લઈ ગામમાં પહોંચતાં અગાઉ સમયસર તે ગામના કાર્યકરો અને પ્રજામંડળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર ભેગા થઈ જતા. એમની સુખદુઃખની વાતો સાંભળતા – નોંધતા અને સરકારમાં દાદ લેવા પ્રયત્ન કરવામાં પણ આવતો. અંતે પ્રવાસમાં પ્રવચન થતાં અને એ રીતે જનજાગૃતિ લાવવાનું સહેલું બનતું.

તે સમયે મહેસાણા જિલ્લામાં પ્રવાસમાં ત્રણ આગેવાનની ત્રિપુટી હોય જ. શ્રી હરગોવનદાસ પંડ્યા, ('સૌરાષ્ટ્ર'ના તંત્રી), શ્રી છોટાભાઈ પટેલ અને શ્રી પુરુષોત્તમદાસ પટેલ ગામડાંના લોકસંપર્કમાં સાથે હોય જ. આ રીતે અમે એક પ્રવાસમાં હારીજ ગયા. રાત્રે હારીજ. સાધારણતઃ બપોરના મુકામ અને રાત્રે મુકામ મોટા ગામે કરતા. બપોરના અને રાતના જમવાની વ્યવસ્થા ગામમાં પ્રેમપૂર્વક થતી હતી.

રાત્રે હારીજ પહોંચ્યા. ત્યાં જમ્યા અને રાત્રે આઠ વાગે સભા થઈ. જુવાનો તેમજ વૃદ્ધો ભેગા થયા હતા. શરૂમાં અમે આવેલ ભાઈ-ઓને જે કહેવું હોય તે સાંભળતા. એમની ફરિયાદો હોય, કનડગત થતી હોય તો તે તમામ નોંધી લેતા. ત્યાર પછી અમે પ્રવચનો કરતા. આમ દશેક વાગી જાય.

આ સમયે આશરે સાડા નવના સુમારે સમીના ચાર–પાંચ ખેડૂતો ત્યાં સભામાં આવ્યા. એમની ફરિયાદ હતી કે તેઓ રાષ્ટ્રીય ચળવળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે તે કારણે તેમની જમીનો – ખેતરો રાધનપુરની નવાબી સરકારે જપ્ત કરી લીધાં છે. આથી અમે ખેતી વિનાના થઈ ગયા છીએ.

રાધનપુરની નવાબી રાજ્યની ધાક એવી હતી કે એની હદમાં કંઈ પણ ચળવળ થઈ શકે નહિ. કોઈ ચળવળ કરે તો જેલમાં ખોસી દે અને મીહાની રાબ આપે. આને લઈ રાધનપુર સરકાર સામે એક હરફ ઉચ્ચારતાં બધા ડરતા – ગભરાતા હતા.

આમ છતાં અમે ત્રણે રાધનપુર જવાનું અને જોખમ ખેડવાનું નક્કી કર્યું. હારિજના વેપારીઓએ અમને રાધનપુર નહિ જવા સલાહ આપી, પણ સમીના ખેડૂતો રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લે અને તેથી તેમની ખેડ જમીન સરકાર જપ્ત કરે અને કાંઈ કરી શકાય નહિ તો એની અસર રાધનપુર રાજ્યની દબાયેલી પ્રજા ઉપર થાય.

આથી અમે રાધનપુર જવા નીકળ્યા. એક જીપવાળો અમને રાધનપુર પહોંચાડવા તૈયાર થયો પણ એ શરતે કે અમને રાધનપુરની ભાગોળે મૂકી તુરત પરત થાય. એને પકડાવવાની બીક. એની જીપ જપ્ત થવાની બીક.

આ રીતે અમે રાત્રે અગિયાર વાગે હારિજથી નીકળ્યા. હારિજમાં રાધનપુરનો એજન્ટ. એણે રાધનપુર ખબર આપી કે, પ્રજામંડળના ત્રણ આગેવાનો આવે છે. અમે રાધનપુર પહોંચ્યા તો કોટના દરવાજા બંધ. જીપવાળો રાધનપુરનો માહિતગાર એ અમને કોટનો એક ભાગ તૂટેલો ત્યાં લઈ ગયો અને ત્યાં મૂકી રવાના થઈ ગયો.

અમે ત્રણે (૧) શ્રી હરગોવનદાસ પંડ્યા, (૨) છોટાલાલ પટેલ અને (૩) હું અંધારામાં તૂટેલા કોટ ઉપર ચઢી ગામમાં ગયા અને રસ્તે આગળ વધ્યા. આગળ જતાં પોલીસચોકીમાં ગયા અને ખુરશી

દબાવી બેઠા અને અમે હારિજથી આવ્યા છીએ અને રાધનપુર રાજ્યના મહેમાન છીએ જે સ્વાગત કરવું હોય તે કરો. પોલીસ વિચારમાં પડી ગઈ.

એક પોલીસ ત્યાંથી ગયો; પછીથી અમને ખબર પડી કે દીવાન, સાહેબને ખબર આપવા ગયો હતો. દીવાન ઘણું કરીને શ્રી કુરેશી હતા, તે પોલીસચોકી ઉપર આવ્યા. અમારા સાથે વાટાઘાટ કરી. અમે એમને સ્પષ્ટ જણાવ્યું કે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેવાના કારણે ખેડૂતોની જમીનો જપ્ત કરવામાં આવે તે અયોગ્ય છે અને અન્યાયી છે. એ જમીનો તેમને પાછી આપવામાં આવે, નહીંતર અમે અહીં રહેવાના અને સવારથી હારીજથી સત્યાગ્રહીઓ આવવાના છે, બધાંની સગવડ તમારે કરવાની.

શ્રી દીવાન સાહેબ અમારા સાથે વાટાઘાટ કરી નવાબ સાહેબને મળવા ગયા – નવાબ સાહેબનું આ પ્રશ્ન ઉપર મંતવ્ય જાણવા, ત્યાં સુધી અમારા માટે ચા-નાસ્તાની વ્યવસ્થા કરતા ગયા.

અડધા કલાક પછી પોલીસચોકી ઉપર આવ્યા. અમને વિશ્વાસ આવ્યો કે જમીનોની જપ્તિનો હુકમ રદ કરવામાં આવ્યો છે. સવારના ખેડૂતોને એમની જમીનોનો કબજો મળી જશે. અમને ઢીલ વિના હારિજ પરત થવા વિનંતી કરી. અમારી જીપ ગાડી તો અમને મૂકીને હારિજ ભેગી થઈ ગઈ હતી. એટલે દીવાન સાહેબે એમની ગાડીમાં પરત થવા જણાવ્યું. અમે દીવાન સાહેબની ગાડીમાં રાત્રે જ હારિજ પાછા પહોંચ્યા.

સવારના સમીના ખેડૂતો ખુશખુશાલ થઈ ગયા. એમને એમની જમીનો પરત મળી ગઈ હતી તેનો આનંદ ભર્યો હતો. હારિજના વેપારીઓ ઘણા ખુશ થઈ ગયા અને પ્રજામંડળને અભિનંદન આપ્યાં.

---

## કડી કેળવણી સંસ્થાઓના કર્ણધાર

દાસકાકાએ ખેડૂતો ખાતર જેટલી જાતને ઘસી નાખી છે, તેટલી જ મહેનત તેમણે કડીની સંસ્થાઓને પગભર કરવા અને વિકસાવવા એક અડગ કેળવણી પ્રેમીને શોભે તે રીતે કરી છે. કડીની ટેક્નિકલ હાઇસ્કૂલ ફાર્મ મિકેનિક કોર્સ, વિજ્ઞાન કૉલેજ, ગુજરાત ગૌશાળા વગેરે તેની સાબિતીરૂપ છે. આ સંસ્થાને પગભર કરવા માટે ટાઢ કે તડકો જોયા વિના એંસી વરસની ઉંમર સુધી દોડધામ કરતા રહ્યા. ગુજરાતની રાજધાની ગાંધીનગરમાં સર્વ વિદ્યાલય કેળવણી મંડળની શાખા ઊભી કરવા પાછળ તેઓએ જે જહેમત ઉઠાવેલી તે કોઈ યુવાનને શરમાવે એવી હતી. જેમણે તેમને ગાંધીનગર, કડી અને મહેસાણાના ધક્કા ખાતા જોયા હોય તેમને જ તેનો ખ્યાલ આવી શકે તેમ છે.

"કર ભલા હોગા ભલા"ના મંત્રના બળે છગનભાએ તો સંસ્થાનું બીજારોપણ કર્યું. "ભા"એ તપોભૂમિ બનાવી. ત્યાર બાદ તેને કબીરવડ બનાવવાનું કામ દાસકાકા જેવા અનેક કર્ણધારોએ કર્યું. જે સંસ્થા માટે શ્રીમંત સાયજીરાવ ગાયકવાડના ઉદ્ગારો હતા, "તમારી સંસ્થા ઇંગ્લેંડની પબ્લિક સ્કૂલ જેવું કાર્ય કરી રહી છે." પૂ. ગાંધીજીએ આ સંસ્થા જોઈ કહેલું, "તમારાં બાળકોને અહીં મોકલો, તો તેઓ અહીં સાચી કેળવણી પામશે." સંસ્થા માટે અનેક વિભૂતિઓએ આવા જ અભિપ્રાયો આપ્યા હતા. આવી સંસ્થાની આવી ઇમેજ ઊભી કરવામાં દાતાઓ, નિષ્ઠાવાન પ્રામાણિક સંચાલકો, ત્યાગી આચાર્યો, શિક્ષકો તેમજ ગૃહપતિઓનો પરિશ્રમ રહેલો છે. તેમાં દાસકાકાએ ઘણી લાંબી સેવાઓ આપી, કારણ કે તેઓ નિષ્કામ કર્મયોગમાં માનતા હતા. જ્યારે બીજાઓએ

નિવૃત્તિની આડ નીચે બીજા વ્યવસાયો વિકસાવ્યા. કડીની સંસ્થા માટે તેમનો પ્રેમ પોતાનાં સંતાનો અને સગા-સ્નેહીઓ પ્રત્યેના પ્રેમ કરતાં પણ વિશેષ હતો. તેમના કૉલેજ કાળની જુવાનીમાં આ સંસ્થાની સ્થાપના થઈ તેમાં યુવાન કક્ષાના આગેવાન તરીકે ઊંડી દિલચસ્પી. શરૂઆતમાં તો તેઓ શિક્ષક તરીકે, પણ એને ધર્મકાર્ય ફરજ સમજીને તેમાં જોડાયેલા. થોડો સમય શિક્ષક તરીકે કામ કરી વકીલાતના વ્યવસાયમાં પડ્યા. પણ સંસ્થા સાથેનો સંબંધ દિનપ્રતિદિન વધતો ગયો. તેઓ તેનું ચાલકબળ, પ્રેરણાબળ અને રક્ષકબળ બની રહ્યા. વકીલાતના વ્યવસાય અને રાજકીય પ્રવૃત્તિઓના કારણે સંસ્થાના રોજબરોજના કાર્યમાં તેઓ ઓછો સમય આપી શકતા. પરંતુ તેની ભીડને વખતે તેઓ જ હાજર થઈ જતા. સંસ્થાના રક્ષક દંડનાયક તરીકેની કામગીરી તેમના માથે આવી પડતી અને તેઓ સારી રીતે મૃત્યુ પર્યન્ત નિભાવતા આવ્યા હતા. દંડનાયક તરીકે તેમનો મિજાજ એવો કે, સંસ્થાની સામે આંગળી ચીંધનારની આંગળી કરડી ખાઉં, બોલનારની જીભ ખેંચી કાઢું, આંખ કાઢનારની આંખ કાઢી લઉં, તેમના એ દંડનાયકી મિજાજ અને કાર્યથી સંસ્થા ઘણા નાનામોટા આંતરિક અને બાહ્ય ઝંઝાવાતોથી હેમખેમ ઊગરી ગઈ હતી. તેનો પણ એક લાંબો ઇતિહાસ છે. તેમાં તેમણે પોતાના વડીલ, મુરબ્બી, મિત્ર કે વરસોના સાથીઓની સંસ્થાના હિતને લક્ષમાં લઈને, શેહશરમ રાખી નથી. ગુજરાતના ઇતિહાસખ્યાત દંડનાયકો જેવી અનુપમ શૌર્યપ્રચુર ભક્તિ દાસકાકાએ સંસ્થા પ્રત્યે બતાવી હતી.

દાસકાકા રાજકારણી હોવા છતાં તેમણે આ સંસ્થાને રાજકીય પ્રવૃત્તિથી કે પોતાની વિચારસરણીથી રંગવા પ્રયત્ન કર્યો ન હતો. પરંતુ આ સંસ્થા સમાજસુધારણાનું અને ખેડૂતો માટેનું ચેતના કેન્દ્ર બને તેવો તેમનો અભિગમ હંમેશાં રહ્યો હતો. માટે તો વિદ્યાર્થી ટુકડીઓ ગામડે જઈ કુરિવાજો નાબૂદ કરી જાગૃતિ લાવવાનું કામ કરતી. રજાઓમાં આ સંસ્થાઓની ટુકડીઓ ગામડે ઊપડી જતી અને કોઈ પણ જ્ઞાતિ ભેદભાવ રાખ્યા વિના જનહિતનાં કાર્યો કરતી. આ સંસ્થાએ જનજાગૃતિના અભિયાન-માં ઓછું પ્રદાન નથી કર્યું.

શ્રી દાસકાકા ટેક્નિકલ શિક્ષણના હિમાયતી હતા. તેઓ માનતા કે કોઈપણ રાષ્ટ્રનો વિકાસ તેણે વિજ્ઞાન અને ટેકનોલોજીના ક્ષેત્રે કરેલી પ્રગતિ ઉપર આધાર રાખે છે. આ બાબતને મહત્ત્વની સમજી સર્વ વિદ્યાલય કેળવણી મંડળે શરૂઆતથી જ ઉદ્યોગ–શિક્ષણ આપવાની જોગવાઈ કરી છે. સને ૧૯૬૦માં હાઈસ્કૂલ સાથે ટેક્નિકલ વિભાગ શરૂ કરી આ દિશામાં એક મહત્ત્વનું કદમ ઉઠાવ્યું છે.

મુરબ્બી શ્રી દાસકાકા જ્યારે લોકસભાના સભ્ય હતા ત્યારે પણ તેઓ કડીમાં ટેક્નિકલ શિક્ષણની સુવિધાઓ વધે અને વિદ્યાર્થીઓ હાથ-પગ હલાવવાનું વ્યવસાયલક્ષી શિક્ષણ મેળવે તે અંગે વિચારતા હતા. આ સમય દરમ્યાન યુનિસેફ અને ભારત સરકારના સોશિયલ સિક્યોરિટી વિભાગ તરફથી ભારતભરમાં ૬૫ પ્રિ–વોકેશનલ ટ્રેઈનિંગ સેન્ટર શરૂ કરવાનું વિચારાતું હતું. આ કેન્દ્રમાં ૧૧ થી ૧૪ વર્ષનાં બાળકો કે જેમણે પ્રાથમિક કક્ષાએ શિક્ષણ છોડી દીધું હોય તેમને ટેક્નિકલ ધંધાકીય તાલીમ આપવાની હતી. આવું એક કેન્દ્ર તેમના પ્રયત્નોથી કડીમાં જ શરૂ થયું.

શ્રી દાસકાકા કોઈ એક યોજના મંજૂર થઈ ગઈ એટલે અટકી જાય તેવા નહોતા. સને ૧૯૬૪–૬૫ દરમ્યાન તેમણે ભારત સરકાર અને ગુજરાત સરકાર સાથે કડીમાં જુનિયર ટેક્નિકલ સ્કૂલ શરૂ કરવા અંગે પત્રવ્યવહાર અને વાટાઘાટો શરૂ કરી. આ સ્કીમ લગભગ અગિયાર લાખ રૂપિયાની હતી. આ યોજનાને જૂન ૧૯૬૬માં મંજૂરી મળી ગઈ એટલે તુર્ત જ શાખા શરૂ કરવામાં આવી. જુનિયર ટેક્નિકલ સ્કૂલની ગવર્નિંગ બોડીના ચેરમેન તરીકે તેઓએ સૂત્રો સંભાળી લીધાં. આ માટે તેમના કડીના ફેરાફેરા વધી ગયા. શાળાનાં મકાન, વર્કશોપ અને છાત્રાલયના પ્લાન વગેરે તૈયાર કરાવી આગળની મંજૂરી મેળવી, સમયસર બાંધકામ પણ તેમની દેખરેખ નીચે પૂરું કરાવ્યું. આજે પણ કેમ્પસની શોભામાં વધારો કરતાં ટેક્નિકલનાં મકાનો, વર્કશોપ, હોસ્ટેલ વગેરે શ્રી દાસકાકાની ટેકનિકલ શિક્ષણ તરફની ભાવનાની શાખ પૂરે છે.

ગુજરાતની બીજી જુનિયર ટેક્નિકલ સ્કૂલો બંધ કરવાનો નિર્ણય થયો ત્યારે શ્રી દાસકાકાએ ફરીથી ટેક્નિકલ શિક્ષણ ખાતામાં અને રાજ્ય સરકારમાં પત્રવ્યવહાર અને વાટાઘાટો શરૂ કરી, સ્વતંત્ર ટેક્નિકલ હાઈસ્કૂલ શરૂ કરવાની મંજૂરી મેળવી. ઉત્તર ગુજરાતની એકમાત્ર બિનસરકારી ટેક્નિકલ હાઈસ્કૂલ જુલાઈ–૭૦ થી કડીમાં શરૂ થઈ.

ટેક્નિકલ હાઈસ્કૂલનો મહત્તમ લાભ કડી વિસ્તારને મળે તેવી તેમની સતત ભાવના રહી છે. તેમના પ્રયત્નોથી શિક્ષિત બેકારોને ધંધાકીય તાલીમ મળે તે માટે ફાર્મ મિકેનિક તાલીમ વર્ગની શરૂઆત ગુજરાતમાં સૌપ્રથમ કડીમાં કરવામાં આવી. શ્રી દાસકાકાની ઇચ્છા બીજા ટેક્નિકલ અભ્યાસક્રમો શરૂ કરવાની હોવાથી શાળામાં વાયરમેન એપ્રેન્ટિસ અને ઇલેક્ટ્રિશિયનના વર્ગો શરૂ કરવામાં આવ્યા છે, જેનો લાભ આ વિસ્તારને મળી રહ્યો છે.

શ્રી દાસકાકાને વાચન શોખ અને નવું જાણવા અને નવું કરવાનો વિશિષ્ટ શોખ હોવાથી જ્યારે જ્યારે કડી સંસ્થામાં આવે ત્યારે તેમની સાથે કોઈ ને કોઈ પ્રકારનાં ચિત્રો, પ્લાન કે સાહિત્ય લેતા આવે. ૮૦ વર્ષની ઉંમરે પણ તેમની સાથે કોઈ મહેમાન આવે તો ટેક્નિકલ સ્કૂલ, વર્કશોપ, બોટેનિકલ ગાર્ડન વગેરે બતાવવા માટે કેમ્પસનું એક રાઉન્ડ અવશ્ય લે જ. ઈ. સ. ૧૯૬૫ ના જૂનથી વિજ્ઞાન કોલેજ શરૂ થનાર હતી. અને જૂનિયર ટેક્નિકલ સ્કૂલની યોજના આકાર લઈ રહી હતી. આ ત્રણેય અંગોની જવાબદારીનો બોજ ઘણો મોટો હતો. મકાનો, સાધનો, સ્ટાફની પસંદગી, વિદ્યાર્થીઓની સંખ્યા, જરૂરી નાણાંની જોગવાઈ, સરકાર સાથે પત્રવ્યવહાર, યુનિવર્સિટી અને ખાતા વગેરે સાથેની સ્પષ્ટતાઓ... આવી આવી અનેક પ્રકારની કામગીરીમાં ઊંડો રસ લઈ એ બધું કામ સમયસર અને સારી રીતે પાર પાડવા માટે દાસકાકાએ પુરુષાર્થ આદર્યો હતો. નાનામાં નાની બાબત પણ એમની ધ્યાન બહાર ન હોય. અનેક પ્રકારના કાગળો જાતે લખાવે, તરત ટાઈપ કરાવી રવાના કરવાનો આગ્રહ રાખે. અગાઉ લખાયેલા કાગળો બાબતમાં

ખાતા કે સરકાર તરફથી જરૂરી પ્રતિભાવ સાંપડ્યો ન હોય તો સ્મૃતિ-પત્રો લખાવે અને જરૂર જણાય ત્યાં રૂબરૂ જઈને તાકીદ કરાવવા માટેનું સૂચન કરે.

આ નવી શાખાઓનાં મકાનો અને સાધનો માટે એમણે સરકાર-માંથી ઘણી મોટી રકમો સંસ્થાને મેળવી આપી છે. એ માટે જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે એ દિલ્હી અને અમદાવાદની કચેરીઓમાં જાતે જઈ આવે અને સંસ્થાને વહેલામાં વહેલી તકે સગવડ મળે એનો પ્રબંધ કરે. સંસ્થાનાં મકાનો થાય ત્યારે અનેક સ્થળોએથી નકશા એકઠા કરે, એનો અભ્યાસ કરે. સંસ્થાની જરૂરિયાતો વિચારે અને પોતાના સહકાર્યકરો સાથે વિચારોની આપ લે કરે. એ પછી સંસ્થાના હિતેચ્છુ એન્જિનિયરો પાસે અથવા સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થી એન્જિનિયરો પાસે આ વિચારો મૂકી સંસ્થા માટે પ્લાન તૈયાર કરાવે. એ પછી સંસ્થાને કિફાયત ભાવે માલસામાન મળી રહે એ માટે દોડધામ કરે. મકાન તૈયાર થતાં હોય ત્યારે કામની પ્રગતિ વારંવાર આંખ તળે કાઢે અને આકાર લઈ રહેલાં મકાનોને મમતાપૂર્વક નિહાળે, એટલું જ નહીં પણ જે કોઈ મુલાકાતી આવે તેને પોતે જાતે ત્યાં લઈ જાય અને ઝીણવટભરી વિગતે એ બધું સમજાવે. આ પ્રવૃત્તિમાં સવાર, સાંજ કે બપોર.... કશુંય બાધક ન નીવડે. આ બધી નવરચના માટે ઘણાં નાણાંની જરૂર પડે. નાણાં એકઠાં કરવા માટે સહકાર્યકરોનો સાથ મેળવી અનેક પ્રકારની ગોઠવણો કરે. સંસ્થાની જરૂરિયાતો વિષે સંસ્થાના હિતેચ્છુઓ વાકેફ થાય અને સૌ પુષ્પપાંખડી સંસ્થાને ચરણે ધરે એ માટે એમણે "સુવર્ણ જયંતી" સાપ્તાહિકના પ્રકાશનની એક સફળ યોજના પાર પાડી હતી. આ ઉપરાંત ફંડ મેળવવા માટે તેઓ અનેક વ્યક્તિઓનો સંપર્ક સાધે અને સંસ્થા માટે કંઈ ને કંઈ મેળવે જ. સંસ્થા માટે ફંડ આપનારાઓમાં એમને જબરી શ્રદ્ધા છે. એ કહે છે: "લોકો દાન આપે છે એટલું જ નહીં પણ દાન આપતાં પહેલાં જમાડવાની શરત મૂકી પ્રેમ પણ એટલો જ દાખવે છે."

આ બધું કંઈ આપોઆપ બની જતું નથી. આ કાર્ય માટે એમણે ઘણો રઝળપાટ કર્યો છે. અને કડી–મહેસાણાના આંટાનો તો કોઈ હિસાબ જ નથી. ભીડવાળી મોટર-બસોમાં અને કંટાળો ઉપજાવે એવી ધીમી રેલગાડીઓમાં આ કાર્ય માટે કલાકો પસાર કરવામાં એમના અણથક ઉત્સાહમાં ક્યાંય ઉદાસીનતા આવી નથી. સંસ્થા માટેના કોઈ પણ કાર્યમાં એમણે ક્યાંય પ્રમાદ સેવ્યો નથી. આશ્ચર્યની વાત તો એ છે કે કોઈ કાર્ય માટે એમણે નિશ્ચિત સમય આપ્યો હોય તો તે કદી ચૂકયા નથી. એમની આ ચોકસાઈ અને નિયમિતતા સૌ કોઈને પ્રેરણા આપે એવાં છે.

દાસકાકા આમ તો મોટા માણસ. એમણે જિલ્લાના સૂબાની ઠેકડી ઉડાવી, એની સાન ઠેકાણે આણી હતી. પ્રજામંડળના પ્રમુખ થયા હતા, દસ દસ વર્ષ સુધી પાર્લામેન્ટના સભ્ય રહ્યા, ધારાસભ્ય બન્યા. રાજ્યના કેબિનેટ કક્ષાના મંત્રી પણ થયા, છતાં સંસ્થાના કેમ્પસમાં દાખલ થાય એટલે પેલા કોઈ મોભાનું વળગણ એમને ન રહ્યું હોય. પોતાની સગવડનો એ કદી વિચાર ન કરે. સાયન્સ કૉલેજની સ્થાપનાનાં શરૂઆતનાં વર્ષોમાં એક વખતે હોસ્ટેલમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધી અને જગ્યાની સંકડાશ ઊભી થઈ. કોઈ રૂમ ખાલી નહોતી. ચારેક વિદ્યાર્થીઓને સમાવવાના બાકી હતા. એમણે પોતાના ઉતારા માટે કાઢેલા મકાનમાં એ વિદ્યાર્થીઓને જગ્યા આપી દીધી અને પોતે પડાળીની બહાર ખુલ્લા ચોકમાં ખાટલો નાખીને પડાવ નાખ્યો. જૂન મહિનાના દિવસો. વરસાદની મોસમ શરૂ થઈ ગઈ હતી. રાત્રે વરસાદ પડવાનો પૂરો સંભવ હતો, પણ એમણે એની કશી જ પરવા ન કરી. એ તો બહાર જ સૂતા.

ભારે દુર્ધર્ષ ગણાતા કાકા, કોઈ માનવી એમને મળવા આવે ત્યારે મીણ જેવા મુલાયમ બની જાય. પ્રેમથી એને આવકારે અને એને પ્રાધાન્ય આપી સાંભળે અને વખતે ચાનો પણ આગ્રહ કરે. સંસ્થાના

કોઈ હિતેચ્છુનો ભેટો થાય ત્યારે, એ ગમે તેટલો નાનો માણસ હોય તોપણ એનું ખૂબ ગૌરવ કરે અને પ્રેમથી નવાજે.

સંસ્થા માટેની એમની મમતા ઘણી વાર તો આશ્ચર્ય પમાડે એવી રીતે છતી થાય છે. કેરીની મોસમમાં મહેસાણાથી કડી આવે ત્યારે ગોટલાની વજનદાર થેલી ઉપાડતા આવે. કહે, "સારામાં સારા આંબાના ગોટલા લેતો આવ્યો છું. આપણે ત્યાં એને વાવીએ અને આ સારી જાત ઉછેરીએ." મહેસાણા રહ્યે રહ્યે કોઈ વખત સારું ખાતર મોકલી આપે, કોઈ વાર સારાં પુસ્તકો, મેગેઝીનો, રિપોર્ટો....જે કંઈ પોતાને ગમી ગયું હોય એ મોકલી આપે અથવા પોતે લેતા આવે. આવી નાની નાની બાબતોમાં પણ સંસ્થા માટે છતો થતો એમનો પ્રેમ હૃદયને સ્પર્શી જાય એવો છે.

એમની વિચારસરણી ડાયનેમિક હતી. "જૂનું તેટલું સોનું" એવા ભ્રામક વિચારમાં એ કદી રાચતા નથી. જે કોઈ નવી પ્રણાલિ કે વિચારસરણી સંસ્થાની પ્રગતિને ઉપકારક હોય તેને અપનાવીને એને પાર પાડવામાં એ આનંદ માનતા. નવા વિચારો, નવી પદ્ધતિઓ, વિજ્ઞાન અને ટેકનોલોજીમાં જે કોઈ નવી શોધો કે અખતરાઓ થયા કરતા હોય એનાથી સંસ્થાના સર્વ કર્મચારીઓ વાકેફ હોય એવી કામના એ સતત રાખતા. એમાં જ્યારે જ્યારે ઊણપ જુએ ત્યારે એ દુઃખી થાય. સંસ્થામાં કર્મચારીની નવી ભરતી કરતી વખતે આ બાબતની એ ખૂબ જ ચીવટ રાખતા હતા. જ્ઞાન સમૃદ્ધ અને વાચનના શોખીન શિક્ષકની પસંદગી કરીને એ ખૂબ રાજી થતાં અભ્યાસી શિક્ષક સંસ્થાની મોંઘી મૂડી છે એવી એમની દૃઢમૂળ શ્રદ્ધા હતી, તેથી તો સંસ્થાના શિક્ષકો પુસ્તકાલયોનો સતત ઉપયોગ કરતા રહે એવી ઇચ્છાએ એ વારંવાર પ્રગટ કરતા રહેતા. એ માત્ર આવી ઇચ્છા વ્યક્ત કરીને બેસી રહેતા નહીં, પોતે પણ સતત વાંચતા રહેતા. ઇતિહાસના એ સારા અભ્યાસી હતા. એ હકીકત ઘણા ઓછા જાણતા હશે.

વહીવટી ક્ષેત્રે એ ઘણા કુશળ નાયક હતા. વહીવટની બાબતમાં શિથિલતા કે સિદ્ધાંતોની બાંધછોડ કોઈ પણ સંસ્થાને ઝાંખપ લગાડે છે એ વાત એ સારી રીતે જાણતા અને તેથી આ બાબતમાં એમનાં વલણો ઘણાં સ્પષ્ટ હતાં. નિષ્ઠાપૂર્વક કાર્ય કરતાં થયેલી ભૂલ તરફ એ ઉદાર દૃષ્ટિથી જુએ, પણ ફરજચૂક કે અશિસ્ત એ ચલાવી લેતા નહોતા. આ બાબતોમાં ગમે તેવો અવરોધ વહોરીને પણ સંસ્થાને ઝાંખી ન પડવા દેવા એ મક્કમ રહેતા. આને લીધે કોઈ કોઈ વાર એ અપ્રિયતા પણ વહોરી લેતા. સંસ્થાના હિત ખાતર વહોરેલી અપ્રિયતાથી એ રજમાત્ર દુઃખી થતા નહીં. પોતાનું હરકોઈ પગલું સંસ્થાના હિતમાં જ હોય એની એ સતત કાળજી રાખતા. તેથી એમના કોઈ પણ નિર્ણયમાં અંગત રાગ કે સ્વાર્થ ક્યાંય દેખાતો ન હતો.

શૈક્ષણિક સંસ્થાઓના વડા તરફ એ પ્રેમ અને માનની દૃષ્ટિથી જોતા હતા. જરૂર જણાય ત્યાં એ સલાહસૂચન જરૂર કરે, પણ એમની કાર્યપદ્ધતિમાં ક્યાંય આડે આવતા નહીં. વહીવટ કરનારની સઘળી મુશ્કેલીઓ એ સમજે છે અને તેથી જ્યારે જ્યારે કોઈ કઠોર નિર્ણય લેવાના થાય ત્યારે એનું કર્તૃત્વ પોતાના માથે વહોરી લઈ એ હંમેશાં સંસ્થાના વડાને નિશ્ચિંત રાખતા.

*

એક પ્રસંગે વિજ્ઞાન કૉલેજના કેટલાક અધ્યાપકોને છૂટા કરેલા. તે વખતે અધ્યાપક મંડળની બોલબાલા. આ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીના નાતે અધ્યાપકોની છટણીના પ્રશ્ને ચર્ચા-વિચારણા કરવા માટે ઉજમશી કાપડિયા, રતીલાલ દવે અને હું કડી ગયા. કુંજમાં દાસકાકા બેઠા હતા. અમને જોઈને અંદર બોલાવ્યા અને બોલ્યા, “આ તો આપણાવાળો છે, એ લડવા આવ્યો છે, ભલે આવ્યો. આપણે જ તેને લડતા શીખવાડ્યું છે.” દાસનાં મોટાં દીકરી સવિતાબેનને કારણે મારે દાસકાકા સાથે સીધો સંબંધ હતો. પછી તો છટણીના પ્રશ્ન ઉપર ખૂબ જ ચર્ચા ચાલી. પણ દાસકાકા તેમના વલણમાં મક્કમ હતા. તેમની દલીલ એ હતી કે, અમે આ સંસ્થા શિક્ષણનો વેપલો કરવા શરૂ નથી કરી. પણ આ પ્રદેશના લોકોને

વિજ્ઞાનની એક સારી કૉલેજ મળે તે હેતુથી શરૂ કરી છે. વિદ્યાર્થીની સંખ્યા ઘણી ઓછી છે અને સંસ્થા ભારે ખોટ કરે છે. તમારે લડાઈ કરવી હોય તો અમદાવાદના ધંધાદારી સંચાલકોને ત્યાં જાવ, જેમણે આ પવિત્ર કાર્યને ઉદ્યોગનું સ્વરૂપ આપ્યું છે. જો આવી ખોટ કરતી કૉલેજો સરકાર લઈ લેવા તૈયાર હોય તો સૌપ્રથમ હું આ કૉલેજ આપવા તૈયાર છું. તમારે પત્રકારોને મારા નામ સાથે જણાવવું હોય તો જણાવશો. હું રાષ્ટ્રીય શિક્ષણની હિમાયત કરું છું અને તમારું મંડળ સતત શિક્ષણના રાષ્ટ્રીકરણની વાત કરે છે. જ્યારે દાસકાકાએ કૉલેજ આપી દેવાની વાત કરી ત્યારે અમારી પાસે કોઈ દલીલ નહોતી. છતાં મેં આગ્રહ રાખ્યો કે એક વાર નોકરી પર લીધેલા કર્મચારીને નોકરીમાંથી છૂટો કરી શકાય નહિ. આખરે અમારી મંત્રણાઓ તૂટી પડી. શહેરની બીજી કૉલેજના અધ્યાપકોના સહયોગથી હડતાલ પડી. મૅનેજમેન્ટના કેટલાક સભ્યો અમારે પક્ષે હતા. કેટલાક દાસકાકાના પક્ષે હતા. એટલે મૅનેજમેન્ટના કેટલાક સભ્યોએ દાસકાકાને સર્વ સંમતિથી પ્રમુખપદેથી દૂર કરી શકાય તે માટે પ્રયાસ કર્યો. પણ સર્વ સંમતિ થઈ નહિ. દાસકાકા યથાસ્થાને રહ્યા, અને કોકડું વધારે ગૂંચવાયું. પુનઃ મંત્રણા કરવા માટે અમને બોલાવ્યા, ત્યારે અમે લડતની વ્યવસ્થા સંભાળતા હતા. પ્રો. કે. એસ. શાસ્ત્રી પાટીદાર આશ્રમમાં દાસકાકાને મળવા ગયા. પ્રો. શાસ્ત્રી સર્વ વિદ્યાલય કેળવણી મંડળની કૉલેજમાંથી છૂટા કરેલા અધ્યાપકોને પાછા લેવાનો આગ્રહ કરતા હતા. દાસકાકા વિગતો આપી તે વાત નકારતા ગયા. છેવટે શાસ્ત્રીનો ટોન અને પિત્તો ઊંચો ગયો. તરત જ સવાયા પિત્તાથી દાસકાકાએ કહ્યું, "ઊઠો, ઊઠો, અહીંથી. આવ્યા છે, મોટા જોહુકમીવાળા. લેવા ન લેવા એ અમારે નક્કી કરવાનું છે, તમે આ રીતે અમને કહેનાર કોણ?" આવી મતલબના દાસકાકાના શબ્દોથી પેલા રિસાઈને ચાલવા લાગ્યા. થોડી વારે દાસકાકાએ કહ્યું, "બપોરનો સમય થયો છે. પટેલના દીકરાને ત્યાંથી જમ્યા સિવાય ન જવાય. એ તો

બોલવામાં અમે એવા રહેવાના." આખરે આ બાબતમાં દાસકાકા સાથે સુખદ સમાધાન થયું.

*       *       *

દાસકાકાએ ગુજરાતની રંગભૂમિના કલાકારોનું તેમના પ્રમુખપદે એક સંમેલન મહેસાણામાં બોલાવેલું, અને તેમના પ્રશ્નોમાં રસ લીધેલો. પાછલાં વર્ષોમાં ગુજરાતનાં શહેરોમાં નાટકની અને તેની કંપનીઓની બોલબાલા હતી. એ વખતના એક ઉત્તમ અભિનયકારે વૃદ્ધા-અવસ્થામાં પોતાની અને નાટક મંડળીના ઇતિહાસની એક ચોપડી છપાવી હતી. તે ભાઈને આર્થિક સંકડામણ હશે, તેને મદદરૂપ થવાના હેતુથી આ પુસ્તકની પ્રતો ખરીદવા મંડળની લાયબ્રેરીને વારંવાર દાસકાકાએ યાદ કરાવેલું. આ પ્રકારનું સાહિત્ય પુસ્તકાલયમાં હોય એ જરૂરી ગણતા હતા. આ નાનું કામ હતું, પણ લેખકને મન મોટું હતું. તે પૂરું કરીને છોડયું. લેખક નટસમ્રાટ જયશંકર 'સુંદરી' અને પુસ્તક "થોડાં આંસુ થોડાં ફૂલ".

કલાકારોને પોષવા એ તો પાટીદારોનો ધર્મ છે. ભવાઈને ટકાવવામાં પાટીદારોનું પ્રદાન ઓછું નથી. આ મહાન કલાકારની શતાબ્દી કૉંગ્રેસ સરકારે શુષ્ક રીતે ઊજવી, તેની ઉપેક્ષા કરી, તે પણ ગુજરાતની રંગભૂમિની કરુણતા જ ગણાય.

આશ્રમમાં વિદ્યાર્થી તરીકે હું જે રૂમમાં રહેતો હતો, ત્યારે અતિથિગૃહમાં કાકાને મેં વાંચતા જોયેલા. શ્રી રામચંદ્ર અમીન, માણેકલાલ ડૉકટર, સીતારામ શર્મા, છ. કા. પટેલ અને ધનાભાઈ વકીલ વગેરેની સાથે બૌદ્ધિક ચર્ચાઓ કરતા મેં દાસકાકાને સાંભળ્યા છે. પછી તે વાત પ્રજા ઉપરના અન્યાયની હોય, કે શિક્ષણની હોય. ક્યારેક તો આ ચર્ચાઓ ઉગ્ર સ્વરૂપ પણ ધારણ કરતી.

દાસકાકાને વાંચવાનો ભારે શોખ હતો, જેનો ઉલ્લેખ વહીવટી મંત્રી શ્રી ભાઈલાલભાઈ, ભૂતપૂર્વ આચાર્ય શ્રી મોહનભાઈ અને બલોલ શાળાના ભૂતપૂર્વ આચાર્ય શ્રી ઈશ્વરભાઈએ પણ દાસકાકાના સન્માન ગ્રંથમાં

પોતાના લેખોમાં કર્યો છે. શિક્ષક પુસ્તક પ્રેમી હોવો જોઈએ તેમજ સારો વહીવટકર્તા પણ હોવો જોઈએ--એવું હાસકાકા માનતા હતા. ક્યાંક જુએ તો સારી ડિક્શનરી પણ લેતા આવે. અને પોતે વાંચેલાં સારાં પુસ્તકોની યાદી પણ લાવે. સારાં મેગેઝીન પણ લેતા આવે. કેમ્પસ ખાતે સ્વતંત્ર વિશાળ લાયબ્રેરી ઊભી કરવાની યોજના એમના મનમાં ધુમરાતી હતી.

૧૯૬૨ થી કડી સંસ્થાની જે કાયાપલટ થઈ તે મહદ્ અંશે હાસકાકાને આભારી હતી. તેઓ નિવૃત્તિમાં પ્રવૃત્તિ જોતા હતા. આનુસાંગિક સંસ્થાઓની તેમજ સર્વ વિદ્યાલય કેળવણી મંડળની પ્રવૃત્તિઓમાં તેઓ ખૂબ સક્રિય બન્યા હતા. સાચા અર્થમાં 'ભા'નું અધૂરું સ્વપ્ન પૂરું કરવા દોટ લગાવી હતી. આ સંસ્થાની શાખાઓ ગુજરાતમાં મહત્ત્વનાં શહેરોમાં ખોલવાની તેમની પ્રબળ ઇચ્છાઓ હતી. આ સંસ્થાને ચાર દીવાલમાંથી બહાર કાઢી તેના આદર્શો ગુજરાતભરમાં ફેલાવવાની તેમની મહેચ્છા હતી.

કડીમાં હોય ત્યારે તો એક ક્ષણ ગુમાવ્યા વિના કેમ્પસની બધી સંસ્થાઓની કામગીરી જોઈ જાય એ તો સમજાય, પરંતુ મહેસાણા એમના ઘેર બેઠા હરપળે બધી સંસ્થાઓના આયોજન અને વિકાસના વિચારોથી ઘેરાયેલા રહેતા. કડી સંસ્થાની ભગિની સંસ્થાઓના વિકાસમાં સહેજ પણ ઉપેક્ષા ન થાય, તેનું સતત ધ્યાન રાખતા. પછી તે વિસનગર, પિલવાઈ બલોલ, વડનગર, કે ગાંધીનગર હોય. તેમના પત્રોમાં આ સંસ્થા માટેનો પ્રેમ પ્રગટ થતો જોવા મળે છે, અને સંસ્થાઓના વિકાસની ચિંતા પણ પ્રગટ થતી હતી.

* * *

મહેસાણા, તા. ૨૪-૧૨-૭૨

મંત્રીશ્રી, સર્વ વિદ્યાલય

ભાઈશ્રી ભાઈલાલભાઈ

શ્રી મગનભાઈ પટેલના અધ્યક્ષપદનો કૃષિ પંચના અહેવાલની એક નકલ હું લેતો આવ્યો છું. ગૌશાળા, પાંજરાપોળ, શિક્ષણ સંસ્થા વ. ટ્રસ્ટોની જમીનોને અપવાદ એક્ઝમ્પશનમાં મૂકવા ભલામણ કરી છે. અનુકૂળતાએ મહેસાણા જિલ્લા ગૌશાળા પાંજરાપોળ સંઘની મીટિંગ મહેસાણામાં રાખશો. આપણા સંઘ તરફથી કૃષિપંચના અહેવાલની એક નકલ મોકલી આપવા માન. મંત્રીશ્રી મહેસૂલ ખાતું, સચિવાલય, ગાંધીનગરને પત્ર લખશો.

લોખંડ ખૂબ મોંઘુ થયું છે. હોસ્ટેલ લીન્ટર્સ સુધી આવી છે. ઈંટો પણ મોંઘી છે. પણ ખરીદ્યા વિના છૂટકો નથી. સુથાર સાથે ઈંદોર જવાનું રાખશો.

મુંબઈથી શિક્ષક તથા વિદ્યાર્થીઓ આવી ગયા હશે. તેમના સમાચાર જણાવશો.

પુ. ર. પટેલ

*

મહેસાણા, તા. ૨૨-૯-૭૮

ભાઈશ્રી ભાઈલાલભાઈ,

શ્રી રોયને અમીન સાહેબ, નાથાભાઈ તથા છગનભાનાં ચિત્રો કરવા આપ્યાં છે, તે તૈયાર થયાં ? મેં શ્રી રોયને સરદાર સાહેબનું ચિત્ર કરવા આપ્યું છે તે થયું ? આજે બપોરે ગાંધીનગર સરદાર વલ્લભભાઈ સ્મારક સમિતિ તરફથી ફોન આવ્યો અને તેમને મેં ચિત્ર કરવા આપ્યું છે, તે ચિત્ર જોવું છે. એમની ઇચ્છા એવાં ચિત્ર બનાવવાની હોય એમ જણાય છે. રોયને ઇચ્છા જણાવશો.

ગાંધીનગર પ્રાથમિક શાળા શરૂ કરવાની અરજી આપી દીધી છે....

પુરુષોત્તમ ર. પટેલ.

ગાંધીનગર, તા. ૨૮-૯-૭૮

ભાઈશ્રી ભાઈલાલભાઈ

હોસ્ટેલ સંબંધનો રીઝોલ્યુશન મળ્યો હતો. તે આપ ફરી વાંચી જશો. જે જમીન આપણને આપી છે, જેની સનદ આપણને આપી છે. તે જમીનમાં હોસ્ટેલ બાંધવા પરવાનગી આપતો આ રીઝોલ્યુશન છે. તે ભૂલભરેલો છે. મંત્રીશ્રીના મંતવ્ય વિરુદ્ધ સચિવો ઠરાવ કરે છે. તેનો આ નમૂનો છે.

મંત્રીશ્રીએ ફરી સચિવને લખ્યું છે, એ કાગળ ફરતો થયો છે. આપણી માગણી બીજી ૬.૫ એકર જમીન છે, તેમાં હોસ્ટેલ બાંધવા જમીન માટેની છે. મંત્રીશ્રી પણ આ જમીન આપવાના મતના છે. પણ સચિવો રમાડે છે. આપણું તંત્ર કેવું ચાલે છે, તેનો આ નમૂનો છે.

કામકાજ લખશો.

આપનો

પુ. ર. પટેલ ના જયહિન્દ

*

ભાઈશ્રી ભાઈલાલભાઈ

મારું શરીર ઠીક છે. દવા ચાલે છે, દાક્તર ત્રણ મહિના બિલકુલ આરામ લેવાનું દબાણ કરે છે, પણ તેમ કરું તો શરીર કામ કરવા માટે ન રહે, અને ગાંધીનગરનું કામ મારાથી છોડી શકાય તેમ નથી. બાજરી કેટલી થઈ ? બીજો કોઈ પાક લીધો ? એન્જિન વેચી દેશો. મોટર એકાદ કૂવા ઊપર મૂકી રાખી હોય તો સારું. પ્રસંગે સબમર્સિબલ પંપ બગડે તો પાક સુકાય નહિ. શેડ માટે પતરાં મેળવવા તજવીજ કરશો. બધીયે ગ્રાન્ટ શેડ માટે વાપરવા મારો અભિપ્રાય છે.

આપનો

પુ. ર. પટેલના જયહિન્દ

દાસકાકાના પત્રોમાંથી એ ફલિત થાય છે કે તેઓ જે કંઈ વિચારતા કે વાંચતા એ પણ સંસ્થાને માટે જ. પછી તે સર્વ વિદ્યાલય હોય, ટેકનિકલ

૧૫

હાઈસ્કૂલ હોય, કે પછી ગૌશાળા હોય. નિયમિત રીતે એમનાં સક્રિય સૂચનો સંસ્થાઓના વડાઓને મળતાં જ રહેતાં. કેમ્પસની કોઈ પણ સંસ્થાની શિક્ષણેત્તર પ્રવૃત્તિઓમાં તેમની હાજરી હોય જ. કોલેજ કે હાઈસ્કૂલોનો વાર્ષિક ઉત્સવ હોય, વિજ્ઞાન મેળો હોય, કોઈ તપાસ સમિતિ આવવાની હોય કે કોઈ મહેમાન આવવાના હોય એમની હાજરી અવશ્ય રહેવાની. કોઈપણ સંસ્થામાં કોઈ નિમણૂક કરવાની હોય ત્યારે સંસ્થા શિક્ષણના હિતમાં કામ કરે એવી વ્યક્તિની પસંદગી થાય તે માટે એ ખૂબ કષ્ટ ઉઠાવતા. સંસ્થાની ગૌશાળાએ આશ્રમના વિદ્યાર્થીઓની પિકનિકમાં પણ લગભગ કોઈ ને કોઈ મહેમાન સાથે ઉપસ્થિત હોય જ. શાળા–કોલેજનાં પરિણામો જાણવાની પણ એટલી તીવ્ર ઉત્કંઠા કે પરિણામોની સૌપ્રથમ વિગત એમને મોકલવાની બધી સંસ્થાઓના વડા કાળજી રાખે. કેમ્પસમાં હરતાફરતા હોય ત્યારે બધા વિદ્યાર્થીઓને અને શિક્ષકોને પ્રેમપૂર્વક મળે અને પ્રવૃત્તિઓની ખબર-અંતર પૂછે. વિદ્યાર્થીઓ ખૂબ અભ્યાસ કરે અને શિક્ષકો વધુ ને વધુ પ્રવૃત્તિમય રહે તેવી લાગણી વાતચીતમાં હંમેશાં પ્રગટ થતી હતી.

આ સંસ્થામાં હાયર સેકન્ડરીના ધો. ૧૧ અને ૧૨માંના વિદ્યાર્થીઓને વ્યવસાયલક્ષી વિષય તરીકે મુખ્યત્વે કેમિકલ ટેક્નોલોજી શિખવાય છે. તેમાં લખવાની શાહી, સાબુ, મીણબત્તી વગેરે બનાવવાનું હોય છે. દાસકાકાએ ઘણાં વર્ષો પહેલાં આ પ્રકારની તાલીમ વિદ્યાર્થીઓને મળે તે અંગેનું આયોજન કર્યું હતું. ઘણાં વર્ષો પહેલાં વિજ્ઞાન કોલેજના અધ્યાપકને આ ઉદ્યોગની તાલીમ માટે વડોદરા મોકલ્યા હતા. દાસકાકાના શિક્ષણકાર્ય તરીકેના વ્યક્તિત્વનો આનાથી બીજો શો પુરાવો હોઈ શકે? આજે ટેક્નિકલ હાઈસ્કૂલના ઇલેક્ટ્રિશ્યન, વાયરમેન કે ફાર્મ મિકેનિકના અભ્યાસક્રમો એમની શિક્ષણ અંગેની સૂઝને આભારી હતી, કારણ કે તેઓ વ્યવસાયલક્ષી શિક્ષણના આગ્રહી હતા. ખેડૂતનો દીકરો જલદી કમાતો થાય તે તેમનો હેતુ હતો.

એમનો સાયન્સ મેથેમેટિક્સ અને અંગ્રેજી વિષયનો આગ્રહ

અદ્ભુત હતો. આ ત્રણેય વિષયના નિષ્ણાત શિક્ષક આ સંસ્થાએ સમગ્ર ગુજરાતને પૂરા પાડ્યા છે. એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ નથી. સમગ્ર મહેસાણા જિલ્લાના પાટીદારો વિજ્ઞાન અને મેથેમેટિક્સના ઉત્તમ પ્રકારના શિક્ષકો હોય છે. તેમનાં આ ધ્યેયને કારણે આ મંડળે ૧૯૬૫માં વિજ્ઞાન કોલેજ ખોલવાનો નિર્ણય કરેલો જે નિર્ણયે આ સંસ્થાને કડવો અનુભવ કરાવ્યો. વિજ્ઞાન પ્રવાહનાં વળતાં પાણી તેમજ અન્ય પરિબળોને કારણે આ કોલેજ પોતાની સુવાસ પ્રગટાવી શકી નહીં, તેની કોઈ હવા ઊભી થઈ શકી નહીં. પરિણામે તે શ્વાસોચ્છ્વાસ પર ચાલુ રહી. હજુ ચાલે છે. તે બતાવે છે કે આ મંડળ માટે શિક્ષણ સંસ્થા માત્ર કમાણી કરવાનું સાધન નથી, પણ સમાજની જરૂરિયાતનું પોષક બળ છે. ગુજરાતમાં ટેક્નિકલ શિક્ષણ આપનારી સંસ્થાઓ જૂજ છે, કારણ આવી સંસ્થાઓ ચલાવવી એટલે માથાનો દુઃખાવો અને ખોટનો ધંધો ગણાય. છતાં દાસકાકાએ આ સ્વીકાર્યું. ઉત્તર ગુજરાતમાં એમને કંઈક નવું કરવું હતું. શહેરી બાળકોને મળતા શૈક્ષણિક લાભોથી ગ્રામ્ય વિસ્તારનાં બાળકો વંચિત ન રહી જાય તે પણ તેમનો શુભ હેતુ હતો.

ગુજરાતનો વિદ્યાર્થી ભારતના અન્ય પ્રાંતોના વિદ્યાર્થીઓ કરતાં પાછળ ન રહી જાય તેની સતત ચિંતા સેવતા હતા. સ્ત્રીઓ માટે પણ શિક્ષણ સંસ્થા ઊભી થાય તે માટેના તેમના પ્રયાસો ચાલુ જ હતા. ગુજરાતનો વિદ્યાર્થી આઈ. એ. એસ. કેમ ન થઈ શકે? માત્ર અંગ્રેજીમાં નબળો હોવાને કારણે તે ત્યાં સુધી પહોંચી શકતો નથી, તેવું તેમને લાગેલું એટલે તેમણે સઘન અંગ્રેજી શિક્ષણ માટે એમણે વિચાર્યું. જેના પરિણામે શિક્ષણ સંસ્થામાં અંગ્રેજી માધ્યમવાળી સંસ્થા ચલાવવાનો નિર્ણય પણ તેમણે કરેલો. દાસકાકા સ્પષ્ટપણે અંગ્રેજી માધ્યમના આગ્રહી હતા, એટલે તો તેમણે તેમના સગા–સ્નેહીઓને આ પ્રકારનું ભણતર આપી વિદેશ મોકલવા તરફ ધ્યાન આપ્યું હતું. ગુજરાતના વિદ્યાર્થીને ઊંચી પદવી કે સારી વહીવટી નોકરી મેળવવામાં માત્ર

અંગ્રેજી જ્ઞાન જ આડે આવતું હોય તો તેનો ઇલાજ કરવામાં દાસકાકા માનતા હતા. સર્વ વિદ્યાલય કેળવણી મંડળ દ્વારા ગુજરાતના પાટનગર ખાતે "શેઠ ચંદુલાલ માધવલાલ હાઇસ્કૂલ અને હાયર સેકન્ડરી સ્કૂલ" શરૂ થઈ. ગાંધીનગર સુધી મંડળની વિદ્યાકિય પ્રવૃત્તિઓ વિસ્તૃત થાય એવી ઇચ્છા દાસકાકાની હતી. તેઓ માનતા કે આપણે પણ આપણી રીતે પાટનગરના વિકાસ અને ઘડતરમાં ફાળો આપવો જોઈએ.

આ સંસ્થાના ઉપપ્રમુખ ધનાભાઈ વકીલ પાસેથી કેટલાક પત્રો મળ્યા છે, જેમાં શ્રી દાસકાકાને આ સંસ્થા માટે કેટલો અહોભાવ, લાગણી અને ચિંતા હતી તે તેમાં વ્યક્ત થઈ છે. અવસાન પહેલાં તા. ૭–૫–૧૯૮૪માં તેમણે છેલ્લો પત્ર લખેલો. (જુઓ પરિશિષ્ટ) મૃત્યુની ક્ષણ સુધી તેઓ સંસ્થાના જ વિચારો કરતા રહ્યા હતા. કડી સંસ્થા ઉપરાંત કડવા પાટીદાર કેળવણી મંડળ – વડોદરાની સંસ્થામાં પણ તે ઊંડો રસ લેતા હતા. છગનભા વડોદરાની આ સંસ્થાના ઉપપ્રમુખ હતા. શ્રી બેચરભાઈ રાયજીભાઈ પટેલ (સ્વામી બ્રહ્માનંદજી)ના પ્રયાસોથી આ સંસ્થા સાકાર પામી હતી. આ સંસ્થાની સામાજિક અને શૈક્ષણિક પ્રવૃત્તિઓના વિકાસમાં દાસકાકાએ મહત્ત્વનું યોગદાન આપ્યું હતું. શ્રી ગોરધનભાઈ પટેલ અત્યારે તેનું સુકાન સંભાળે છે.

વિસનગરની સંસ્થા સ્વાયત્ત બની, તેની પાછળ કેટલીક વ્યક્તિઓનો અહમ્ પણ જવાબદાર ગણાવી શકાય. સાંકળચંદ અને દાસકાકાને રાજકારણની બાબતમાં મતભેદો હતા. એકબીજાની સામે પત્રિકાઓ પણ બહાર પાડતા. તેમ છતાં એક વસ્તુ નોંધનીય છે કે આ બંને મહાનુભાવોએ શિક્ષણ સંસ્થાઓને હાનિ પહોંચે એવું કાર્ય કદી કર્યું નથી. વિસનગરે પણ કડીની ભગિની સંસ્થા તરીકે અને ત્યાર બાદ સ્વતંત્ર સંસ્થા તરીકે ઉલ્લેખનીય પ્રગતિ કરી હતી. તેના આચાર્ય તરીકે કલ્યાણભાઈ ગો. પટેલ સંસ્થાના વિકાસમાં સારો રસ લઈ રહ્યા હતા. તેમને સારા શિક્ષકનો રાષ્ટ્રિય એવોર્ડ મળ્યો હતો. પિલવાઈ સંસ્થાને લોકભોગ્ય બનાવવામાં છ કા. પટેલે ભારે પરિશ્રમ લીધો હતો. વડનગરમાં

આચાર્યશ્રી અંબાલાલ તેમજ બલોલમાં આચાર્ય ઈશ્વરભાઈ પટેલે ઉલ્લેખનીય ફાળો આપ્યો છે. સાંકળચંદભાઈ કડીની સંસ્થા માટે ભારે મમત્વ ધરાવતા હતા. સંસ્થાની દરેક મિટિંગમાં હાજર રહી માર્ગદર્શન પણ આપતા. તેમના અવસાન બાદ આ સંસ્થાને તેમની સ્મૃતિમાં રૂા. પાંચ લાખનું દાન મળ્યું. જ્યાં "સાંકળચંદ ઔદ્યોગિક તાલીમકેન્દ્ર" આકાર ધારણ કરી રહી છે. દાસકાકાને પોતાના નામની સહેજે પણ સ્પૃહા હતી નહિ. તેમને સંસ્થામાં પોતાની છબી મુકાય તેનો પણ વિરોધ કરેલો. આ બાબતને તેમણે રાષ્ટ્રીય રોગ તરીકે ઓળખાવી હતી. છતાં દાસકાકા લાખ રૂપિયાના માણસ હતા. માટે જ સંસ્થાએ તેમનું સન્માન કરી એક લાખ રૂપિયાની થેલી અર્પણ કરવાનું વિચાર્યું. તે બધાં જ નાણાં દાસકાકાએ સંસ્થાને પાછા આપ્યાં, આ જ ઘટનામાં તેમની મહાનતાનાં દર્શન થાય છે. સન્માન પ્રસંગ યોજવા બાબતમાં તેમણ ચીવટ રાખેલી જ અને કેટલીક શરતો પણ મૂકેલી. પહેલી અને મોટી શરત તો એ જ કે "જે કંઈ કરો તે અત્યંત સાદાઈથી અને કોઈ પણ પ્રકારના ખાસ ખર્ચ વગર કરો." દાસકાકા પોતાની વાતમાં દૃઢ એટલે આયોજકોએ એમની ઇચ્છા પ્રમાણે જ ચાલવું પડ્યું. ઈ.સ. ૧૯૭૮માં આ પ્રસંગ ગૌરવપૂર્ણ રીતે ઉજવાયો. એમાં અનેક મહાનુભાવોએ હાજરી આપી. ગુજરાતના મુખ્યમંત્રીશ્રી બાબુભાઈ જશભાઈ પટેલના પ્રમુખસ્થાને આ સમારંભ યોજાયો. તેમના હસ્તે દાસકાકાને ચાંદીનું કાસ્કેટ અર્પણ કરવામાં આવ્યું. અનેક ઉદ્યોગપતિઓ, ધારાસભ્યો, જાહેર સંસ્થાઓના હોદ્દેદારો અને સામાજિક કાર્યકરોના શુભ-સંદેશાઓ થોકબંધ આવ્યા. જેમાં દાસકાકાનું પહેલદાર હીરા જેવું વ્યક્તિત્વ જાણવા મળ્યું.

દાસકાકા સન્માન સમિતિના અધ્યક્ષ, જાણીતા સામાજિક કાર્યકર અને સંસદ સભ્ય શ્રી નટવરભાઈ પટેલે આ પ્રસંગે જણાવ્યું. "શ્રી પુરુષોત્તમદાસ પટેલનું સન્માન એ ઉત્તર ગુજરાતની કિસાન આલમનો ગૌરવભર્યો અવસર છે. તેમને સન્માન ગમતું નથી, – ગમે કે ન ગમે,

પણ જેણે જીવનમાં ઉચ્ચ મૂલ્યો જાળવીને જીવનભર સેવાકાર્યો કર્યાં છે, તેમનું સન્માન અમે તેમની ઇચ્છા વિરુદ્ધ ગોઠવ્યું છે. આજે તેમની જુવાની ચાલી ગઈ છે, પણ જુવાનોને શરમાવે એટલો વેગ અને ઉત્સાહ તેમનામાં છે. તેમના પ્રતિસ્પર્ધીઓ પણ કબૂલ કરે છે કે તેમના જેવો ચારિત્ર્યશીલ, પ્રામાણિક અને તમન્નાવાળો માણસ ભાગ્યે જ મળે. ખેડૂતોના પ્રશ્નો માટે તેમણે માથું ઊંચક્યું છે અને તેની કિંમત ચૂકવવા તે હંમેશાં તૈયાર રહ્યા છે."

શેઠ શ્રી રજનીકાન્ત નગરીએ આ પ્રસંગે બોલતાં જણાવ્યું : "સ્વ. છગનભા સાથે શરૂઆતથી આજદિન સુધી આ સંસ્થાને વટવૃક્ષ બનાવવામાં દાસકાકાએ મોટો ફાળો આપ્યો છે. જીવન કેમ જીવવું જોઈએ, તેનું દાસકાકાએ એક ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડયું છે."

વિસનગર નગરપાલિકાના પ્રમુખ શિવાભાઈ પટેલે જણાવ્યું : "માથું મૂકીને આગેવાની કરવાની હતી એવા જમાનામાં દાસભાઈએ આગેવાની કરી છે. દાસભાઈએ બધી જ સેવાઓ શિક્ષણકાર્યને સમર્પી દીધી હોત તો તેમનાં સોનાનાં બાવલાં ગામડે ગામડે હોત."

ઉત્તર ગુજરાતના જાણીતા કાર્યકર, મહેસાણા જિલ્લા પંચાયતના માજી પ્રમુખ અને પત્રકાર રીખવભાઈ શાહે જણાવ્યું : "દાસકાકાએ અગવડ–સગવડનો ખ્યાલ રાખ્યા સિવાય ગાંધીનગરની શાળા માટે ૮૦ વર્ષે પણ ભારે દોડધામ કરી રહ્યા છે. એમની સેવાની સુવાસ આપણા સૌમાં ફેલાતી રહો."

દાસભાઈના પરમ ભક્ત અને સંસ્થાના ઉપપ્રમુખ શ્રી ધનાભાઈ વકીલે પોતાના વક્તવ્યમાં જણાવ્યું : "દાસકાકા પરિવર્તન લાવવા માટે ગામે ગામ વંટોળિયાની માફક ઘૂમતા હતા, ત્યારે તેમણે કોઈ સુવિધાનો ખ્યાલ રાખ્યો નથી."

છગનભાઈ રા. પટેલે દાસકાકા સાથેનાં પોતાનાં સંસ્મરણો યાદ કરતાં જણાવ્યું. "દાસભાઈની સાથે અમે ગ્રામજનોનો સંપર્ક સાધવા

શનિ–રવિવારે ગામડાંઓમાં જતા. ખેડૂત જાગૃતિ લાવવા તેમણે અનહદ કામ કર્યું હતું."

મહેસાણા ડિસ્ટ્રિક્ટ કો-ઓપરેટિવ બેન્કના પ્રમુખ શ્રી આત્મારામભાઈએ દાસનાં કાર્યોને બિરદાવતાં યાદ દેવડાવ્યું : "દાસભાઈએ જરૂર જેટલા પૈસા મેળવી વકીલાત છોડી દીધી. સામાજિક ક્ષેત્રે જુનવાણી સમાજ સામે ક્રાંતિ કરવામાં દાસભાઈ મોખરે રહ્યા છે."

આ સમારંભમાં શ્રી વિજયકુમાર ત્રિવેદીએ જાહેર કર્યું : "ખેડૂતનું અહિત થતું હોય ત્યારે તેને પડકારવામાં હું દાસભાઈની સાથે છું, એવી દાસભાઈ અને ભૂરાભાઈને ખાત્રી આપું છું."

દાસકાકાના સાથી મિત્ર, ખેડૂત નેતા અને સાબર–ડેરીના ચેરમેન શ્રી ભૂરાભાઈએ જણાવ્યું: "દાસકાકા ખેડૂતોના પ્રશ્ન માટે ઝઝૂમનાર એક આજીવન યોદ્ધા હતા."

અમદાવાદના માજી મેયર ડૉ. સોમાભાઈ પટેલે દાસકાકાને ધારેલું કામ પાડનાર કર્મયોગી તરીકે ઓળખાવ્યા.

દાસકાકા પોતાની આત્મપ્રશંસા સાંભળવા માટે ટેવાયેલા હતા જ નહિ. એટલે ટૂંકો પ્રત્યુત્તર વાળ્યો. પોતા તરફ બતાવેલ લાગણી બદલ આભાર માન્યો. તેમણે જણાવ્યું : "સાચો મિત્ર એ કે કડવી વાત કરે. સારું સારું કહેવાથી તંત્ર બગડે છે, એવો મારો અનુભવ છે. મારા ગુરુ સરદાર હતા. નીડર રહેવું અને પકડેલું કાર્ય ગમે તે ભોગે પાર પાડવા મથવું – એ પાઠ મને સરદાર પાસેથી શીખવા મળ્યો હતો. બચપણના દિવસો યાદ કરું છું. દયણાં–ખાંડણિયાં અને ભેંસ ઉપર અમારું જીવન ચાલતું હતું........બાએ દુઃખ વેઠીને મને ભણાવ્યો. કડીમાં છગનભાએ કેળવણીનો યજ્ઞ શરૂ કર્યો. છગનભા, ધનશા ભગત, માધવજી વગેરેના તપથી આ કામ સફળ થયું છે. વિદ્યાલયે આઝાદીની લડતમાં પણ ભાગ લીધો. ગામડામાં જાગૃતિ ને કેળવણી લાવવાનું કામ

કર્યું. સંસ્થા પ્રત્યેના પ્રેમથી આ સન્માન થેલીનાં નાણાં મળ્યાં છે. હું તે ગાંધીનગરની સંસ્થાને અર્પણ કરૂં છું.

તમારા છોકરાને આઈ. એ. એસ.નું ઉચ્ચ શિક્ષણ આપો. સાદાઈ જોઈએ, પણ બહાર જઈએ. ઘોઘા જેવા ન દેખાઈએ. નોકરી માટે ઇન્ટરવ્યૂમાં જાય ત્યારે ઘોઘા જેવા ન દેખાય એવા છોકરા મારે પેદા કરવા છે. ગાંધીનગરમાં આદર્શ શિક્ષણ સંસ્થા ઊભી કરીને આખા ગુજરાતમાં મારે પરિવર્તન લાવવું છે. આપણે છોકરાઓને બેકાર નથી થવા દેવા. ગણિત, વિજ્ઞાન, અંગ્રેજી શીખવી તેજસ્વી બનાવવા છે.

ધારાસભામાં આપણા પ્રતિનિધિ એવા ચૂંટીએ કે સ્પષ્ટ વાત કરતાં અચકાય નહિ. ધારાસભા રાજ્યભરના સુખદુઃખ માટે છે. પ્રજાના પૈસાનું દેવાળું કાઢવા કે મોજશોખ માટે નથી. મતદારો નિષ્પક્ષ રહે અને કાર્ય-દક્ષ અને પ્રામાણિક વ્યક્તિઓને ચૂંટે." સર્વ વિદ્યાલયના ભૂતપૂર્વ આચાર્ય શ્રી મોહનભાઈ પટેલે દાસકાકાને સંસ્થાના "વડલાની છાંય" તરીકે ઓળખાવ્યા છે. આમ જોવા જઈએ તો દાસકાકા એ ખેડૂતોનો "ઘેઘૂર વડ" હતો.

દાસકાકાના સન્માન પ્રસંગે અનેક સ્નેહીજનો, કાર્યકરો અને ધારાસભ્યોના સંદેશાઓ અને પત્રો મોટા પ્રમાણમાં મળ્યા હતા. જે અહીં આપવા મુશ્કેલ છે, એટલે એમનું વ્યક્તિત્વ જાણવા માત્ર બે-ત્રણ સંદેશાઓનો અહીં ઉલ્લેખ કર્યો છે.

## શુભેચ્છા સંદેશાઓ

(૧)

સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે જીવનભર ઝઝૂમનાર અને સ્વાતંત્ર્ય બાદ દેશને બેઠો કરવા માટે અનેકવિધ વિકાસ-પ્રવૃત્તિઓમાં યોગદાન આપનાર દાસકાકા, લુપ્ત થતી પેઢીના એક પ્રેરણાપુરુષ છે. સર્વ વિદ્યાલય, કડી અને તેની સંસ્થાઓના વિકાસ ઉપરાંત મહેસાણા જિલ્લા અને ગુજરાત-ભરમાં એમણે એમની સેવાનો હાથ લંબાવ્યો છે. આવા એક નીડર,

પ્રામાણિક અને નિષ્ઠાવાન કાર્યકરનું તમે સન્માન કરો છો તે નવી પેઢીને પ્રેરણાદાયી નીવડશે. દાસકાકાને હું સ્વાસ્થ્ય અને દીર્ઘ સેવાજીવન પ્રાર્થું છું.

**ઈશ્વરભાઈ પટેલ**
કુલપતિ
ગુજરાત યુનિવર્સિટી

(૨)

ગુજરાતના વર્ષો જૂના ખેડૂતોના હિત માટે સતત લડત ચલાવતા એવા મહેસાણાના આગેવાન કાર્યકર મુ. શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ પટેલ ઉર્ફે દાસકાકાની સેવાઓ માટે બહુમાન કરવાનું ગુજરાતનું જાણીતું સર્વ વિદ્યાલય કેળવણી મંડળ – કડી તા. ૧૬–૪–૭૮ના રોજ યોજી રહ્યું છે તે જાણીને ખૂબ આનંદ થયો. મુ.શ્રી પુરુષોત્તમદાસભાઈને આમ તો હું વડોદરા પ્રજામંડળના એક આગેવાન કાર્યકર તરીકે ઓળખતો હતો અને વડોદરાની ધારાસભામાં પણ તેઓ વડોદરા રાજ્યની પ્રજાનાં હિત અને કલ્યાણ માટે સતત લડત ચલાવતા જ હતા પણ જ્યારે દેશી રાજ્યોનું વિલીનીકરણ થયું અને દેશની આઝાદીને લઈને પાર્લામેન્ટની રચના થઈ ત્યારે તો મુ.શ્રી દાસકાકા અને હું બંને પાર્લામેન્ટના સભ્યો તરીકે ચૂંટાઈને ન્યૂ દિલ્હી ગયા, ત્યારે તો મારો અને તેમનો સંબંધ મિત્રો જેવો બની ગયો. એટલું જ નહિ પણ પાર્લામેન્ટના ઘણાખરા પ્રશ્નો તો અમો બંને એકસાથે લખીને મોકલતા અને ગુજરાતના હિત માટે પાર્લામેન્ટમાં રહ્યા ત્યાં સુધી બનતું કાર્ય કર્યું. દાસકાકા સ્વભાવના જરા તીખા હોવાને કારણે સૌ કોઈને તડ અને ફડ કહી દેવામાં પાછા પડતા નહિ. ખેડૂતના દીકરા હોવાને કારણે તેઓ સતત ખેડૂતોનાં હિતને માટે સરકારની સામે લડવામાં પાછી પાની કરતા મેં કોઈ દિવસ તેમને જોયા નથી. બહુ વર્ષ પછી તેઓ પાછા ગુજરાતની ધારાસભામાં જોડાયા, એટલું જ નહિ પણ મંત્રી મંડળમાં સિંચાઈ મંત્રી તરીકે લેવામાં આવ્યા ત્યારે તેમણે ભારે ધગશથી ખેતીનું

ઉત્પાદન કેમ વધી શકે, ખેડૂતોને સિંચાઈની વધુ સગવડો કેવી રીતે મળી શકે એ માટે તેઓને મેં પ્રધાનમંડળમાં કામ કરતા જોયા છે. હમણાં છેલ્લે સર્વ વિદ્યાલય કેળવણી મંડળ – કડીના આશ્રય નીચે ગાંધીનગરમાં શેઠશ્રી લક્ષ્મીકાંત ભગુભાઈ તરફનું રૂા. બે લાખનું મોટું દાન મેળવી હાઈસ્કૂલના મકાનની શિલારોપણ વિધિ કરાવી ત્યારે તેમણે મને યાદ કરી નિમંત્રણ આપ્યું હતું અને હું હાજર રહ્યો હતો. આ ઉંમરે પણ તેમને સતત ધગશથી કામ કરતા મેં જોયા છે. આવા એક આગેવાન કાર્યકરનું બહુમાન થાય એ ઇચ્છવા યોગ્ય છે એટલું જ નહિ પણ તેમના જીવનમાંથી ભાવિ પેઢીને ઘણું શીખવાનું મળશે એમ હું માનું છું.

મુ.શ્રી દાસકાકાને ભગવાન લાંબું તંદુરસ્ત આયુષ્ય આપે અને તેઓ ગુજરાતની આથી પણ વધુ સેવા કરવા ભાગ્યશાળી બને તેવી આશા સાથે તેમને હું હાર્દિક અભિનંદન પાઠવું છું.

**માણેકલાલ મ. ગાંધી**
પંચાયત મંત્રી

(૩)

ગુજરાતના અને ખાસ કરીને મહેસાણા જિલ્લાના જાહેર જીવનમાં દાયકાઓ સુધી રહી ગુજરાત અને જિલ્લાનાં હિતો અને સર્વાંગી વિકાસનું ચિંતન કરનાર મુ. શ્રી દાસકાકાનું સન્માન કરવામાં આવે છે તે સર્વ રીતે યોગ્ય છે.

મારે અને શ્રી દાસકાકાને જાહેર જીવનના અનેક પ્રસંગોએ મળવાનું થયું છે. આવા કોઈપણ પ્રસંગે તેઓ કોઈ વ્યક્તિગત વાતો કરવાને બદલે સહકાર, કેળવણી, ગ્રામવિકાસ અને રાજકીય ક્ષેત્રની તેમજ રાજ્યના બીજા પ્રાણપ્રશ્નોની ચર્ચા કરતા રહ્યા છે. તે જ તેમનો જાહેર પ્રશ્નો પરત્વેનો પ્રેમ દર્શાવે છે.

સૌપ્રથમ ધારાસભ્ય તરીકે ચૂંટાઈ આવી પાછળથી લોકસભાના સભ્યપદેથી તેમ જ ગુજરાત રાજ્યના પ્રધાનપદેથી શ્રી દાસકાકાએ ગરીબ અને નિરક્ષર પ્રજા માટે કેળવણી, ગ્રામવિકાસ અને ખેડૂતોના ઉત્કર્ષ માટે સતત પ્રયત્નશીલ રહી મહત્ત્વનું અને નોંધપાત્ર પ્રદાન કર્યું છે. કડી સર્વ વિદ્યાલય કેળવણી મંડળને વિકસાવવામાં તેમનો ફાળો મહત્ત્વનો છે, જે કેળવણી પ્રત્યેની તેમની નિષ્ઠાનું ઉદાત્ત ઉદાહરણ પૂરું પાડે છે. ૮૦ વર્ષની જૈફ ઉંમરે પણ શ્રી દાસકાકામાં લોકસેવા કરવાનો જે તરવરાટ, ઉમંગ તેમજ ઉત્સાહ જોવા મળે છે તે એક યુવાનને શરમાવે તેવો છે. નિવૃત્ત જીવનમાં પણ જાહેર જવાબદારીઓ તેઓ ઉઠાવી રહ્યા છે તે આજની પેઢી માટે અનુકરણીય બની રહેશે. શ્રી દાસકાકાને ઉત્તમ આરોગ્ય અને દીર્ઘાયુ ઇચ્છું છું.

જયકૃષ્ણ હરિવલ્લભદાસ

(૪)

સર્વ વિદ્યાલય કેળવણી મંડળ – કડી તરફથી શ્રી પુરુષોત્તમદાસ પટેલ (દાસકાકા)નું સન્માન કરવાનું નક્કી કર્યું, એ જાણી આનંદ થયો. શ્રી દાસકાકા વર્ષોથી ગુજરાતના જાહેર જીવનમાં પડેલા છે, અને ખાસ કરીને ખેતી, સહકારી તેમજ કેળવણી ક્ષેત્રે વર્ષો સુધી સેવા આપી છે. મારો પરિચય બહુ જૂનો છે, અને થોડો સમય તેઓ મારા પ્રધાન-મંડળમાં પણ રહ્યા હતા. નિખાલસતા અને સરળતા એમની વિશિષ્ટતા છે. તેઓ લાંબું આયુષ્ય ભોગવે અને પ્રજાની સેવા કરતા રહે, એવી મારી હાર્દિક શુભેચ્છા છે.

હિતેન્દ્રભાઈ દેસાઈ
ભૂતપૂર્વ મુખ્યમંત્રી ગુજરાત રાજ્ય,

## કૂવામાં હશે તો હવાડામાં આવશે

[વડાપ્રધાનનો શિક્ષણમાં ધરમૂળથી ફેરફાર માટેનો મુખ્ય પ્રધાનોને પત્ર અને ગુજરાતના શિક્ષણ પ્રધાને લીધેલા નિર્ણયો બાબતમાં મહેસાણા

જિલ્લાના જાણીતા કાર્યકર, કેળવણીકાર અને માજી લોકસભાના સભ્યશ્રી પુરુષોત્તમદાસ પટેલનો પ્રતિભાવ વાંચવો ઘટે-તંત્રી]

આપણા દેશમાં બાવીસ રાજ્યો અને તે ઉપરાંત ભારત સરકારના ભાગરૂપ ગોવા, દીવ, દમણ અને પોંડિચેરી જેવા નવ પ્રદેશો, અને દરેક રાજ્યમાં તેમજ ભારત સરકારના ભાગરૂપ નવ જેટલા પ્રદેશોમાં મુખ્ય પ્રધાનો અને શિક્ષણ પ્રધાનો બંધારણ અમલમાં આવ્યું ત્યારથી છે. ભારત સરકારમાં પણ શિક્ષણ પ્રધાન, ઉપપ્રધાન વગેરે છે. આ ઉપરાંત રાજ્યોમાં અને ભારત સરકારમાં થોકબંધ પ્રધાનો છે.

આઝાદીનાં છત્રીસ વર્ષ વહી ગયાં, પણ મુખ્ય પ્રધાનો અને શિક્ષણ પ્રધાનોને ખ્યાલ ના આવ્યો કે દેશમાંથી રાષ્ટ્રભક્તિ, રાષ્ટ્રભાવના અને દેશ માટે મરી ફીટવાની તમન્નાએ વિદાય લીધી છે અને ભણેલા-ગણેલા વર્ગની તેમજ સરકારી કર્મચારીઓ અને પ્રધાનોની પણ દોટ સત્તા અને પૈસા પાછળ વધી છે.

આ સ્થિતિ ચાલુ રહે તો દેશ આઝાદી ગુમાવી બેસે. વડાપ્રધાન શ્રીમતી ઇન્દિરાબેનને ખ્યાલ આવ્યો અને તેથી તેમણે રાજ્યોના મુખ્ય પ્રધાનો વગેરેને જાગૃત કર્યા છે.

વડાપ્રધાને શિક્ષણમાં ધરમૂળથી ફેરફાર કરવા પત્ર ગુજરાતના મુખ્ય-પ્રધાનને લખ્યો છે. એમાં એમણે જણાવ્યું છે કે, રાષ્ટ્રભાવના પ્રેરે એવું શિક્ષણ હોવું જોઈએ. એમણે પ્રશ્ન કર્યો છે કે, એવો કોઈ દેશ છે કે જે તેની આઝાદીની લડતમાં ગર્વ લેવાનું અભિમાન પ્રેરતો ના હોય ? ભારતમાં જુવાન પેઢીને ભારતની આઝાદીની લડતનો ખ્યાલ નથી. એમણે સૂચન કર્યું છે કે પાઠ્યપુસ્તકોમાં આઝાદીની લડતની વાતો, આઝાદીની લડતના લડવૈયાનાં જીવનચરિત્ર આવે અને દરેક જિલ્લામાં આઝાદીની લડતની વાતો આવે. દરેક જિલ્લામાં આઝાદીની લડતમાં ભાગ લેનાર જીવતા હોય તો તેમનાં પ્રવચનો શૈક્ષણિક સંસ્થાઓમાં ગોઠવવાં. આ પત્ર એકલા ગુજરાતના મુખ્ય પ્રધાનને લખ્યો નથી, પણ ભારતભરના મુખ્ય પ્રધાનોને લખ્યા છે.

આ પત્ર મળ્યા પછી તુરત જ ગુજરાતના શિક્ષણ પ્રધાને કેળવણીકારોની મીટિંગ કરી તેમાં વડાપ્રધાનના સૂચનનો અમલ કરવા નિર્ણય લેવામાં આવ્યો. દેશભક્તિનાં ગીતોનો પણ પાઠ્યપુસ્તકોમાં સમાવેશ કરવાનો નિર્ણય લીધો.

અંગ્રેજી સ્કૂલમાં શિક્ષણ લઈ મહાત્મા ગાંધીજી, લોકમાન્ય તિલક, લાલા લજપતરાય, વિઠ્ઠલભાઈ, નેહરુ અને અનેક રાષ્ટ્રભાવના, રાષ્ટ્રભક્તિ અને રાષ્ટ્રને માટે મરી ફીટવાની તમન્નાવાળા પાકયા. વિદ્યાર્થીઓએ રાષ્ટ્રભક્તિથી પ્રેરાઈ સ્કૂલ–કોલેજો છોડી, મીઠાની લડતમાં માથાં ફોડાવ્યાં અને જેલો ભોગવી. ૧૯૪૨ની લડતમાં તો રાષ્ટ્રભક્તિનો જુવાળ એવો હતો કે લાખો લોકો જેલોમાં ગયા. ભગતસિંહ વગેરે ફાંસીના માંચડે હસતા હસતા ચડયા. એ પણ અંગ્રેજ હકૂમત તળેના શિક્ષણના કારણે. અંગ્રેજી હકૂમત તળેના શિક્ષણનાં પાઠ્યપુસ્તકોમાં રાષ્ટ્રગીતો કે રાષ્ટ્રીય અગ્રણીઓનાં જીવનચરિત્ર હતાં ?

એ સમયના શિક્ષકો અને સંચાલકોએ અંગ્રેજી હકૂમતમાં શિક્ષણ લીધું હતું. શિક્ષણ એ પવિત્ર વ્યવસાય છે. દેશના ઉત્થાન માટેનો વ્યવસાય છે. કમાવા માટે તો નથી જ. એ સમયે શિક્ષકોને ટયુશનોની કલ્પના નહોતી. તેમજ સંચાલકોને પણ કમાવાની ભાવના નહોતી.

આ બધું સ્વરાજ પહેલાં હતું. સ્વરાજ–પ્રાપ્તિ પહેલાં રાષ્ટ્રભાવના, રાષ્ટ્ર માટે ફના થઈ જવાની ભાવનાનો જુવાળ હતો. સ્વરાજ્ય પછી ? આપણી સરકારમાં ચૂંટાયેલ મુખ્ય પ્રધાન અને શિક્ષણ પ્રધાન હોવા છતાં આ કેમ બન્યું ?

સ્વરાજ્ય પછી છત્રીસ વર્ષે વડાપ્રધાન ઇન્દિરાબેનને શિક્ષણમાં પરિવર્તન લાવવાનો વિચાર સૂઝયો છે અને ભાવિ વિદ્યાર્થી પેઢીમાં રાષ્ટ્રભાવના આવે તેમ કરવા વિચાર્યું છે. સારો વિચાર છે.

રાષ્ટ્રગીતો અને આઝાદીના લડવૈયાનાં જીવનચરિત્રોનો શિક્ષણનાં

પાઠ્યપુસ્તકોમાં સમાવેશ કરવાથી ભાવિ પેઢીમાં રાષ્ટ્રધર્મ, રાષ્ટ્ર માટે ફના થઈ જવાની તમન્ના અને રાષ્ટ્રભાવના પ્રેરાશે એ માનવું વધારે પડતું છે.

ગુજરાતીમાં સર્વમાન્ય કહેવત છે કે 'કૂવામાં હશે તો હવાડામાં આવશે.'

દેશના અગ્રણીઓ અને પ્રધાનો વગેરએ ત્યાગ અને દેશ માટે સર્વનો ભોગ આપનારા, અને તો તેમનું અનુકરણ જનતા અને ભાવિ પેઢી કરવાની જ. પણ એ જો સત્તા અને પૈસા પાછળ દોટ મૂકવાના આદર્શ રજૂ કરે તો પાઠ્યપુસ્તકોમાં રાષ્ટ્રગીતો વગેરે હશે તોપણ ભાવિ પેઢીને અસર નહીં થાય.

આચાર્ય અને શિક્ષકો ભાવિ પેઢીના આદર્શ છે. એમનાં જીવન અને વર્તનની વિદ્યાર્થી ઉપર અસર થાય છે. સંચાલકોનાં વર્તનની અસર આચાર્ય અને શિક્ષકો ઉપર થાય છે. આથી પ્રથમ તો વિદ્યા-મંદિરમાં શુદ્ધિ લાવવાની જરૂર છે. સંચાલકોને શિક્ષણની દુકાનો ચલાવવા દેવી નહિ જોઈએ. તેમ શિક્ષકોને પણ ટ્યુશનો કરવા દેવાં નહિ જોઈએ. મોટાભાગના કે ઓછા જે હોય તે વિદ્યામંદિરને અભડાવતા હોય તેમને રવાના કરી દેવા જોઈએ.

સ્વરાજ્ય-પ્રાપ્તિ પછી આપણે અબજો રૂપિયા શિક્ષણ પાછળ ખર્ચ્યા તેની ફળપ્રાપ્તિ શી ? દેશમાંથી રાષ્ટ્રભાવના અદૃશ્ય થઈ અને જ્ઞાતિવાદ વધ્યો. આ માટે જવાબદાર કોણ ? આપણાં વાણી અને વર્તનમાં આકાશ-જમીનનું અંતર છે સત્તા મેળવવા ટકાવી રાખવા જ્ઞાતિવાદ આપણે વધાર્યો નથી ?

લોકોને લાલચુ અને ખુશામતખોર બનાવ્યા. પાઠ્યપુસ્તકોમાં ભલે પરિવર્તન આવે પણ આપણા સમાજના અગ્રણીઓએ એમનાં જીવન અને વર્તનમાં પરિવર્તન લાવવું પડશે. રાષ્ટ્રભક્તિ, ત્યાગ, પ્રામાણિકતા, નિષ્ઠાનો આદર્શ ભાવિ પેઢીને આપણે પૂરો પાડવો પડશે, સંચાલકો

અને શિક્ષકોએ આદર્શ પૂરો પાડવો જોઈએ.

મારી મક્કમ માન્યતા છે કે પુસ્તકો કરતાં માબાપના જીવનની અસર વધુ થાય છે. શિક્ષકોનાં જીવનની અસર પણ જેવીતેવી નથી.

દેશની ખાતર એવો આદર્શ પૂરો પાડીએ કે જેની ભારે અસર ભાવિ પેઢી – આપણાં બાળકો ઉપર પડે.”

–પુરુષોત્તમ પટેલ

*

આમ આપણે જોઈએ તો દાસકાકા વ્યક્તિ મટી “સંસ્થા” બની ગયા હતા. આપણો વ્યવસાય ખેતી હોવાથી આપણે કુદરતથી ઘણા નજીક ગણાઈએ. બાગબગીચાનો આપણને શોખ હોય તે પણ સહજ ગણાય. તેમણે આ સંસ્થાને વૃક્ષોથી ભરી દેવાનું સ્વપ્ન સેવેલું તે કામયાબ ન નીવડ્યું. આ કેમ્પસ લીલુંછમ બનાવવાનું કોઈ બીડું ઝડપે તો દાસકાકાનું સ્વપ્ન પૂર્ણ થાય. આજે વિશ્વભરમાં પર્યાવરણનો પ્રશ્ન પેચીદો બન્યો છે. આપણે કુદરત પાસેથી જેટલું લઈએ તેટલું પાછું નહિ આપીએ તો કુદરત આપણાથી નારાજ થાય. દરેક આશ્રમ-વાસી એક ઝાડ ઉછેરવાની પ્રતિજ્ઞા લે તો આ વૃંદાવન બની જાય. દાસકાકાને પ્રકૃતિપ્રેમ ભારે હતો, તેનું દૃષ્ટાંત ટાંકતાં સંસદસભ્ય શ્રી ખેમચંદભાઈ ચાવડા લખે છેઃ “કડી સર્વ વિદ્યાલય મંડળની પ્રગતિ માટે તેમણે હંમેશાં ચિંતા કરી છે. મારા દિલ્હીના નોર્થએવેન્યૂ રહેઠાણના કોર્ટયાર્ડમાં સારાં ગુલાબનાં ફૂલ જોઈ તે ગુલાબને સર્વ વિદ્યાલય મંડળના પટાંગણમાં રોપવા માટે લઈ ગયા હતા. ત્યાં ગુલાબ-ખીલ્યાં કે નહિ, તેની મને ખબર નથી. પરંતુ સંસ્થા પ્રત્યેની તેમની ભાવના અને કર્તવ્ય બન્ને જોઈ શકાય છે.”

ગુલાબ અને સારા આંબાના ગોટલા રોપવા દાસકાકાએ પ્રયત્ન કર્યો. જમીન કે વૃત્તિના અભાવે ફળ્યાં–ફૂલ્યાં નહિ, પણ કાર્યકરોમાં સહકાર અને પ્રેમના વાતાવરણથી સંસ્થા ફળી–ફૂલી. એટલે જ તો કવિશ્રી

અનામી પણ છગનભાને સંસ્થા જોવા આવવાનું આમંત્રણ આપતાં લખે છેઃ-

"જુઓ ભા !
વાવ્યાં બી ઊગ્યાં, ફૂલ્યાં, ફળ્યાં
ઝૂલે કેવું મહાવૃક્ષ આ !
જુઓ ભા !"
"એક કળી બહુ રૂપે ફળી
સોનામાં સુગંધ કેવી મળી
એક વાર આવી ફરી
જુઓ આ –
ફળ્યા કેવા ભા !"

પોતાની જ હયાતીમાં પોતાનો પરિશ્રમ ઊગી નીકળે અને તેનાં રૂડાં ફળ જોવા મળે તેના પરિશ્રમનો આનંદ દાસકાકાને કેટલો થયો હશે તે તો તેમનો આત્મા જ કહી શકે. નાદુરસ્ત તબિયત વખતે તેમણે શિક્ષણ સઘન બને તે હેતુથી એક 'આચારસંહિતા' તૈયાર કરી હતી. દાસકાકાના અધૂરા સ્વપ્નને આપણે ભેગા મળી પૂર્ણ કરીએ અને તેમને પણ 'ભા'ની જેમ 'મહાવૃક્ષ'ને જોવા માટે આમંત્રણ આપીએ.

૭

## એકલો જાને રે....

'હે ખુમારીને ખોળે રામ, ભડ પુરુષ ગિયો પોઢીજી,

ઈણે અગન કેસર ઘોળી, ઝળઝળતી ચાદર ઓઢીજી,

શ્રી અરવિંદે પોતાની યોગશક્તિથી મોતને બબ્બે વાર પાછું ઠેલ્યું હતું. મોતની ફિલોસોફી જાણવી ખૂબ અઘરી છે. આપણી જ સંસ્થાના ભૂતપૂર્વ આચાર્ય બાપુભાઈ ગામીએ મહર્ષિ અરવિંદની પ્રસાદીથી મૃત્યુને નજીકથી જોયું હતું. આવી કોઈ અનુભૂતિ દાસકાકાને થઈ હોય તેવી આપણને ખબર નથી; પણ મૃત્યુ આવવાનું છે, તે પહેલાં મારાં કાર્યો આટોપી લેવાં છે, તેની પાકી ગણતરી દાસકાકાને હતી જ. તેમના પુત્ર તનસુખભાઈ અને પુત્રવધૂ કુન્તાબેન જણાવે છે: "તેઓ માંદગીના સકંજામાં ઝડપાયા ત્યારે અમે તેમની સારવાર કરીએ ત્યારે કહેતા કે ૮૫ વર્ષે હું નહિ મરું તો કોણ મરશે? ઓક્સિજન અને ગ્લુકોઝ વગેરે આપવાની વાતો કરીએ તો કહેતા કે મને મારી શારીરિક પરિસ્થિતિની ખબર છે. મને પરાણે જીવાડવા પ્રયત્ન ન કરશો. દવાખાને દાખલ કરવાની વાત કરીએ તો તેઓ ચોખ્ખી ના પાડતા. પરંતુ બધાના આગ્રહને વશ થઈ તેઓ દવાખાને દાખલ થયા. તેમણે છેલ્લા દિવસ સુધી ગાંધીનગર શાળાનું કામ કર્યું. મૃત્યુ નજીક આવે ત્યારે દરેક મનુષ્યને કંઈક મોહ–માયા હોય, પોતાનાંને મળવાનો તલસાટ હોય; પરંતુ તેમને કોઈ જાતની મોહ–માયા તો હતી જ નહિ અને આવું સાદું જીવન,

મોહ–માયા વગરનું, તો પોતાના પુત્રે વકીલાત શરૂ કરી ઘરની જવાબ-
દારી સંભાળી ત્યારથી જ જીવતા. કોઈ કંઈ પણ પૂછે તો કહેતા કે,
'હું તો ઘરનો મહેમાન છું. છોકરાઓ મારી સરભરા કરે તેનાથી વધુ હું
કંઈ જાણતો નથી."

દાસકાકાએ ૮૫ વર્ષ પૂરાં કર્યાં. એક અંગ્રેજ કવિએ આધુનિક
જમાનાના માણસની આંકેલી આયુષ્ય મર્યાદા ૭૦ કરતાં પણ બીજાં
પંદર વધારે પસાર કર્યાં.... પણ માત્ર ૮૫ વર્ષ પૂરાં કર્યાં એ કોઈ
મોટો અચંબો નથી. પણ કેવી રીતે પસાર કર્યાં તે મહત્ત્વનું છે.
દુનિયામાં એંસી વર્ષ નહિ, પણ સો વરસ પૂરાં કરીને પણ હજી જીવતા
હોય તેવા માણસોનો અભાવ નથી. ૧૧૨ વર્ષનાં દાદીમા અને ૧૫૦
વર્ષનો શેખ, આવા દાખલા અવારનવાર પ્રકાશમાં આવે છે. એની બે
પાંચ જ નહીં પણ આઠ દશ પેઢીના છોકરાઓ સાથેની તસવીરવાળાં
ચિત્રો પણ વર્તમાનપત્રોને પાને અવારનવર ચમકી જાય છે. પણ
ખાલી જીવી જવું, ખાલી પ્રજા ઉત્પન્ન કરી જવી, ખાલી સ્ત્રીઓની
ફોજ બતાવી આટલી સ્ત્રીઓનો સ્વામી બન્યો, આટલાં બાળકોનો
પિતા, દાદો, વડોદાદો બન્યો એટલી હકીકતથી માણસ મોટો બની જતો
નથી. માણસ મોટો તો ત્યારે બને છે, જ્યારે પોતાનું જીવન સ્વાર્થ
માટે નહિ પણ પરમાત્મા માટે ખર્ચ્યું હોય છે. માણસે પોતાના જીવનનાં
વર્ષો કેમ ગાળ્યાં, કેવાં કાર્યોમાં ગાળ્યાં, એથી કુટુંબને, ગામને,
સમાજને, દેશને અને છેવટે વિશ્વને શો લાભ થયો, એના ઉપર એના
જીવનની મહત્તાનો આધાર છે. બીજા કેટલાક માણસો ઘણાં વર્ષોમાં
આ કામ ન કરી શકે તે કામ દાસકાકાએ ૮૫ વર્ષોમાં કરી બતાવ્યું.

કડી જેવા શહેરના એક મધ્યમ કુટુંબમાં જન્મીને, જરા મોટા
થયા પછી, સમજણા થયા પછી, દાસકાકાએ પોતાનું જીવન જુદાં જુદાં
ઋણો – પિતૃ ઋણ, ભાતૃ ઋણ, કુટુંબ ઋણ, સમાજ ઋણ ચૂકવવામાં
ગાળ્યું અને એ પછીનાં ૫૦ વર્ષ સમાજ ઋણ અને દેશનું ઋણ
ચૂકવવામાં ગાળ્યાં. કડીમાં રોપાયેલા વટવૃક્ષને જીવંત રાખવામાં દાસ-

કાકાનો ફાળો ઘણો મોટો હતો. પાટીદાર સમાજની પ્રગતિનો કોઈ પણ આધાર હોય તો તે આ કડી સંસ્થા હતી, જેણે પાટીદાર સમાજમાં નવ-નિર્માણ કર્યું હતું. દુનિયામાં પોતાના પરિશ્રમનું ફળ જોવા દાસકાકા સદ્ભાગી બન્યા. સંસ્થાની સેવામાં ક્યારેક ભરતી–ઓટ આવ્યાં, પરંતુ પાછળથી સંપૂર્ણ જીવન તેમણે સંસ્થાને અર્પણ કરી દીધું. સર્વ વિદ્યાલય કેળવણી મંડળના મંત્રી તરીકે અને કડવા પાટીદાર ઉત્તેજક કેળવણી મંડળના પ્રમુખ અને ઉપપ્રમુખ તરીકે લાંબા સમય સુધી સેવાઓ આપી હતી. કુદરત તરફથી એમને સંકેત મળી ગયો હતો કે હવે આતમરામને અહીંથી ઊડી જવા માટે કોઈ સાદ દઈ રહ્યું છે, એટલે તેમણે પોતાનું નાનકડું વસિયતનામું તૈયાર કર્યું હતું :

"હું ઇચ્છું છું,"

(૧) મારા મરણ પછી મારા શબને અગ્નિ–સંસ્કાર આપવા સિદ્ધપુર લઈ જવો નહિ.
(૨) વર્તમાનપત્રમાં મને શ્રદ્ધાંજલિ આપવી નહિ.
(૩) પિંડ આપવાની જરૂર મને જણાતી નથી.
(૪) અગ્નિ–સંસ્કાર પછી ફૂલ નદીમાં નાખવાની જરૂર નથી.
(૫) શ્રાદ્ધ બિનજરૂરી છે. સાચું શ્રાદ્ધ મારાં અધૂરાં કામ પૂરાં કરવામાં છે.
(૬) સજ્યા ભરવાની જરૂર નથી, એ ખોટો રિવાજ છે.
(૭) મૃત્યુ આવશ્યક છે, એ માટે શોક કરવો નકામો છે.
(૮) મારી પાછળ ગરુડપુરાણ કે એવું કાંઈ બેસાડવું નહિ.

તા. ૭–૧૨–૮૩ –પુરુષોત્તમદાસ આર. પટેલ

સંસ્થાના અમૃત મહોત્સવ વખતે તેમનું શરીર લથડી ગયું હતું. અમૃત મહોત્સવના અંકમાં દાસકાકાનો "સંભારણાં" નામનો લેખ પ્રગટ થયો. આ લેખ તેમનું છેલ્લું સંભારણું હતું. આ પ્રસંગે તેમનાં સંસ્થાને અને સંસ્થાને તેમનાં છેલ્લાં દર્શન હતાં. સંસ્થાના કાર્યકરોની

આંખમાં આંખ પરોવીને જાણે કહેતા હોય, "આ બધું સાચવજો........ આવજો........રામ રામ." દાસકાકા મહેસાણા જવા રવાના થયા ત્યારે સજળ નેત્રે સૌ તેમને જોઈ રહ્યા હતા. ધરતી પણ ભારેખમ થઈ ગઈ હતી. આ દાસકાકાનાં અંતિમ દર્શન છે, એવું સૌ કોઈને લાગ્યું હતું.

આ સંસ્થાના ઋષિરાજ જેવા છગનભાને પણ મૃત્યુનો અણસાર આવી ગયો હતો. ભાએ પોતાના ગુરુએ આપેલો કોલ પૂરો કર્યો, તેનો આનંદ હતો. ભા અમદાવાદમાં દીકરાઓને ત્યાં આવ્યા, બાજરીના રોટલા બનાવ્યા. કુટુંબ સાથે આનંદ કર્યો અને દેહનો ત્યાગ કર્યો. તેમને મળવા આવનાર સંસ્થાના કાર્યકરોને ભા એટલું જ કહેતા, "આ સંસ્થાને સાચવજો."

શ્રી દાસકાકા જ્યારથી છગનભાના પરિચયમાં આવ્યા ત્યારથી તેમને 'ભા' પ્રત્યેનું ઘેલું લાગ્યું હતું. અને 'ભા'એ ચીંધેલા માર્ગને પૂર્ણ કરવાનું દાસકાકાએ મનોમન નક્કી કર્યું હતું. દાસકાકા માંદગીના બિછાને હતા ત્યારે તા. ૧૬–૫–૮૪ના રોજ દવાખાનામાં ધનાભાઈ વકીલ તેમની ખબર-અંતર પૂછવા ગયા. કાકા તો એમની મસ્તીમાં જ હતા. વકીલે દાસકાકાની પાસે ગીતાની વાત છેડી, એટલે કાકાએ કહ્યું, "ગીતા તો ઠીક છે, પણ મારી તમને સૌને એક જ વિનંતી છે કે આ સંસ્થા પ્રત્યે પ્રેમથી જોજો અને તેને સાચવજો." આમ સાચા અર્થમાં દાસકાકા કર્મયોગી હતા. માંદગીના બિછાને પણ તેમનો સરદાર પટેલની જેમ જ હાસ્ય-વિનોદ તો ચાલુ હતો. હસતાં હસતાં તેમણે ધનાભાઈને કહ્યું, "હું ભલભલાને ધ્રુજાવી દેતો, પણ હવે તો મારો હાથ કે પગ પણ હલાવી શકતો નથી." તા. ૧૯–૫–૧૯૮૪ના રોજ અમદાવાદની સિવિલ હૉસ્પિટલમાં હૃદયરોગના હુમલાથી ૮૫ વર્ષની વયે દાસકાકાએ નશ્વર દેહ છોડ્યો. દૂધેશ્વરને આરે તેમનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. સંસ્થા પરિવારે તેમજ ગુજરાતે તેમના અવસાનના સમાચાર સાંભળી આંચકો અનુભવ્યો. ખેડૂતે તેનો તારણહાર ગુમાવ્યો, સંસ્થાએ મોભી

ગુમાવ્યો, જાહેર ક્ષેત્રની સહકારી સંસ્થાઓએ નિષ્ઠાવાન, પ્રામાણિક વહીવટકર્તા ગુમાવ્યો, અને પાટીદાર સમાજે સમાજસુધારક ગુમાવ્યો. અનેક વર્તમાનપત્રોએ તેમના દુ:ખદ અવસાનની નોંધ લીધી. સામાજિક સંસ્થાઓ અને કાર્યકર્તાઓએ તેમને ભાવભીની શ્રદ્ધાંજલિ આપી. ગુજરાત વિધાનસભા અને દિલ્હીની પાર્લામેન્ટે તેમનાં કાર્યોની નોંધ લઈ તેમને અંજલિ આપી. ખેડૂત સંગઠનો અને જ્ઞાતિ મુખપત્રોએ તેમના પ્રત્યે અહોભાવ પ્રગટ કરવા વિશેષ અંક પણ બહાર પાડ્યા. કડી સંસ્થામાં વકીલશ્રી ધનાભાઈ હ. પટેલના પ્રમુખપદે તા. ૩–૬–૮૪ના રોજ દાસકાકાને શ્રદ્ધાંજલિ આપવા માટે સભા મળી, જેણે નીચે મુજબનો ઠરાવ કર્યો :

"આ સંસ્થાના સર્જક અને સંચાલકોના અગ્રણી, પ્રમુખ નિષ્ઠાવાન કેળવણીકાર, ગુજરાત રાજ્યના ભૂતપૂર્વ મંત્રી, ખેડૂતોનાં હિતો માટેના પ્રખર સેનાની શ્રી પુરુષોત્તમદાસ ર. પટેલ (દાસકાકા)-ના અવસાનથી આ સભા ઘેરા શોક અને દુ:ખની લાગણી અનુભવે છે.

દાસકાકાએ જાહેરક્ષેત્રમાં જે જે પુરુષાર્થ કર્યો એ સર્વ ક્ષેત્રોને એમણે અનન્ય રીતે શોભાવ્યાં છે. એમણે જાહેર જીવનમાં અનેક પરિબળો સામે સંઘર્ષો કરીને અનન્ય વીરત્વ અને નીડરતા દાખવ્યાં છે. અને પોતાના જીવનને ઉદાહરણરૂપ બનાવીને પ્રજાના ઉત્સાહને સંકોરીને એને પ્રદીપ્ત બનાવ્યો છે.

એમણે રાજકારણમાં અભય નેતૃત્વ દાખવી આ ક્ષેત્રમાં સ્વચ્છ અને પ્રામાણિક જીવનનું અનન્ય ઉદાહરણ પૂરું પાડીને એમનામાં રહેલા ઉમદા રાજપુરુષનાં દર્શન કરાવ્યાં. ખેડૂતોનાં હિતોના જાગૃત પ્રહરી બનીને, એમણે કોઈ પણ કોમના ભેદભાવ સિવાય સારાએ ખેડૂત આલમનાં કલ્યાણ અને એનાં હિતોના રક્ષણ માટે જીવનભર ઝઝૂમ્યા.

કેળવણી ક્ષેત્રે રાષ્ટ્રની માંગને સતત નજરમાં રાખીને એમણે કડીની અને બીજી વિવિધ સંસ્થાઓની સ્થાપનામાં અને એમનો વિકાસ

કરવામાં અને એમને નિભાવવામાં પોતાનો ફાળો આપ્યો. વ્યવસાયલક્ષી શિક્ષણમાં એમનું પ્રદાન મહેસાણા જિલ્લામાં પથપ્રદીપ સમું બની રહ્યું છે.

ગીતાનો કર્મયોગ એમના જીવનનો મુખ્ય માર્ગ બની રહ્યો અને જીવનની અંતિમ પળ સુધી લોકકલ્યાણ માટે નિસ્પૃહ ભાવે એ પ્રવૃત્તિશીલ રહ્યા. એમનાં અધૂરાં રહેલાં કાર્યો પૂરાં કરવામાં એમના પ્રત્યેનાં સાચાં તર્પણ અને શ્રદ્ધાંજલિ બની રહેશે. એવી એમની અંતિમ અભિલાષામાં સાચા કર્મઠની પ્રબુદ્ધતા પ્રગટી રહે છે.

આવા વીર પુરુષના અવસાનથી આ સંસ્થાને ભારે અને ન પુરાય તેવી ખોટ પડી છે. આ ખોટ એ માત્ર આ સંસ્થાની કે એક કુટુંબની ખોટ નથી, સારાએ જિલ્લા અને રાજ્યની એ ખોટ છે. એ ખોટ સહન કરવાની શક્તિ એમનાં કુટુંબીઓ અને આપણને સૌને મળી રહે અને સદ્ગતના આત્માને ચિર શાંતિ મળી રહે એ માટે પરમકૃપાળુ પરમાત્માને આ સભા પ્રાર્થના કરે છે.”

પટેલ ભુવનમાં તેમને શ્રદ્ધાંજલિ આપવા માટે સભા મળી અને શોક ઠરાવ પસાર કર્યો હતો.

તા. ૭ જૂન ૧૯૮૪ના ‘ગુજરાત મિત્ર’ તથા ‘ગુજરાત દર્પણની’ “વ્યક્તિ અને સૃષ્ટિ” કોલમમાં શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકર લખે છે.

“દાસકાકાના હુલામણા નામે સમગ્ર મહેસાણા જિલ્લામાં ને ઉત્તર ગુજરાતમાં જાણીતા શ્રી પુરુષોત્તમદાસ પટેલે ગઈ તા. ૧૮મી એ અમદાવાદમાં ચિરવિદાય લીધી. ૮૫ વર્ષની બુઝર્ગ વયે દાસકાકા ગયા, પણ છેલ્લી ક્ષણ સુધી એમની ઝિંદાદિલી અને સક્રિયતા જુવાનને શરમાવે એવી રહી. વકીલ, પત્રકાર, ખેડૂત નેતા, આંદોલનકાર, સાંસદ, સમાજ-સુધારક, કેળવણી ક્ષેત્રે સતત ઘડવૈયા એવા દાસકાકાએ મહત્ત્વપૂર્ણ કામગીરી બજાવી. મહેસાણા, કડી ગાંધીનગરમાં શિક્ષણની સંસ્થાઓ ચલાવી. કન્યા-કેળવણી પર એમનો સવિશેષ ઝોક હતો. મહિલાઓ કેવળ ભણેગણે નહીં પણ બહાદુર બને એમ એ ઇચ્છતા હતા. મહા-

ગુજરાતના આંદોલનમાં દાસકાકાએ ઉત્કટ ભાગ લીધો. સન ૧૯૫૭ની સાલમાં પરિષદની ટિકિટ પર તેઓ મહેસાણામાંથી જંગી બહુમતીથી લોકસભામાં ચૂંટાયા. એ પહેલાં આઠેક વર્ષ મુંબઈની ધારાસભામાં અને એની અગાઉ સન ૧૯૪૬–૪૯નાં વર્ષોમાં વડોદરા રાજ્યના ધારામંડળમાં સક્રિય અને અસરકારક સભ્ય તરીકે એમણે સઘન કાર્ય કર્યું. "ખેડૂત" અને "રાષ્ટ્રધર્મ" અઠવાડિકો તેમણે વર્ષો સુધી ચલાવ્યાં. દાસકાકા નીડર, નિઃસ્વાર્થી, પ્રામાણિક, ચારિત્ર્યશીલ, રાજકીય સામાજિક કાર્યકર અને નેતા હતા. સચ્ચાઈ અને સ્પષ્ટવક્તાપણું એમના હાડમાં હતાં. પૂજ્ય દાદાસાહેબના સમયથી દાસકાકા સાથેનો મારો સ્નેહ સંબંધ રહેલો. અમે ઓછું મળતા પણ એમની દૃઢતા અને લાક્ષણિકતા મને હંમેશાં સ્પર્શતી અને ખુશ કરતી. જેમ ભરૂચના સદ્‌ગત ડૉ. ચંદુલાલ દેસાઈ "છોટે સરદાર" તરીકે પંકાયા તેમ ઉત્તર ગુજરાતમાં દાસકાકાને એવા જ બિરુદથી લોકો પ્રેમાદરથી સંબોધતા. નવી અને ઊછરતી પેઢી આગળ દાસકાકાનું સળંગ સુંદર જીવનચરિત્ર ગ્રંથરૂપે મુકાવું જોઈએ. એ પ્રેરક અને માર્ગદર્શન બની રહેશે. દાસકાકાની પુણ્યસ્મૃતિને મારાં વંદન !"

શ્રી દાસકાકા તુલસીદાસની પંક્તિને અનુરૂપ જીવન જીવી ગયા. તુલસીદાસે લખ્યું છેઃ

"જબ તુમ આયો જગત મેં લોક હસે તુમ રોય;
એસી કરની કર ચલો, તુમ હસે જગ રોય."

આનર્તના સપૂતને અંજલિ આપતું ગીત કવિ શ્રી અનામીના હૃદયમાંથી જન્મ્યું—

### "દાસકાકા ગયા !"

"દાસકાકા ગયા" ! શબ્દો વાસ્તવિક ભલે રહ્યા,
અનેકોની સ્મૃતિ માંહે સ્થાયીરૂપે વસી ગયા.
સ્નાયુબદ્ધ ઊંચો દેહ, ગૌર સ્નિગ્ધ સમુન્નત,

કસુંબલ-માંજરી આંખો મીમાંસા-મજ્જને રત.
તોખારીસ્તાનના તેજી તોખારો શા તમે હતા,
વેગીલા, ટેકીલા, શ્વાસે ખુમારીથી ભર્યા ભર્યા.
અર્ધશતાબ્દીની પૂર્વે પેખ્યાતા મુગ્ધભાવથી,
સંધ્યાકાળેય છલકાતા પેખ્યા જીવન-લ્હાવથી
લોકાભિમુખ નેતા ને લોક-સંગ્રહ-ચાહક,
આખાબોલા, સ્પષ્ટવક્તા, વાણી તેજાબી-દાહક.
અસ્તિ-નાસ્તિ વિષે અજ્ઞ, સુજ્ઞ કેવળ કર્મમાં,
વિમલ વિવેક શું પ્રાજ્ઞ, શ્રદ્ધા માનવધર્મમાં.
સમાજ શિક્ષણ ને રાજ્યે પરિવર્તન-આગ્રહી,
સ્વપ્ન-વાસ્તવના શિલ્પી, દૃષ્ટિ નભ-ધરા સાહી.
ગ્રામવાસી સમા ગ્રામે, પુરવાસી પૂરા પુરે,
મધ્યમાર્ગી શું વ્યવહાર, સ્થિરબુદ્ધિ સમન્વયે.
હળપૂણી સમી બુદ્ધિ ધરા ધીંગીય ખેડતી,
ગુણકર્મે કૃષિકાર, હરિયાળી પડતરે થતી.
પ્રજામાનસનાં વાવ્યાં જે જે બી ભાતભાતનાં,
દેશકાળ સુયોગે સૌ ફોળશે કો પ્રભાતમાં,
"દાસકાકા ગયા" ! શબ્દો વાસ્તવિક ભલે રહ્યા,
અનેકોની સ્મૃતિ માંહે સ્થાયીરૂપે વસી ગયા.

"અનામી"

## પરિશિષ્ટ – ૧
## દાસકાકાના પત્રો

ન્યૂ દિલ્હી, તા. ૨૧–૮–૬૩

ભાઈશ્રી ધનાભાઈ તથા છગનભાઈ,

મને લાગે છે કે ગુજરાતના પ્રધાનમંડળમાં ફેરફાર આવી રહ્યો છે.

હમણાં તો અહીંની કામગીરીમાં રોકાઈ ગયો છું. સંસ્થાના કામમાં હું હમણાંથી રસ લેતો નથી એ કારણે તમે બન્ને ઉદાસીનતા સેવશો નહીં. એ થશે તો સંસ્થાને નુકસાન થશે.

મુ. રામચંદ્રભાઈની ઉંમર થઈ છે. શરીર પણ નબળું પડેલું લાગે છે અને ઉશ્કેરાઈ જાય છે. મારો સ્વભાવ સ્પષ્ટ કહેવાનો છે. એના પરિણામે બીજા લોકોને મનભેદ કે મતભેદ જેવું લાગે. મેં એમને મુરબ્બી માન્યા છે અને તેથી એમને દુઃખ લાગે એવું કરવું નથી. એમને દુઃખ લગાડવા સિવાય સંસ્થાની પ્રગતિ અને વિકાસ માટે હું મહેનત કરવાના મતનો છું. મારા વિચારો કડી સંસ્થાના તેમજ આપણી શાખાનાં વિદ્યાલયો અને આશ્રમ સંબંધમાં જુદા છે. આપણી શાખાઓ, વિદ્યાલયો અને આશ્રમોનો આપણા ઉપર હક કડીની સંસ્થાથી સહેજ પણ ઓછો નથી અને આપણે આપણી મુખ્ય સંસ્થા અને શાખાઓનો વિચાર કરવો જોઈએ અને એમના વિકાસને માટે કડીની સંસ્થાથી ઓછા પ્રયત્નો નહીં કરવા જોઈએ. વડનગર અને બલોલ બન્ને સારાં વિદ્યાર્થીઆશ્રમ માગી લે છે. આપણે એ માટે રસ ના લઈએ તો એમને લાગે છે કે કડીની સંસ્થા હકૂમત માગે છે જ્યારે જવાબદારી ઉપાડતી નથી. આ લાગણી અટકાવવી જોઈએ.

ગયા વર્ષ દરમ્યાન મેં આપણી બધીએ સંસ્થાઓની મુલાકાત બે ત્રણ વખત લીધી અને તેમાં મને આ જણાયું. આ લાગણી વધે તો પરિણામે છૂટાછેડા લેવા પ્રેરાય. વિસનગર વિદ્યાલયનો અનુભવ આપણને છે.

એ સિવાય મને લાગે છે કે મધ્યસ્થ કારોબારીએ વિશેષ રસ આ સંસ્થાઓમાં લેવો જોઈએ.

આપણી કેળવણીની સંસ્થાઓ છે, પણ એ પાછળ આપણી

સામાજિક અને આર્થિક બાબતો છે. આપણે આટલી સંસ્થાઓથી સંતોષ ના લઈએ પણ મહેસાણા જિલ્લામાં વિશેષ જવાબદારીઓ ઉપાડીએ. એનાથી મહેસાણા જિલ્લાને ફાયદો થાય. સંસ્થાઓની એકતા બધામાં એકતા લાવે.

આ હું એટલા માટે લખું છું કે છેવટે હું કડી આવ્યો ત્યારે તમો બન્ને સ્ટેશન ઉપર આવ્યા હતા અને મારો વિષાદ જોઈ તમો પૈકી એક બોલ્યા કે, ત્યારે આપણે પણ છૂટા થઈ જઈએ. પણ એથી સંસ્થાને નુકસાન થાય.

ભવિષ્યની રૂપરેખા અગ્રણીઓ વિચારે અને એ રીતે કામ કરે તો ખૂબ ફળદાયી થાય એમ લાગે છે.

આપનો

પુરુષોત્તમદાસના જયહિંદ

*

૧૫, સાઉથ એવેન્યૂ, ન્યૂ દિલ્હી,

તા. ૨૮–૮–૬૩

ભાઈશ્રી,

સર્વ વિદ્યાલય કેળવણી મંડળ માટે મારી જમીન સંપાદન કરવાનું કામ ચાલે છે તેની નોટિસ મળી છે. કાંઈ વાંધો નથી. ખાસ જમીન સંપાદન અધિકારીને મળી કામ વહેલું પૂરું થાય અને સંસ્થાને જમીન મળી જાય એમ કરશો. હું નોટિસનો જવાબ આપતો નથી.

સિનેમા પાસે એક નાની મુસ્લિમની દુકાન છે તે મને બીડીઓ મોકલી આપે છે. તેને કહેશો ને મને બે બંડલો મોકલી આપેલાં તે પૈકી એક બંડલની બીડીઓ તદ્દન ખરાબ નીકળી છે. મહેસાણા આવ્યા પછી પરત કરીશ. તેને સારી તાજી એક હજાર બીડીઓ મહેસાણા વહેલી તકે મોકલી આપવા કહેશો. આપનો અને મુ. અમીન સાહેબના પત્રો મળ્યા.

કામકાજ લખશો.

આપનો

પુરુષોત્તમદાસના જયહિંદ

મહેસાણા, તા. ૯-૯-૭૫

ભાઈ શ્રી,

આપનો લાગણીભર્યો પત્ર મળ્યો. મને ૭૭ વર્ષ થયાં. શરીર હવે દોડાદોડી કરવાની ના પાડે છે. ભલે હું ઉંમરનો મોટો રહ્યો પણ કુટુમ્બમાં પણ વડીલ મર્યાદા ના સાચવે તો અપમાનીત થાય. સંસ્થાની બાબતમાં પણ એમ જ. હું કેટલાં વર્ષ જીવવાનો ? યુવાન મંત્રીઓએ સંસ્થાની જવાબદારી ઉપાડી લીધી છે તે આનંદની વાત છે. હવે તો હું ઉંમરના કારણે જુનવાણીમાં ખપું. થાય છે કે બિલકુલ ફારગ થાઉં પણ નાનપણથી આ સંસ્થા પ્રત્યે પ્રેમ છે તે છૂટતો નથી. હમણાં ગૌશાળા ઉપર ધ્યાન આપું છું. એમાં અખતરા કરું છું. એમાં સફળતા મળે કે ના મળે પણ પ્રયત્નો કરવા માગું છું. ગૌશાળા ગાયો અને ખેતી માટે તાલુકાના ખેડૂતોને માર્ગદર્શક બને તેમાં જ તેની સાર્થકતા છે. ચીલા-ચાલુ તો સમાજ ચાલે છે. કામકાજ લખશો.

આપનો

પુરુષોત્તમદાસ પટેલના જયહિંદ.

મહેસાણા, તા. ૧૩-૧૧-૭૫

ભાઈ શ્રી ,

નૂતન વર્ષાભિનંદન માટે આભાર.

સંસ્થાની મીટિંગોમાં આપ હાજરી આપતા નથી તે સારું કરતા નથી. એ સંસ્થાના હિતમાં નથી. સંસ્થાનું કામ કરવા માટે મક્કમતા જોઈએ. કામ કરે તેની ટીકા થાય. ટીકાથી બીએ છે તે કામ કરી શકતા નથી. નૂતન વર્ષે મારી આપની પાસે માગણી છે કે મક્કમ બનો અને અને ટીકાથી ગભરાવવાનું છોડી દો.

મને સીત્તોતેર વર્ષ થયાં. હું ક્યાં સુધી ખેંચી શકીશ ? બે ચાર માણસો સંસ્થાનો વિચાર કરતા નહીં થાય તો સંસ્થા ટકશે પણ તેમાં પ્રાણ નહિ રહે. પ્રગતિ સાધી શકશે નહિ.

હમણાં તો ગૌશાળા ઉપર મેં ધ્યાન કેન્દ્રિત કર્યું છે. ચોખ્ખા પચીસ હજાર ના મળે તો ચાલે નહિ. દર વરસ ખાધમાં ગૌશાળા ચાલે તો નભી શકે નહિ. ખેતીનો અને ગાય-ઉછેરનો અનુભવ મને ઓછો છે. પણ મારા સ્વભાવ પ્રમાણે પ્રયોગો કરી આગળ વધવા માગું છું

કામકાજ લખશો.

આપનો
**પુરુષોત્તમદાસના જયહિંદ**

મહેસાણા, તા. ૧૨-૭-૭૬

ભાઈ શ્રી,

પરમદિવસે ઉંઝા ગયો હતો. શ્રી શંકરલાલ ગુરુ મળી શક્યા નહીં. પણ જાણવા મળ્યું કે ગાંધીનગરને માટે એ ખૂબ રસ લે છે. તેમને ગાંધીનગરની વાત ગમી છે. તેમને આપ મળશો અને તેઓ ફંડ ઉઘરાવવામાં મદદગાર થશે તેવું મને લાગે છે.

હાઈસ્કૂલ અને છાત્રાલયના કલાસ તૈયાર થઈ ગયા છે. તેની નીચે જે જમીન રોકાય છે તેના પંચાવન હજાર રૂપિયા થાય છે. છાત્રાલય સાથે રસોડું અને ગૃહપતિ નિવાસ, હાઈસ્કૂલ સાથે મુતરડી અને જાજરૂ.

શેઠશ્રી જયકૃષ્ણભાઈના માણસો હજુ કડી આવ્યા નથી. તેમને પત્ર લખ્યો છે. જરૂર પડશે તો તેમને મળી તેમનું ઉકેલવાનું કરીશ. મને શ્રદ્ધા છે કે એ થશે.

કામકાજ લખશો.

આપનો
**પુરુષોત્તમદાસના જયહિંદ**

મહેસાણા, તા. ૧૦-૮-૮૨

સ્નેહી ભાઈશ્રી,

અમેરિકાનો મહોત્સવ ફંડનો પ્રવાસ કરી સફળતાથી મેળવી તે માટે આપને તથા ચિ. મોહનભાઈને ધન્યવાદ. સંસ્થાની સારી સેવા કરી અને બાર લાખ ઉપરાંત અમૃત મહોત્સવનું ફંડ મેળવ્યું; જાણીને આનંદ થયો.

ચિ. મિલન વધુ અભ્યાસ માટે અમેરિકા જવા તા. ૨૫-૮-૮૨ ના દિવસે નીકળી મુંબઈ જશે, ત્યાંથી એર ફ્રાન્સથી અમેરિકા.

આપનું અને શ્રી મોહનભાઈનું શરીર સારું રહેવું અને સુખરૂપભારને આવી પહોંચશે એ આશા.

અમેરિકા અને અન્ય પરદેશોમાં આપણા વિદ્યાર્થી ઘણા છે. તેમને સંસ્થા માટે પ્રેમ છે. એમને સંસ્થામાં ભેગા કરવાની જરૂર છે. તેવી આપની લાગણી સાથે હું સંમત થાઉં છું. વિદેશોમાં રહેતા આપણા વિદ્યાર્થીઓને વર્ષમાં એક વાર લીફલેટ તૈયાર કરી મોકલવાનું રાખીએ તો એની સારી અસર થાય તેવું મારૂં માનવું છે. લીફલેટ ટૂંકામાં સંસ્થાની પ્રવૃત્તિઓ અને ટૂંકો હિસાબ.

આપનો

**પુરુષોત્તમદાસના જયહિંદ**

# પરિશિષ્ટ—૨

# સંસ્થાની પ્રવૃત્તિઓ

## કડી ક્ષેત્ર

૧ શેઠશ્રી પ્રાણસુખલાલ મફતલાલ વિવિધલક્ષી સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ ( સેકન્ડરી અને હાયર સેકન્ડરી સામાન્ય અને વિજ્ઞાન પ્રવાહ સાથે.)

૨ સાયન્સ કોલેજ

૩ ટેકનિકલ હાઇસ્કૂલ (સેકન્ડરી અને હાયર સેકન્ડરી વ્યવસાયલક્ષી પ્રવાહ સાથે.)

૪ ટેકનિકલ ઇન્સ્ટીટયુટ

૫ શ્રી સાંકળચંદ કાળીદાસ પટેલ ઔદ્યોગિક તાલીમ કેન્દ્ર (I. T. C.)

૬ શ્રી નાથાલાલ નારણદાસ દેસાઈ પ્રાથમિક શાળા

૭ શેઠશ્રી હરિવલ્લભ કાળીદાસ પુસ્તકાલય (સર્વ વિદ્યાલય હાઇસ્કૂલ સંલગ્ન)

૮ શ્રી વિદ્યાર્થી આશ્રમ (છાત્રાલય)

૯ શ્રી ધનજીભાઇ મોતીભાઈ છાત્રાલય

૧૦ ટેકૂનિકલ હોસ્ટેલ

૧૧ સાયન્સ કોલેજ હોસ્ટેલ

૧૨ શ્રી બી. એમ. પટેલ વિદ્યાર્થી ભવન (છાત્રાલય)

૧૩ શ્રી અંબાલાલ માલદાસ પટેલ ભોજનાલય

૧૪ શ્રીમતિ મેનાબેન મંગળદાસ પટેલ મહેમાનગૃહ અને મધ્યસ્થ કાર્યાલય.

૧૫ ગુજરાત ગૌ શાળા

૧૬ પાટીદાર મુદ્રણાલય

૧૭ વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.

## ગાંધીનગર ક્ષેત્રે

અ (૧) શેઠ ચંદુલાલ માધવલાલ હાઇસ્કૂલ અને હાયર સેકન્ડરી સ્કૂલ
(૨) સર્વ વિદ્યાલય પ્રાથમિક વિદ્યાલય
(૩) બાલ મંદિર (જુનિયર કે. જી. અને સિનિયર કે. જી.)
(૪) શ્રી પુરૂષોત્તમભાઈ અને ભીખાભાઈ છાત્રાલય
(૫) મહેન્દ્ર મીલ્સ હોસ્ટેલ
(૬) શ્રીમતી કાશીબેન કેશવલાલ ભોજનાલય
(૭) શેઠશ્રી જનતકુમાર ભગુભાઈ શિશુવિહાર ભવન

### ब આકાર લઈ રહેલી સંસ્થાઓ

કાળુપુર કોમર્શિયલ કો. ઓ. બેન્ક લિ. કન્યા કેળવણી સંકુલમાં :

(૧) બાલ મંદિર
(૨) પ્રાથમિક શાળા
(૩) માધ્યમિક શાળા
(૪) ઉચ્ચતર માધ્યમિક વિભાગ ( વ્યવસાયલક્ષી પ્રવાહ સાથે )
(૫) મહિલા કોલેજ ( આર્ટ્સ કોમર્સ, હોમ સાયન્સ )
(૬) લલિત કલા કેન્દ્ર ( સંગીત, નૃત્ય વગેરે )
(૭) મહિલા છાત્રાલય ( શ્રી ત્રિભોવનભાઈ લલ્લુદાસ અને ભાઈઓ તરફથી મળેલ દાનના આધારે )

**વડનગર ક્ષેત્રે**

નવીન સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ અને હાયર સેકન્ડરી સ્કૂલ (પ્રાથમિક વિભાગ સાથે)

**બલોલ** ( તા. મહેસાણા ) **ક્ષેત્રે**

આઈ. એમ. જે. સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ અને હાયર સેકન્ડરી સ્કૂલ (પ્રાથમિક વિભાગ સાથે)

## પરિશિષ્ટ–૩

## સંસ્થાના વર્તમાન કર્ણધારો

## સર્વ વિદ્યાલય કેળવણી મંડળ

| | | |
|---|---|---|
| પ્રમુખ : | શેઠશ્રી અરવિંદપ્રસાદ એન. મફતલાલ | મુંબઈ |
| ઉપપ્રમુખ : | શેઠશ્રી બળદેવભાઈ ડોસાભાઈ | અમદાવાદ |
| | શ્રી હરગોવનદાસ ધનાભાઈ પટેલ | મહેસાણા |
| મંત્રીઓ : | ૧ વકીલ ધનાભાઈ હરગોવિંદદાસ પટેલ | અમદાવાદ |
| | ૨ શ્રી માણેકલાલ એમ. પટેલ | કડી |
| | ૩ ડૉ. રામભાઈ એમ. પટેલ | કડી |

## શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ

| | | |
|---|---|---|
| પ્રમુખ : | શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલ | સિદ્ધપુર |
| ઉપપ્રમુખ : | વકીલ ધનાભાઈ હરગોવિંદદાસ પટેલ | અમદાવાદ |
| મંત્રીઓ : | ૧ શ્રી માણેકલાલ માધવલાલ પટેલ | કડી |
| | ૨ શ્રી કાળીદાસ ઝીણાભાઈ પટેલ | વામજ |
| | ૩ ડૉ. મણિભાઈ એસ. પટેલ | કડી |
| | ૪ શ્રી મનુભાઈ અંબાલાલ પટેલ | અમદાવાદ |

## સાયન્સ કૉલેજ ગવર્નિંગ બોડી

| | | |
|---|---|---|
| ચેરમેન : | શ્રી નટવરલાલ અ. પટેલ | કડી |
| મંત્રીઓ : | ૧ શ્રી બાબુભાઈ ધનાભાઈ પટેલ | કડી |
| | ૨ શ્રી જગદીશભાઈ એન. પટેલ | કડી |

## સર્વ વિદ્યાલય કેળવણી મંડળ : ગાંધીનગર શાખા

| | | |
|---|---|---|
| પ્રમુખ : | શેઠશ્રી લક્ષ્મીકાન્ત ભગુભાઈ | અમદાવાદ |
| ઉપપ્રમુખ : | શેઠશ્રી દિનેશભાઈ (ભારત વિજય મિલ્સ) | કલોલ |
| | શેઠશ્રી મહેન્દ્રભાઈ (મહેન્દ્ર મિલ્સ) | કલોલ |
| | શ્રી ગોપાળભાઈ શિવદાસ પટેલ | અમદાવાદ |
| ચેરમેન : | વકીલ ધનાભાઈ હરગોવિંદદાસ પટેલ | અમદાવાદ |
| વા. ચેરમેન : | શ્રી તનસુખભાઈ પુરુષોત્તમદાસ પટેલ | મહેસાણા |
| મંત્રીઓ : | ૧ શ્રી માણેકલાલ એમ. પટેલ | કડી |
| | ૨ શ્રી મોહનલાલ બા. પટેલ | પાટણ |
| | ૩ ડૉ. ભરતભાઈ અં. પટેલ | ગાંધીનગર |
| | ૪ શ્રી અંબાલાલ સો. પટેલ | વામજ |

---

# લેખક પરિચય

ડૉ. મંગુભાઈ રા. પટેલનો જન્મ મહેસાણા જિલ્લાના 'Town of Victory' તરીકે પ્રસિદ્ધ કંબોઈ ગામમાં. સર્વવિદ્યાલય, કડીમાં માધ્યમિક શિક્ષણ મેળવી ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ. ઈતિહાસમાં દ્વિતીય વર્ગ સાથે પ્રથમ સ્થાન મેળવ્યું. ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. હાલ ગુજરાત યુનિવર્સિટીમાં ઈતિહાસના રીડર છે.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી ડૉ. પટેલનાં 'ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામો અને તેના ઘડવૈયાઓ', 'આંતરરાષ્ટ્રીય સંબંધો–ભાગ : ૨', 'સરમુખત્યારશાહી', 'ફ્રેંચ ક્રાંતિ અને નેપોલિયન' તથા ગુજરાત યુનિવર્સિટી દ્વારા 'વિશ્વક્રાંતિઓ અને રાષ્ટ્રીય આંદોલન', 'રાવ બહાદુર બેચરદાસ અંબાઈદાસ લશ્કરી : ગુજરાતના સામાજિક અને ઔદ્યોગિક નેતા'. આ ઉપરાંત 'મેડમ કામા', 'યુગ પુરુષ સરદાર વલ્લભભાઈ પટેલ', 'ઉમા-દેશ', 'સાત પગલાં સાથે', 'કુલમી ક્ષત્રિય પાટીદારો કા ઈતિહાસ' (સંક્ષિપ્ત) વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે.

વિવિધ સામયિકોમાં ઈતિહાસને લગતા એમના ઘણા શોધલેખો પ્રગટ થયા છે. અનેક ઈતિહાસ પરિષદોમાં તેમણે શોધનિબંધો રજૂ કર્યા છે.

તેઓ ગુજરાત યુનિવર્સિટીની સેનેટના સભ્ય છે તેમ જ વિવિધ સમિતિઓના સભ્ય છે.

ગુજરાતની રંગભૂમિમાં તેમનું અનોખું પ્રદાન છે. તેઓ ગુજરાત રાજ્યની ગુજરાત રાજ્ય સંગીત-નૃત્ય-નાટ્ય અકાદમી, દફતર ભંડાર, કલાકાર આર્થિક સહાય સમિતિ, સંગ્રહાલય સમિતિ, પુરાતત્ત્વ ખાતું વગેરેમાં સક્રિય સભ્ય તરીકે સેવાઓ આપી રહ્યા છે.

# Champion of Cows

MR. PURSHOTTAMDAS R. PATEL, 52-year-old Independ ent member from Mehsana, has made himself known by moving a Bill to prevent cow-slaughter in the State of Bombay.

The lawyer-member joined the Congress in his young age and left it only in 1952 when differences arose on the formation of a farmers' party on a non-political basis and independent of the Congress.

The son of a tiller, Mr. Patel's ideal is a "Khedut Raj." He has organised a Khedut Mandal in his district of which he is the president. He believes in the principle of land for the tillers.

Mr. Patel, who participated in the Rowlatt Act demons tration and the 1930 and 1932 movements, went to jail for the first time only in 1942.

He was a member of the Baroda State Assembly. He was a Congress member of the Bombay Assembly before the general election.

**ABLE**

He contested the last election as an Independent and defeated his Congress rival at Mehsana.

Although his Bill to prevent cow-slaughter was defeated in the Lower House. It was proved that he presented his case for the measure very "ably."

Mr. Patel came well prepared with the opinions of Gandhiji, President Prasad and others.

He speaks on most occasions. He does not deviate from the point and puts forward convincing arguments. The tendency to oppose every Government measure for the sake of opposition, as done by some other Opposition members, is not noticeable in him.

He conducts a weekly newspaper, "Rahstra Dharma," and is also connected with another weekly "Khedut." The journalist member is described by many as a "champion" of cows.

"THE SUNDAY STANDARD"
12 th April 1953
Bombay